# પ્રેમઘેલી-પન્ના.

લેખક અને પ્રકાશક.

ગમનલાલ મગનલાલ પંડયા.

આ પુસ્તક ગમનલાલ મગનલાલ પંડયાએ લખીને "માણેક પ્રીન્ટીંગ પ્રેસ" ૨૬૭ ગ્રાંટરોડ મુંબાઈમાં છાપ્યું છે ને ત્યાંથીજ પોતાને માટે પ્રગટ કર્યું છે.

સંવત ૧૯૭૯. મુંબઈ. સને ૧૯૨૩.

કિંમત રૂ. ૩-૮-૦

# પ્રસ્તાવના.



આ પુસ્તકની પ્રસ્તાવના લખતાં મને ઘણો આનન્દ થાય છે. તેના યુવાન લેખકની એ પ્રથમ કૃતિ છે. ઉપરાંત તેના લેખક, એક અંગત સ્નેહી છે, જેમને નજર આગળ નાનપણુથી મોટા થતા દેખ્યા છે. પોતાની નજર આગળ ઉછરેલા સ્નેહી સ્વજનને લેખકની એક અમૂલ્ય આકર્ષણુવતી શ્રેણીમાં પ્રથમ પદ મુકતાં જોતાં કોને આનન્દ નહી થાય ?

નવલકથાનુ આપણું સાહિત્ય વિસ્તૃત છે પરંતુ શિષ્ટ નવલકથાઓ આપણા સાહિત્યમાં ગણી ગાંઠી છે. આજ કાલ નવલકથાને નામે લખાતાં ટાયલાંમાંની આ નવલકથા એક નથી. કંટાળો ઉપજે તેવાં લાંબાં વ્યાખ્યાનો, નિરસ સંવાદો કે નીચ વૃત્તિઓ ઉત્તેજે તેવાં વસ્તુ અને પ્રસંગોનાં વર્ણનો તેમાં નથી. તેની વાર્તા આકર્ષક છે અને પ્રેમ, શૌર્ય, ધર્મભાવ વિગેરે ઉચ્ચ ભાવોને અવલંબીને રચાઇ છે. નવલકથાના ક્ષેત્રમાં પ્રથમ પ્રયાસ છતાં લેખક આવી સારી અને શિષ્ટ લખવાની કસોટી દાખવી શકયા છે તે જોઇ ઘણો આનન્દ થાય છે. પ્રથમ પ્રયાસની છાયા તેમની કૃતિમાં છેક અજાણી રહે તે અસ્વાભાવિક છે. કવચિત્ શબ્દ અને વાકય

બંધારણમાં વિચિત્ર ક્ષતિઓ આવી ગએલી જણાય છે. પરંતુ તે છતાં, તેમની ભાષા અને આલેખના સાધારણ નવલકથાઓની ભાષા અને આલેખના કરતાં ઘણી વધારે શિષ્ટ અને ચઢીઆતી છે; જ્યારે જે સફળતાથી તેમની વાર્તાનો રસ તેઓ જમાવી શકયા છે અને પાને પાને વધારે ચઢાવી શકયા છે તે ખરેખર, ધન્ય-વાદને પાત્ર છે. વાર્તાને મોગલ શહેનશાહ અકબરના સમયમાં મુંકી તેને અર્ધ ઐતિહાસિક સ્વરૂપ આપેલું છે, જે તેની આકર્ષકતામાં સારો વધારો કરે છે. તે સાથે કુશળતાથી, વાર્તાના લેખકે, એક ઉપવાર્તા રૂપે, હિન્દુ સંસારનો એક વિકટ પ્રશ્ન–વિધવા જીવનનો,–ચર્ચેલો છે, અને તે સંબંધી કેટલીક ઉપયોગી સૂચનાઓ કરેલી છે. એકંદરે વાર્તા અમને ઘણી પસંદ આવી છે અને તેના લેખકને ગુજરાતી સાહિત્યના નવલકથાના લેખકોની શ્રેણીમાં અભિનન્દન સાથે આવકાર આપીએ છીએ. છેવટે એટલુ ઇચ્છીએ છીએ કે ગુજરાતી નવલકથાના સાહિત્યની સેવા કરવાનો વાર્તાના લેખકનો આ પ્રથમ પ્રયાસ છેલ્લોજ નહી રહે.

મુંબઇ
તા૦ ૧૯-૧૦-૨૩.

રંજીતલાલ હ. પંડયા,
બાર–એટ–લો.

# લેખકના બે બોલ.



આજ કાલ ઘણી નવલકથાઓ બહાર પડે છે ને તેને ઐતિહાસીક નવલકથાનું તોરવંતુ નામ અપાય છે પણ ખરી રીતે જોતાં તેમાં ખરી બનેલી વાર્તાનું ખુનજ થાય છે. તેનાં કરતાં જો ઐતિહાસીક વસ્તુ લઈ તેને આજ કાલને અનુસરતિ નવલકથા લખવામાં આવે તો તેમાં કાંઇપણ વાંધો આવે તેમ નથી. ફકત સત્ય ઘટનાવલંબીની ઐતિહાસીક વાર્તા છે એવું જણાવવાની કાંઇપણ જરૂર નથી. આ વાર્તાની અંદર રાજપુતાનાના વીર ક્ષત્રિયોની બહાદુરીનું થોડુંક વર્ણન છે, પણ તેનો મોટો ભાગ આજકાલના જમાનાને અનુસરીને યોજવામાં આવેલો છે. એટલે આ વાર્તાને હું ઐતિહાસિક નવલકથાનું નામ આપતો નથી. પહેલાંના વખતમાં રાજપુતોએ કુસંપથી પોતાની માતૃભૂમિ ગુમાવી ને પરતંત્રામાં સપડાયા તેવીજ રીતે હાલ આપણે કુસંપથી એકબીજા સાથે લડી રહ્યા છીએ. હિંદના લડાયક યુગમાં સ્ત્રીઓ પણ પોતાના પતિને ને પોતાના બાંધવોને સ્વદેશના કાર્ય માટે કેવી મદદ કરતિ હતિ તેનો આબેહુબ ચીતાર આપવાનો આ નવલકથામાં થોડો ઘણો પ્રયત્ન કર્યો છે.

આ ચોપડીમાં કદાચ ભૂલો રહિ ગઇ હોય ને કદાચ કોઇ જગ્યાએ નિરૂરસ જણાય તો તેની હું ક્ષમા માગી ને મ્હારા આ પ્હેલા પ્રયાસને ઉત્તેજન મલસે એવી આશા રાખું છું.

મુંબઇ, તા૦ ૧૯–૧૦–૨૩.

લિ૦

ગુજરાતિ સાહિત્યનો સેવક,

**ગમનલાલ મ. પંડયા.**



# અનુક્રમણિકા.

# પ્રેમઘેલી-પન્ના.

## પ્રકરણ ૧ લું.

—:o:—

### વેરની પ્રતિજ્ઞા.

હિન્દુસ્તાનમાં જે સમયે મોગલ શહેનશાહને સુર્ય મધ્યાન્હનો તાપ તપાવી રહયો હતો, તે સમયે આપણી વાર્તાની શરૂઆત થાય છે.

મહાન દયાળુ અને સર્વ લોક પ્રત્યે પ્રેમ રાખનાર પ્રતાપી અકબરશાહ દિલ્હીની ગાદી ઉપર બિરાજમાન હતો. તેના શૌર્યનાં અને ન્યાયનાં સર્વે સ્થળે વખાણ થતાં હતાં; મોગલ શહેનશાહત તેના અમલમાં પૂર્ણ જ્યોતિથી પ્રકાશી રહ્યુ હતું. આવે વખતે કે જ્યારે મોગલ શહેનશાહી સર્વ પ્રજા આનંદ વૈભવમાં રચી પચી રહી હતી, ત્યારે રાજપૂતાનાની દક્ષિણે આવેલા નાગોર નામના શહેરમાં ભીલો અને લુટારાઓ ત્રાસ ચલાવી રહ્યા હતા. આ નાના રાજ્યનો રાજા દિલિપસિંહ મોગલ સમ્રાટ્ અકબરને ખંડણી ભરતો હતો. દિલપસિંહ જોકે ન્હાના રાજ્યનો રાજા હતો, છતાં તેની શૂરવીરતા માટે સૌ લોકો

પ્રસંશા કરતા હતા. તેની ઉમ્મર આશરે ૬૦-૭૦ વર્ષની હતી. તેની આંખોનો ચમકાટ શત્રુને કાંઈ અજબ રીતે બીવડાવતો હતો. તેનું કસાયલું અંગ ભલભલા બહાદુર સૈનિકોને શરમાવતું હતું. તેની ભરાવદાર મૂછ તેની વિક્રાળતામાં વધારો કરતા હતા. તે આવો બહાદુર વીર છતાં તેનાથી લુટારાઓને કાંઇ પણ થઇ શકતું નહોતું.

ઘણોક વખત વિચાર કર્યા પછી તેણે મોગલ સમ્રાટ્ અકબર ઉપર મદદ માટે કેટલાક પત્ર લખ્યા પણ તે બધું ફોકટ ગયું. એટલે રાજાને અત્યંત પશ્ચાતાપ થવા લાગ્યો કે "મેં કયાં મોગલ સમ્રાટ્ સાથે મિત્રતા કરી કે જયારે મારે સહાયની જરૂર છે તે વખતે મદદ મલતી નથી?" જે વખતે ભૂખ લાગી હોય તે વખતે ખાવાનું આપે નહી ને વખત ગયા બાદ ખાવાનું આપે તે શા કામનું?

તેને મોગલ સમાટ્નાં સંબંધમાં ઘણી લુચ્ચાઇ જણાવા લાગી પરતુ હવે તે સંબંધી વિચારો કરવા નકામા હતા.

કેટલાક દિવસો અને રાત્રિઓ વિચારો કરી ચિન્તામાં પસાર કર્યા પછી અંતે મનમાં એવો વિચાર કર્યો કે અરિકંદના વીર રૂદ્રસિંહને એક સવિસ્તર પત્ર લખવો અને તેમાં એક વૃદ્ધ રજપુત બંન્ધુને મદદ

કરવા માગણી કરવી. આ વિચાર અમલમાં મુકી એક પત્ર લખ્યો ને તેમાં પોતાના તમામ વિચારો ને સંયોગો વર્ણવ્યા, તેણે લખ્યું કે એક પરદેશી રાજ્ય કે જે હંમેશાં પોતાનાજ સ્વાર્થમાં લચીપચી રહેલું છે તેની મીત્રતા કર્યાથી બદલામાં હાસ્યનો પડઘો પડે છે, તેના કરતાં પોતાનાજ દેશ બન્ધુની મદદ લેવી એજ વધારે ઉત્તમ છે! મ્હારા રાજ્યમાં લુટારાઓનો એટલો બધો ત્રાસ છે અને તે લોકોએ ગરીબ રૈયતને લુટીને બહુ મીલકત એકઠી કરેલી છે માટે ભીલ લોકોને હરાવવાથી તેમનો ધન ભંડાર પ્રાપ્ત થશે તો તેમાંથી આપણે અડધો અડધ સરખે ભાગે વહેંચી લઇશું.

આવી વિગત સહિત તેણે બીજી અનેક લાલચો લખી જણાવી પરંન્તું વાંચક! રૂદ્રસિંહ એવી લાલચોથી લલચાય તેમ નહોતું! કેવલ પોતાના એક અસહાય બંન્ધુને દુઃખથી ઘેરાયલો જોઇ, પોતાની ફરજ બજાવવી એવો વીચાર કરી પોતાના સૈન્ય સાથે નાગોર તરફ જવા તૈયાર થયો. રૂદ્રસીંહની યુકિતથી અને પ્રાબલ્યથી ભીલ લોકોને નસાડી મુકયા, તેઓને, ખરેખર પોતાનું સર્વસ્વ તજી નાશી જવું પડયું.

બહાદુર સરદારોએ તેમની રહેવાની જગાએ ટુકડીઓ—લશ્કરી માણસોને રાત દિવસ પહેરો ભરવા સૂચના કરી.

આમ લગભગ ૧૫-૨૦ દિવસમાં એક ભીલનું નિશાન ત્યાં રહ્યું નહિ, પોતાના બળથી ને પોતાના સૈન્યના બાહુબળના પરાક્રમ સાથે તેણે વિજય મેળવ્યો. નાગૌર નરેશને પોતાના તરફથી કંઈપણ મહેનત લડાઈમાં કરવી પડી ન હતી. નાગૌરાધિપતિ દિલીપસિંહ આ ભીલ લુટારાઓને નસાડી મુકયાની વાત કાને પડતાંઘણોજ ખુશ ખુશ થઇ ગયો!

પરન્તુ દિલીપસિંહે વિચાર કરી અરીકંદના ક્ષાત્ર બન્ધુ રૂદ્રસિંહને સાથે લઇને તેઓને રહેવાનાં રહેઠાણો ફરી ફરી તપાસવા લાગ્યા, ગુફાઓ ઝાડીઓ પહાડની તલેટીઓ ઇત્યાદી દરેકમાં તેઓનો વાસો હતો. તેમાં હજારો લોકોના નાના મોટા ગરીબોનો માલ લુંટી લાવી મુકેલો હતો. તે જોઇ અરીકદના ક્ષાત્રબંન્ધુ રૂદ્રસિંહ જોઈને મન સાથે વિચારમાં મશગુલ પડી ગયો.

હો! હો! હે પ્રભુ! આ ધનનો હવે ગરીબ અપંગ મનુષ્યોના ઉપ્યોગમાં વપરાયતો સારૂં. એમ વિચારોના વમળમાં પડયો પડયો આખમાં આસું ભરાઇ આવ્યાં પરન્તુ કોઇ દેખે નહીં તેમ આસું લુછવા લાગ્યો.

દિલીપસહિં મનનો મેલોને જરા લોભી હતો. તે ક્ષત્રિ ધર્મ જાણતો હતો પણ ધન દેખી તેનું મન લલચાઇ ગયું. જેમ મહામુનિયો કેટલીક વખત ધન દેખી કયારે ભંડારમાં મુકું એવા વિચારથી ચલીત થાય છે તેમ તેની બુદ્ધી પણ ફરી ગઇ.

એટલે તેની મ્હોંની આકૃતી દેખી રૂદ્રસિંહ તેના વિચારો સમજી ગયો. ત્યારબાદ બોલ્યો; "નરેશ." તમારે આ ધનથી જરાપણ લોભાવું જોઇએ નહીં? એ ધન તમારા તથા આસપાસના રાજયોમાંથી કે નાના ગામોમાંથી નિર્દોષ માણસો રસ્તામાં જતા આવતા ત્યારે તેઓનાપર ઝપાઝપી કરી લુંટી લીધેલા છે. તેઓ કદાચ આનાકાની કરે અથવા ના આપે તો પોતાની તરવારો તથા તીર કામઠાંનો સ્વાદ ચખાડતા, એવી યુકિતથી છુપાઇ રહેતા, કે નિર્દોષ મનુષ્યોને ખબર પણ પડે નહીં.

ના જુવે સ્ત્રી કે પુરૂષ! તેઓને ન ઉપજે દયા કે ન ઉપજતો ભ્રાતૃપ્રેમ, એવા નિર્દય લોકો લુંટારાઓ એ અનેક કુમાર્ગોએ એકઠા કરેલા ધન ઉપર આપણે દ્રષ્ટીપાત કરવો એ શું વાજબી લાગે છે? મને તો તે ધન દેખી કાંઇ મોહ કે કંઇજ ઇચ્છા થતી નથી. છતાં મારા વિચારો જણાવું છું કે એ ધન ગરીબો અપંગો તેમ અનાથ બાળકોના શિક્ષણના ઉપ્યોગમાં આવે એવી વ્યવસ્થા આપણે કરવી જોઇએ.

પરન્તુ વાંચકવૃંદ? "આ મેલા મનનો દિલ્લીપસિંહ બોલ્યો કે તમને કયાં પુછું છું કે તમારો વીચાર આ ધન દેખી શું કરવાનો છે? મારો સવાલ એટલોજ હતો કે આ ભીલ લુંટારાઓને નસાડી મુકશો તો એ ધન અર્ધો અર્ધ ભાગે આપણે વેંહેચી લઇશું. મારા

પ્રદેશમાંથી નીકળ્યું, એટલે એ ધન મારૂંજ છે. તમારે વચ્ચે પડવું નહીં."

રૂદ્રસિંહ આ વાકયો સાંભળી ખેદ અને ગુસ્સાથી ધ્રુજી ઉઠયો, પરન્તુ તેણે પોતાના વિચારો હજી જણાવવા એમ વિચારી બોલ્યો, "દીલીપસિંહ! મહારાજા! હજી સમજો, વિચારો ?" તે ગુસ્સે થઇને બોલ્યો.

"હવે વૃદ્ધાવસ્થામાં છો. તેથી સત્યની સાચી શીખમાં ને ભકિતમાં મનને રોકી, પરમાત્માને રાજી રાખી સત્યથી ચાલો. જેવું રોપશો તેવુંજ ફળ પામશો. એ તો અચુકજ છે, પછી મકાઇના બીજની વાવણી કરી, મોતી મેળવવાની હોંશ પુરી કેવી રીતે પાડશો? મનમાં બીજાને એમ દેખાડવા માંગતા હો કે હું નીતીથી ચાલું છું પરન્તુ ચાલતા વખતમાં જયારે તમે બળવાન હતા, "જોરમાં તેમજ પૈસામાં" તે વેળા કોઇપર સારાસારી રાખી નથી. ને તે છતાં તમે મદદ માંગી! એટલે એક ક્ષાત્ર બંધુ તરીકે મેં કામ બજાવી આપ્યું, માટે આમાંથી ધર્મ દાનમાં ધન કાઢવું જોઇએ."

દીલીપ—વધારે બોલવા તેમ કશું સાંભળવા હું માંગતો નથી.

રૂદ્રસિંહ....વધારે ગુસ્સાભેર બોલ્યો, "શું ત્યારે આ ધન દેખી દાઢ ડળકી છે?"

દિલિપ—અલબત એમ થવુંજ જોઇએ? વચ્ચે માથું

મારવાની જરૂર નથી. હું એ ધન હાલ તારા દેખતાંજ મારા ભંડારમાં મોકલાવી આપું છું.

રૂદ્ર—એક ક્ષત્રિય કુલભૂષણ નૃપના શ્રીમુખથી આવા શબ્દો સાંભળી મનને બહુ દુઃખ થાય છે. એ ધન તમારા પ્રદેશમાંથી નીકળ્યું માટે તમારૂં છે ખરૂં, પણ તમારા ભંડારમાં મુકાવી તેનો શો ઉપયોગ કરશો?

દિલિપ—ફાવશે તેમ કરીશું. એની ચિન્તા કરવાની ને વિચારો ચલાવવાની તમને જરૂરજ નથી.

એટલા શબ્દો કહી તેણે પોતાના પ્રધાનને બોલાવી હુકમ કર્યો કે, આ બધું ધન આપણા ભંડારમાં સંભાળીને મુકાવી દે. અને થોડા ભાગનું રૂદ્રસિંહજીના જે લશ્કરીઓએ આપણને સહાય આપી છે તેમને આપો.

રૂદ્રસિંહને આ શબ્દોથી બહુજ ઝાળ ચઢી લાલચોળ તપી તે બોલ્યો, "શું દિલિપસિંહ, મારા સૈન્યના માણસો તો ત્યાં હતાજ નહીં, કેમ? આ શબ્દો આપ બહુ સારા બોલો છો.તમે લખ્યા પ્રમાણે ને કબુલાતની સરતે અર્ધોઅર્ધ ભાગનું ધન આપવાનો વિવેક વિચાર કરતાજ નથી, પણ જાણે મેં તમને જરા પણ મદદ નહીં કરી હોય તેમ આપ મહારાજા બોલો છો! એ શું તમારા જેવા વૃદ્ધ મહારાજાને શોભે છે?"

દિલિપ—તમે કાંઇ નથી કર્યું એમ મારાથી કેમ કહેવાય? પણ મારાં માણુસો કાંઈ તમારા લશ્કરી માણુસો કરતાં કમ નથી; તેમણે ભીલ લૂટારાઓને નસાડવામાં મદદ કરી છે, ને બરાબર શૂરતા બતલાવી છે, અને તેટલા માટેજ મેં તેમની પ્રશંસા કરી છે. સાચી વાતમાં તમારે ચીડાઇ ગુસ્સો બતલાવવાનું કારણ નથી.

રૂદ્ર—વાહ! આપે આ તો બહુ ઉત્તમ વાકયો કહ્યાં. દિલિપસીંહ, આ ઉપરથી તમારો વીચાર હું સમજ્યું છું. તમે એમ કહેવા માગો છો કે મ્હેં તેમ અમારા સૈન્યે કાંઈજ બહાદુરી બતલાવી નથી. તમારા પત્ર ઉપરથી વૃદ્ધ મહારાજાને મદદ કરવી તે ક્ષત્રીયોનો ધર્મ છે એવા વીચારથી હું ખાસ હોંશીયાર સૈન્યને લઇને આવ્યો હતો, છતાં જણાવો છો કે "જોઇ તમારા સૈન્યની શૂરતા?" આ વાકયો તમારા જેવા ક્ષાત્ર વીરને શું બોલવા ઘટે છે? તમે મહારાજા કઇ આંખોએ જોયું? સ્વાર્થની આંખે કે આ તમારા દેહની આંખે? છતાં હું આપને જણાવી દઉં છું કે આ ધન મારે જોઈતું નહોતું પણ તમારાં કટુ વચનોની ખાતર અને તમારી શરત પ્રમાણે મહારો અડધો અર્ધ ભાગનું ધન આપી દો! હું કાંઇ એને મહારા ભંડારમાં મુકવાનો નથી, પરંતુ ગરીબો, અપંગો તથા અનાથોનાં બાળકોને શિક્ષણના ઉપયોગમાં વહેંચી નાંખનાર છું.

આપે મ્હારા માણસોના કરેલા અપમાન બદલ હું આપને જતા પહેલાં જણાવું છુ કે આપે એ વચન પાછાં ખેંચી લેવાં.

એક ક્ષત્રીયનું તેના મ્હોં ઉપર કરવામાં આવેલું અપમાન તે કદી પણ સહન કરી શકેજ નહીં, અને એવા અપમાન બદલ કાં તો જાન ખુવે કે જાન લે. પરંતુ આપ એક વૃધ્ધ હોવાથી મ્હારા વડીલ તુલ્ય છો અને તેથી હું કાંઈ વધુ ન કહેતાં આપના અપમાન-કારક શબ્દો પાછા ખેંચી લેવાની નમ્ર વીનંતી કરી કહું છું."

પોતાના રાજ્યમાં વાઘ તુલ્ય સ્વચ્છંદી બનેલો ઘરડો દિલિપસીંહ બોલ્યો, "રૂદ્રસીંહજી! હવે મેહરબાની કરીને વધુ વીવેચન ન કરતાં તમારે ગરીબોમાં વહેંચવા ધન જોઇતું હોય તો હું તે ધનમાંથી અર્ધો અર્ધ આ-પવા માગતો નથી." ત્યારપછી પાછો તે ગુસ્સામાં બોલ્યો.

"મારાં માણસોને હું ચાહે તો મ્હારા મહેલમાં નચાવું, કે છાપરે બેસાડું અને ચાહે તો હું તેના ટુકડા કરૂં કે રમાડું, તેઓ ગમે તેવા પણ મ્હારા લશ્કરના માણસો છે! પરંતુ તેમાં બીજાને બોલવાનું પ્રયોજન શું?

રૂદ્રસિંહજી—હવે તમારો આજ છેવટનો જવાબ છે? દિલીપસિંહજી—હા. એકવાર નહી, પણ સાડા

સ-તર વાર એજ જવાબ છે. હવે તમે શું કહેવા માગો છો? જે કહેવું હોય તે સત્વર જણાવી દો?

રૂદ્રસિંહજી—ગુજરાતીમાં કહેવત છે કેઃ—

"ગરજ સરે વૈદ વેરી." વાહ! વાહ!

દિલીપસીંહજી હું હવે એક ક્ષત્રિય વીર છું તે ધ્યાનમાં રાખજો. હું મારી સદાની સાથી મારી વફાદાર તલવારના પવિત્ર સોગન ખાઇને જણવું છું કે હું આનું વેર લઇશ. મહારાજા વૃદ્ધ થયા, એટલે ગત ગમું, 'સાઠે બુદ્ધિ નાઠી' તમારાં ધોળાં પળીયાંમાં ધુળ પડી. હજી ચેતવું હોય તો ચેતો, નહીતર વૈર લઇશ, બસ હવે હું વધુ કહેવા માગતો નથી, ક્ષત્રિઓમાં અને તે પણ આપનાં જેવા વૃદ્ધ ક્ષત્રિયોમાં આવો હડહડતો કલી પ્રવેશસે એવી મેં સ્વપ્ને પણ આશા રાખી નહોતી. હરિ! હરિ! દુનીયામાં કેવા ગરજવાળા સ્વાર્થી માણસો પડયા છે. 'ગરજે ગધેડાને બાપ કહે; તેમાં-નોજ આ મહારાજા છે. દિલીપસીંહ! હજી કંઇ પણ વીચાર આવે છે. હજી તમે એમ ધારેશો નહિ કે એક કામ થયું એટલે પત્યું. હજી અનેક વાર મારી તમારે જરૂર પડશે; અને તે વખતે તમારી શી દશા આવશે તેનો મનમાં ખ્યાલ કરજો." રૂદ્રસિંહ બોલતાં બોલતાં એકદમ ગુસ્સે થયો ને તેનું ક્ષાત્રતેજ એકદમ ઝલકી ઉઠયું, તે આવેશમાં બોલ્યો,

૧૧૫૨૩



"પરંન્તુ એટલું ધ્યાનમાં રાખજો ને હૃદયમાં યાદ રાખજો. કે આની આ જગ્યાએજ હું તમારા ઉદ્ધત વચનો માટે તમને દંડ આપત પરંન્તુ ઓ વૃદ્ધ ક્ષત્રિય બંન્ધુ? હું તમને એટલી સહનતા રાખી માફ કરૂં છું. અને વખત આવશે ત્યારે હું વૈર લઇશ, લઇશ, ને લઇશિજ?"

નથી પરવા જીવન ધનની, અમારૂં વેર લેવાને,
અમારા શીર સાટે, તમારૂં શીર લેવાને.
ત્હમારા બાયલા શબ્દો, સુણી અંતર મહીં ખટકે,
જરા હોય ધર્મ અંતરમાં ધરો શીર અમ તણે ચરણે.

જેમ દુર્યોધનની સભામાં શ્રીકૃષ્ણચંદ્ર વીષ્ઠી કરવા ગયા, અને ત્યાં અપશબ્દોથી તેમણે અનેક ક્રોધ ભરેલાં વચનો સહ્યાં; અને વીરાટ સ્વરૂપ ધારી સર્વ સભાને ધ્રુજાવી હતી. તેમજ રૂદ્રસિંહનાં વચનોથી સર્વ સભાના પ્રધાન સેનાપતી ઇત્યાદિ દરેક મનુષ્યોને થરથરાટ ઉપજવા લાગ્યો.

દિલિપસિંહની પાછળ એક ક્રોધ ભરી દ્રષ્ટી નાખી રૂદ્રસિંહ પોતાનાં માણસો સાથે ત્યાંથી ચાલી નીકળ્યો.

રૂદ્રસિંહ ઘોડા ઉપર સવાર થઇ રાજ્ય મહેલની બાજુ આગળથી પોતાના સૈન્ય સાથે જતો હતો, તેવામા અચાનક રૂદ્રસિંહની નજર રાજ્ય મેહલની જરાક આઘેની બારી ઉપર પડી; તેમાં એક સોળ વર્ષની રૂપ રૂપનો

અવતાર ગોરી સુંદરી પોતાની દાસીઓ સાથે વાત કરતી હતી. પરન્તુ રૂદ્રસિંહનો ઘોડો તે બારી નીચેથી જતો હતો, એટલામાં તેના ઉપર તેજ બારીમાંથી જાત જાતનાં ગુલાબ અને ચંપાના ફુલની વૃષ્ટી થઈ. તેનીજ સાથે રૂદ્રસિંહે બારી સામે દ્રષ્ટી કરી તે દરમ્યાન તે સુંદરી અને રૂદ્રસિંહને તારા મૈત્રક થયાં અને પ્રેમની ગાંઠ બંધાઇ.

કાંઇ અજબ જાદુના ખેલની માફક રૂદ્રસિંહના દીલમાં પ્રેમ પ્રકટ્યો. તેણે પુનઃ ઉંચે નજર કરી. સુંદરીને રૂદ્રસિંહની આંખો મળી ને હૃદય હસ્યાં.

રૂદ્રસિંહ તે રંભા તુલ્ય રમણીનું સ્નેહાંકીત હાસ્યથી ભરેલું મુખ જોઇ વીચાર કરવા લાગ્યો, કે આ દુનીઆની અંદર રંભા અને ઉર્વશીનું રૂપ પણ વીસરાવે એવી સ્વરૂપવાન રમણીઓ હજુ પણ છે. તે મનમાંજ વીચારવા લાગ્યો કે,

કેવી સુકોમળ સુંદરી, કેવું મધુરૂં હાસ્ય છે!
નજરો નજર મીલાવવાથી, હૃદયમાં ઉત્પાત છે!
સુવર્ણની પ્રતિમા સમી, સ્નેહાલ બાળા શું દિસે!
આ પ્રેમઘેલી પ્રણયીનિ હા! ભાગ્યમાં કોને હશે!

લજ્જાળું સુંદરીએ તરતજ હાસ્ય વદન નીચું કરી દીધું, પણ નીચું મોં રાખ્યા છતાં રૂદ્રસિંહ તરફ

જોતી રહી હતી. મનમાં મલકાતી કે રાજ્યવીર સાથે પ્રેમની ગાંઠ જોડાય. મનમાં આવા વીચારો કરતી બહાર-રથી સખી સાથે વાત કરતાં અટકી ગઇ. રાજવાડાની ચતુર દાસીઓ આ ચેનચાળા તરત સમજી ગઇ.

જતાં જતાં રૂદ્રસિંહ પોતાનું દીલ આ સુંદરીને આપતો ગયો; અને આ નવજવાન કન્યા પણ પ્રેમ-રસથી ભીંજાઇ ગઇ.

---

## પ્રકરણ ૨ જું.

—:o:—

### પ્રેમઘેલી પ્રણયીનિ.

જેષ્ઠ માસ વ્યતીત થવાની તૈયારીમાં હતો. મંદ મંદ વૃષ્ટી કોઇ કોઇ ગામોમાં કે શહેરોમાં થવા લાગી હતી. હરીયાળી ભુમી અને લીલાં વૃક્ષ ઉપર અનેક વીધ કોમળ કુસુમો ખીલ્યાં હતાં, વારંવાર રસ્તે જતાં મનુષ્યોનાં મન આનંદથી તોડવા લલચાવતાં. પક્ષીયોને પણ તેથી હર્ષ થતો, તેઓ એકથી બીજા વૃક્ષો ઉપર અને બીજાથી ત્રીજા ઉપર બેસી કલ્લોલ કરતાં હતાં. ભ્રમરો પુલની સુકોમલ જાત જાતની પાંખડીઓ ઉપર પોતાનાં નાજુક ડોકાં નમાવી પોતાની નાનકડી શુંઢો તેમાં મધ માટે ઘાલતા હતા. વનમાં

પશુઓ વર્ષાદ પડતાં આમ તેમ દોડા દોડી કરતાં હતાં; આવી વન લીલા થઇ રહેલી હતી ત્યારે ઉપવનો કે જ્યાં માળી લોકો પોતપોતાની કારીગરીથી ભીન્ન ભીન્ન પ્રકારનાં ઝાડને વર્ષા ઋતુની શરૂઆતથી જાત જાતના છોડવાઓ વાવી એક સરખી રીતે તેમની ગોઠવણી કરવા લાગી ગયેલા હતા. આમ વન લીલીનો દેખાવ ઘણોજ મનોહર થઈ રહેલો હતો.

બાગમાં નાનાં નાનાં ત્રિકોણુકાર કે કમળ પુષ્પના કે ચોરસ કયારાઓ બનાવી તેમાં ગુલાબ, ચંપો, જાઈ, જુઇ; મોગરો, કેતકી, બોરસલી કરેણુનાં સુર્યમુખી ઇત્યાદી પુષ્પોનાં ઝાડ કે કુડાં ગોઠવી આખો બાગ પુલોથી મગ-મગાટ બનાવી મુકેલો હતો. તે સુંદર બગીચામાં બેસ-વાને વાસ્તે સુંદર બેઠકો થોડા થોડા અંતરે ગોઠવી દીધેલી હતી. તે બાગ એટલો તો સુંદર હતો ક ગ્રાષ્મ ઋતુની અંદર પણુ ઠંડા પવનની લહરીઓ આવી બેસ-નારને ફરનારના જીવને અત્યંત આલ્હાદ આપતો હતો.

એવા આનંદ દાયક દિવસોમાં આ મોટા બગીચામાં સખીઓનું એક મંડળ આનંદે ફરતું આપણી નજરે પડે છે. તેમાં આશરે સોળ સત્તર વરસની ઉમરની મુગ્ધાઓ હતી. એક બાજુ બગીચાનો સુંન્દર દેખાવ, પુષ્પોની વાસનાનો મઘમઘાટ, અને બીજી બાજુ આ ઘુઘરીવાળીઓનો ઘમઘમાટ, જાણે અપ્સરાઓએ સ્વર્ગ

માંથી ઉતરી આવીને બાગને પાવન કર્યો હોય એવો લાગતો હતો. પરન્તું બરાબર નિહાળીને જોતાં તેમાં એક ભારે કીંમતી શણગાર વાળી મુગ્ધા જોવામાં આવતી હતી જે સર્વથી વધુ લાવણ્યવતી દેખાતી હતી. તેની સામું જોતાંજ જાણે ઇંદ્રાણીજ અપ્સરાઓની સાથે આવી ના હોય એમ અનુમાન થઈ જતું! માંહો માંહે હાસ્ય વિનોદ કરતી, વાતોના તડાકા મારતી આમથી તેમ ચારે બાજુ ફરતી જોવામાં આવતી હતી. થોડી વાર લગી તો રમત ગમતમાં તેમણે પોતાનો વખત પસાર કર્યો પરંન્તુ બાગમાં ચારે તરફ ફરવાનું મન થતાં તેઓ ફરવા લાગી. જ્યાં ત્યાં જુદી જુદી જાતનાં ઝાડ અને નાના નાના પુલના છોડવાઓ જોવામાં આવતા ત્યાં થોડી થોડી વાર ઉભી રહી નીહાળીને જોતી; અને તેમની ઉપરનાં રંગ બેરંગી ગુલાબ ચંપો જાઈ વીગેરે પુલના ગુણોનું વાદ ગાતી હતી. કૈકં પુષ્પો સુંઘતી, જુઇ ગુલાબને પોતાના કોમળ હસ્તથી તોડી સખીઓને સુંઘાડતી હતી. પાછી તે પુલો સુંઘતાંનું વીવેચન કરી હાસ્ય કરતી; આમ ચાલતી ચાલતી તેઓ આગળ ને પાછળ મંડળની નાયિકાને વીંટી રહેતી સહુ સખીઓ બાગની વચ્ચો વચ્ચ આવેલા એક પુવારામાંથી પાણીની શેરોની ધારાઓ ઉડતી હતી તે જોવા થોભી. બધી સખીઓ સાથે પુવારાની આસપાસ બાળા ફરતી હતી. પરન્તું, આ શણગાર

પહેરી સજ્જ થયેલી બાંકડા પર જઇ બેઠી એટલે સર્વ સખીઓ બાંકડાની આજુબાજુ વીંટળાઇ વળી. તે બાંકડા પર બેઠી. તે વખતે જાણે થાકી ગઇ હોય તેમ બેચેન સ્થિતીમાં બેઠેલી હોય ને વીચારોના તરંગો મન સાથે ચલાવી રહી હતી. આથી સર્વ સખીઓ વીચારમાં પડી ગઇ. પરંન્તું તેમાંની એક સખી મશકરી કરી આમ બોલી.

"પન્ના બા! આજ શા વીચારો ચલાવી રહયાં છો; કંઈ ઉંડા વીચારમાં મશગુલ બની ગયાં હો એમ લાગે છે. કંઇ મદનનાં તીર વાગ્યાં છે!"

બીજી સખી બોલી, "ખરૂં છે. અમે બધાં વાતો ને ઠઠ્ઠા મશકરીઓ ચલાવી રહયાં છીએ તેમાં વચ્ચે આપ જરા પણ બોલતાં નથી. અને બધું મુંગે મ્હોએ સાંભલ્યું ના સાંભલ્યું કરી વીચારો ચલાવ્યાં કરો છો. મને એમ થયું કે લાવ હું પુછું! પણ હવડે વીચારનો અંત લાવશે? કહો શું છે બા! શા માટે આવા તરંગો ચલાવો છો? જણાવો તો ખરાં! બોલો મારાં કુંવરીબા! બોલો, આપ શું ઉદાસીમાં છો?"

પન્ના વિશેષ ઉદાસીનતાથી કંટાળતી હોય તેવા રૂપમાં બોલી કે, બવ્યું શા કારણથી આમ થાય છે તે સમજાતું નથી. મને આજે લગારે ચેન પડતું નથી.

શૈલવતી નામની એક સખી બોલી, કે આ સુંદર

બાગમાં આપણે કુદરતના માળીની કારીગરીનું સંગ્રહસ્થાન જોવા આવ્યાં છીએ. કેવાં મજાનાં નાના નાના છોડને પુલો શોભી રહયાં છે. તેની પાછળ જાત જાતની પથરની કાંકરી સફેદ કકડા રંગીત કાચના ગોઠવવામાં આવ્યા છે. વેલો ભાત ભાતની દેખાય છે. શું તે તમને નથી ગમતું? તેનાથી તમને જરા શાંન્તી મલતી નથી?

વાસ સુવાસીત પુષ્પનો અમ હૃદયને રંજીત કરે,
ખીલેલ સુંદર મોગરા વળી શ્વેત પુષ્પો શું દીસે?
અંતર મહીં આરામ થાયે પવનની લહરી થકી!
તેવે સમય ઉદાસ કાં? અમ સ્નેહ અંકીત સુંદરી?

પન્ના—નહીં, કોણ જાણે મારૂં હૃદય ધડક ધડક થયાં કરે છે. કાંઈ માઠા સમાચાર આવવાના હોય તેમ મનમાં વારંવાર વીચારો આવ્યા કરે છે અને બહુ ખરાબ વીચારોના તરંગો અને તર્કો થયા કરે છે. હે પ્રભુ? આમ કેમ થાય છે તે હું સમજતી નથી. આ બગીચામાં ફુલ સુંઘતાં મને કંપારી આવે છે. આ બુલબુલ, મેના, પોપટ, મોર, આદીના ટહુકાર મને મીઠા મધુરા લાગવાને બદલે કર્કશ લાગે છે. પવનની લહરીઓ મને મધુરી અને ઠંડી લાગવાને બદલે જાણે દીલમાં અગન અગનના ભડકા ઉઠાડતી હોય એમ લાગે છે. પવનના સુસવાટા મારા કાન પાસેથી પસાર થતાં એવી કમ્નિા તેમાંથી નીકળે છે કે બીજું કંઇજ સંભળાતું

ના હોય તેમ લાગે છે. હૃદયમાં કાંઇ અજબ અશાંતી થાય છે. હું પોતે જાણી શકતી નથી કે આજે શા માટે મ્હારૂં મન બેચેન થયા કરે છે! મ્હારી બ્હેનો! મારા મનની સ્થિતી આવી હોવાથી હું તો મુંઝાઇ ગઈ છું, મને કંઈ ચેન પડતું નથી.

એક બટક બોલી સખી બોલી કે "કુંવરીબા! આ ગુલાબ શું તમને મોહક નથી લાગતું? જુઓ તો ખરાં કુવરીબા! લો તમારા હાથમાં! તેમ બોલી ગુલાબનું ફુલ ધર્યું, જુઓ તેની કળીઓની લાલાશ જાણે બળતા અગ્નિમાંથી બહાર ના કાઢ્યું હોય એવી લાગે છે કે નહિ?

પન્ના—જા, જા, બલ્યું એ ફુલ.

શૈલવતી—ત્યારે કુંવરીબા! તમને શું ગમે છે? બોલો! મારાં વહાલાં બોલો! ચાલો અમે એક સુંદર ગરબો ગાઇએ.

પન્ના—ગાઇ જુઓ.

તુર્તજ બગીચામાં કુવારાથી લગાર દુર એક સુંદર બંગલો હતો; તેમાં જાત જાતનાં ફરનીચરો વિગેરે ગોઠવ્યાં હતાં, તે બંગલામાંથી બે ચાર સખીઓ જઈને વીણા અને મૃદંગ લઇ આવી. શૈલવતીએ વીણા હાથમાં લીધી અને મધુમતી નામની એક અન્ય

સખીએ મૃદંગ લીધું. ધીમે ધીમે મૃદંગ અને વીણા એક તાલ થયાં એટલે બન્ને જણીઓએ પોતાના મૃદુ કોકિલ સ્વરથી એક સુંદર ગાયન લલકાર્યું. ખરે તેનું વર્ણન અશકય છે. કેવો મજાનો સ્વર! અત્રે લખી શકાય એમ ન હોવાથી તેનો ખ્યાલ આપવો અમને મુશ્કેલ લાગે છે, પરન્તુ ટુંકામાં એટલું કે એ ગાયન સારામાં સારૂં હતું. પરન્તુ એ ગાયનથી પન્નાનો ઉદ્વેગ ઘટવાને બદલે ઘણોજ વધી પડયો. એક વ્યગ્ર-ચીત્તવાળી નીરાશ મનથી બેઠેલી સુંદરીનો જીવ વધારે ઉદ્વેગ થયો એટલે ગાયન અધુરૂં મૂકી દેવામાં આવ્યું, મૃદંગ વીણા આદી દુર કરવાં પડયાં."

શૈલ—બ્હેન! આપને ત્યારે શું ગમશે? આપ જણાવો! મન આનંદ માટે આ બધી ખટપટ અમે કર્યા કરીએ છીએ ને તમે આમ વીચારો ચલાવો છો, તમને શેમાં આનંદ લાગશે?

પન્ના—એકાંન્તમાં.

આવા શબ્દો સાંભળી બધી સખીઓ હવે ધીમે ધીમે ચાલવા લાગી. પરન્તુ શૈલવતી સર્વની પાછળ પાછળ ચાલવા લાગી. પન્નાએ પોતાની આંખના અણુ-સારે તેને ઉભાં રહેવા સાનમાં સમજણ પાડી એટલે શૈલવતી પન્નાના ખભા ઉપર હાથ મુકી ધીરે ધીરે સુંદરી સાથે ચાલતાં કહેવા લાગી કે બહેની! તું એક-

હમ મનમાં શા માટે મુંઝાય છે? તારૂં મન ભ્રમીત થઇ ગયું હોય તેમ મને ભાસે છે.

પન્ના બોલી કે, સખી! હું દુઃખી, એક વાતના વીચારમાં નથી, પરન્તુ બે ત્રણ જાતના વીચારો ગંભીર હોવાથી મનમાં ગુંચાઉં છું. એક બાજુ સુબો ફીરોઝશાહ કીલ્લાને ઘેરો ઘાલીને પડયો છે. બીજી બાજુ પીતાએ એક ખરો મીત્ર, સારો પરાક્રમી બળવાન મીત્ર ખોયો છે અને વ્હાલી સખી! (શરમાઇને ધીમેથી) એજ પરાક્રમી બળવાને મારૂં મન હરણ કરી લીધું છે. બહેન! પીતાને હવે કોઇ પરાક્રમી રાજપુત વીર મદદ કરે તેમ નથી. પિતાને કોઈ સહાય કરે તેવું રહ્યું નથી. બંધુ અકબરશાહ માટે લડવા ગયો છે.

ફિરોજશાહ પિતાને મદદ વગરના છે એમ ધારી તે જો હલ્લો કરી હરાવે તો આપણી બધાંની શી ગતી! મારા મનની ચિંતા મનમાજ રહેવાની.

શેલ—તમારૂં મન કુંવરીબા મુંઝાય એ સ્વભાવિક છે. પણ ધીરજ રાખો. આ તમારી ત્રણે બાબતો એવી છે કે દુર થઇ શકશે. "ઉતાવળે આંબા ના પાકે," "ધીરજનાં ફળ મીઠાં," મ્હારી બહેન! 'ઉતાવળા સો બાવરા," "ધીરા સો ગંભીર." તે વાકય પ્રયોગ સત્ય છે. કુંવરીબા મારૂં મન સાક્ષી પૂરે છે કે શાંતિથી વિઘ્નો પસાર થાય તેમ લાગે છે.

પન્ના—શી રીતે ?

શૈલ—જુઓ, આપણો કિલ્લો ઘણા વખતનો જુનો પુરાતન કાળનો છે, તેની ભીંતો બહુ જાડી મજબુત છે, પાયા પથ્થરના બબે વાર ભોંયમાં નાંખેલા છે ને પથ્થરની ઉંચી ભીંતો છે. દુશ્મનો જ્યાં લગી આપણા ખાનગી અંદરના રસ્તા જાણે નહીં ત્યાં લગી ચુનાની એક કાંકરી કે પથ્થરનો એક કડકો પણ તેઓ ખેરવી કે ઉખાડી શકે તેમ નથી.

બીજું રાજાજીએ મહારાણા રૂદ્રસિંહ સાથે ખોટી તકરાર કરી ભવિષ્ય બગાડયું જ્યારથી મ્હારા જાણવામાં આવ્યું છે, ત્યારથી કુંવરીબા, તમારા જેટલોજ મને પણ ઉદ્વેગ થાય છે. તે તકરાર થવાનું કારણ પણ હું જાણું છું. પિતાજી અપશબ્દો બોલી ગયા. પરન્તુ તમારૂં મન તેણે હરણ કર્યું ને તમને લાગે તેવુંજ તેના હૃદયને લાગે. એ વાસ્તવિક રીતે જણાય. શુદ્ધ ક્ષત્રિયવીર છે ને પરાક્રમી મહારાણા જાતેજ મન લેતો ગયો ને તેનું મન આપતો ગયો તેથી હું રાજી છું. પ્રેમીઓનું હૃદય મળી ગએલું છે તો પછી ત્હમારા જેવી એક ક્ષત્રીય કુળભૂષણ મહિલા તેના જેવા એક વીર પ્રેમીને પોતાના રક્ષણને વાસ્તે ધારે ત્યારે બોલાવી શકે છે.

મનમાં લગાર ગુંચાઓ નહીં. પ્રભુ જે કરે છે તે

સારા માટેજ. સારો શુભ પ્રસંગ એવો આવશે કે તમારી સાથે પિતાજી એજ રૂદ્રસિંહ મહારાણા સાથે લગ્ન કરી સર્વ વાતે સુખી થશે.

પન્ના—સખી! તું કેવળ મ્હારા મનને શાંત પાડવા ગમે તેમ બોલ પરન્તુ દેખીતી રીતે એ આ જીંદગીમાં શુભ પ્રસંગના દીવસો આવે તેમ મારૂં અંતઃકરણ કબુલ કરતું નથી.

પિતા કદાચ એ ક્ષત્રિય વીરને નમતાઇ આપશે તોપણ મહારાણા રૂદ્રસિંહજી તેમનું વેણ હવે રાખશે નહી. મને લાગતું નથી, કારણકે તેમનું અપમાન સર્વ સભા દેખતાં થયું છે, હવે એ મને યોગ્ય લાગતું નથી, એ કદી બનશેજ નહીં.

શૈલ—તે અપમાન સહન કરી લેશે, ને કાંઇ બનાવ બન્યોજ નથી એમ માનશે, તમે અત્યંત સ્નેહને પ્રેમ સહીત સારો એક પત્ર લખશો તો એમના અંતઃ-કરણમાં દયા ઉપજયા વગર રહેશે નહીં, તમારા પ્રત્યે જરૂર પ્રેમનો પ્રભાવ ઘણો છે તે જરૂર અમી વરસા-વશે મ્હારા બહેન! ધીરાં પડો રસીલી બહેન! મનમાં સબુરી રાખો, હિમ્મતથી મોટા મોટા મહામુનિયોએ તપ કર્યાં છે. સતિયોએ સત્ય વાકયથી અંતઃકરણ શુદ્ધ રાખી મોટાં કાર્ય કર્યાં છે; તમે પણ અંતઃકરણ શુદ્ધ રાખો ને પ્રેમ સહિત વિનય ભર્યો પત્ર લખો!

પન્ના—પ્રિય સખી? તારી ભુલ છે. મહારાણા રૂદ્રસિંહ પરાક્રમી એમ ના સમજે. બ્રાહ્મણ ભાઇ માને ને વાણીઆ તો ઢીલી ઘેંસ જેવા કે સ્ત્રીઓ જરા કરગરીને બે આંસું પાડયાં એટલે માની દે! કે હશે આટલી વિનંતીવાળું વચન બોલે છે તેથી પોતાનો ટેક, માન આબરૂ જવા દો. આતો એક સિંહ જેવા બળવાન પરાક્રમી રાજવીર છે! કદાપી ધારો કે મ્હારા જેવી હઝારો તેની સન્મુખ કાલાવાલા કરી વિનવે પણ કદી આ કાને સાંભળી બીજે કાને કાઢી નાંખે. એક પોતાની ફરજ તરીકે પોતાના સૈન્ય સાથે આવે ને તિરસ્કાર ખમી પાછા જાય તે શું મ્હારા પત્રને માન્ય રાખે? ધારો કે હું તેમની સમક્ષ જાઉં. આંસુંની ધારાઓ ચલાવું. કાલાવાલા કરી વિનંતી કરૂં! પણ આ વિચારો તરંગી કઠોર લાગણીવાળા છે. તેણે થોડોવાર વિચાર કર્યો ને પાછું ચાલુ કર્યું કે તુ બરાબર સમજી નથી. એ વર્તન કઠોર નથી પણ શુદ્ધ ક્ષત્રિયોનો ધર્મ એ છે. હું તો એમજ કહું છું ને પ્રભુની સ્તુતિ કરૂ છું કે તે પોતાનું અપમાન ભુલી જશે તો હું તેમને મારા મન મન્દિરમાંથી જરાએ દુર નહીં કરૂં. એમનું હૃદય મૂકતા ગયા છે, તેમ મનોમન સાક્ષી પૂરે છે. પોતના મનને સામા પ્રત્યે જેવી લાગણી રહેલી હોય તેવીજ સામાના મનમાં; પણ

બ્હેન હવે માહરો અનુરાગ ઘટતો નથી વધ્યા કરે છે. પ્રભુ એવો શુભ દિવસ જલદી દેખાડે. આ હૃદય એમને મલવા તલસે છે.

શૈલ—બ્હેન હાલમાં આ વિચારો મુલતવી રાખો. નહીતર તેમાં ચિત્ત ભમ્યાં કરશે તો ગાંડાં બનશો, મારાં કુંવરીબા !" મારાં બ્હેન ચાલો આ વિચાર દુર મૂકી દો ? ચાલો ચિત્રાલયમાં કે જ્યાં આજ નવાં નવાં ચિત્રો જયપૂરથી આવેલાં છે. બરાબર ગોઠવાઇ ગયાં છે કે નહિ તે જોવામાં ગમ્મત પડશે ને મનને આનંદ મળશે.

પન્ના—સખી, મને ત્યાં પણ ગમવાનું નથી. જ્યાં લગી આ ચિન્તામાંથી મુકત નહીં થાઉં ત્યાં લગી મને કશું ગમવાનું કે પસંદ પડવાનું નથી. તે છતાં ચાલ તારો આગ્રહ છે તો ચાલ ! એમ કરતાં કાંઈ ફેર લાગે તો ?

શૈલ—આનંદ પડશે. તમારા મનમાં સ્થિરતા રાખો; ચાલો મારી સાથે. પછી બન્ને સખીઓ ચિત્રાલય તરફ ચાલવા લાગી. બગીચાના આડા અવળા રસ્તાઓમાંથી પસાર થઇને અંતે એક મોટા ચોગાનમાં થઇ વિશાળ દિવાનખાનામાં ગઇ જ્યાં શૈલવતી કહેતી હતી કે હજી બરાબર ચિત્રો ગોઠવાઇ રહયાં નથી.

દિલીપસીંહના અમાત્યની દેખરેખ આગળ ચિત્રો

ગોઠવાતાં હતાં. આશરે બે ત્રણેકજ બાકી રહયાં હતાં. બન્ને સખીઓને જોઇને અમાત્ય એક ખુરશી ઉપર બેઠેલા હતા તે ત્યાંથી ઉભા થયા અને વિનયથી બોલ્યા કે પધારો બહેન પધારો! ત્યાર પછી તેણે ચીત્રો દેખાડવા શરૂ કર્યાં.

જુઓ આ મેવાડની સંધ્યા અને ચિતોડનો અરૂણોદય! આ બેજ ચિત્રો ટાંગવાનાં હવે બાકી રહેલાં છે. બન્ને સામ સામાં ટાંગવાનાં છે. એટલે હવે વધુ વાર નહી લાગે. આ અન્ય બીજાં ચિત્રો જુઓ, કેવાં ગોઠવાયાં છે? તમારી રસજ્ઞતાનો અમને લાભ તો આપો?

પન્ના—સુવર્ણસિંહજી! તમારા જેવા હોંશીયાર જ્યાં વસતા હોય તેવાઓથી ચિત્રો સારાંજ ગોઠવાય. આખા નાગૌર રાજ્યની વ્યવસ્થા કરનાર કારીગર સારામાં સારી તમારા જેવી આટલાં બધાં ચિત્રોની વ્યવસ્થા નજ કરી શકે? તમે હોંશીયાર રહ્યા એટલે તમારાથીજ બની શકે?

સુવર્ણસિંહ—બ્હેન, કેમ ભૂલ્યાં? મોટાં મોટાં રાજ્યોની દીવાની કરનારાઓ કે ખુદ રાજ્યો ચલાવનારાઓનાં ઘરમાં તો હમેશાં બધું ઠેકાણા વગરનું અને પોલમ પોલજ હોય છે. તેઓના ઘરમાં અને તેવા મોટા અમલદારોને ત્યાં ખુશામતીખા હોય છે. તેઓને

ઘરનું ભાનજ હોતું નથી. ને ઘરમાં બેદરકારીથી બરા-બર વ્યવસ્થા કરી શકતાં નથી.

પન્ના—બધે કંઇ એવું બને તેવું મને લાગતું નથી. ઘણાં બન્ને બાબતોમાં હોંશીયારીથી ઘરમાં તેમ રાજયદ્વારી કામમાં સારી રીતે ચલાવી શકે છે.

સુવર્ણસિંહ—બ્હેન, ત્હમારૂં કહેવું ખરૂં છે પણ રાજ્ય ચલાવવામાં જેટલી સચ્ચાઇની જરૂર છે તેટલીજ તેની અંદર ખટપટ છે. ગમે તેટલો ધર્માત્મા રાજા હશે તો તે પોતે ખટપટ નહિં કરે પણ ત્હેના પ્રધાનો સરદારો અને રાજયની બીજી વ્યકતીઓ ખટપટ કર્યાં કરે છે. કેટલીક વખત રાજ્ય ચલાવવામાં ખટપટનો અને જુઠનો આશ્રય લેવો પડે છે. પરંતુ છેવટે કહે-વત પ્રમાણે ધર્મનોજ જય થાય છે.

પન્ના—તમે જો બધું ખરૂં કહેતા અને કરતા હો તો કહો એક શુધ્ધ ક્ષત્રિય મહારાણા સાથે વઢી બગા-ડવું એ સારૂં કર્યું કે? સુવર્ણસિંહ આ વાકય પરથી સમજી ગયો કે મહારાણા દિલીપસિંહે રૂદ્રસિંહનું સભા વચ્ચે કરેલું અપમાન કુંવરીજીને ગમતું નથી; તેથી આ વાતમાં ને વાતમાં તેણે મને કહી સંભળાવ્યું, છતાં વાત દબાવા ખાતર કહ્યું કે, બહેન; હોય રાજ-કાજનાં કામ એવાં અટપટાં હોય છે. એમાં તમે કાંઇ એમ ધારતાં હો કે અપમાન કરવાથી તકરાર વધુ

વધશે પણ તેમ થવા નહી પામે; એમાં તમારો હેતુ રહેલો હોય તેમ સમજાય છે,

પન્ના—હું બધું સારી રીતે સમજું છું. અને પિતાશ્રીએ કરેલા અપમાનની સર્વ વાતથી વાકેફ છું. કદાચ તમે આ બાબતમાં નારાજ પણ હશો; પરન્તુ તમારા રાજાએ જે કર્યું તે તમે સ્વીકાર્યું. આવી અંધ નીમકહલાલીથીજ તમે ખોટો બચાવ કર્યો છે, હું વધારે કહેવા માગતી નથી. પણ વાતમાંથી વાત કાઢી પુછયું હતું. તમારી આવી રાજકાજની ખટપટમાં હું પડતી નથી. પણ ત્હમારા જેવા સમજુ માણસોએ ન્યાય રીતીથી રાજ્ય ચલાવવું એજ સારી વાત છે! અને પન્ના બોલી રહયા પછી વિચાર કરી તેણે પન્નાને પોતાનો અભિપ્રાય કહયો. તેમાં તેને કબુલ કરવું પડયું કે મહારાજાએ રૂદ્રસિંહ સાથે તકરાર કરવામાં મોટામાં મોટી ભુલ કરી છે. તેણે અશ્વાસન આપ્યું કે મહારાજાને બનતા પ્રયત્નથી હું સમજાવી સલ્લાહ સંપમાં ઉતરે તેમ કરીશ. કારણ એ ઝગડો મને પસંદ નથી. રૂદ્રસિંહની બહાદુરીથી આ રાજયને પરદેશી રાજયના હુમલાથી બચવાના લાભો છે.

થોડી વારમાં તકતાઓ બરાબર ચિત્રાલયમાં ગોઠવાઇ રહયા. અને તેણે ત્યાં આગળથી રજા લીધી.

તેના ગયા પછી પન્નાએ શૈલવતી પાસે કબુલ

કર્યું કે સુવર્ણસિંહનાં છેલ્લા વચનોથી મને બહુ સંતોષ મળ્યો છે. હવે ધીમે ધીમે આ બે સખીઓએ મખમલથી જડેલી ભીંતોવાળા દિવાનખાનામાં ટાંગવામાં આવેલી અનેક વિધ વિધ જાતની છબીઓ એકે એકે જોવા માંડી. એક બાજુએ જંગલના બાગોના, જુદા જુદા રસ્તાઓ, ખીણો, પહાડો, મોટા મોટા ડુંગરો, નદીઓ, મોટા મોટા ધોધ, વહેતા ઝરાઓ અને એવાજ કુદરતના દેખાવોનાં ચિત્રો ટાંગવામાં આવેલાં હતાં. ત્યાંથી તેમણે જોવાની શરૂઆત કરીઃ ત્યાર પછી હિંદુ પોરાણિક ચિત્રો જેમાં રામાયણ, મહાભારત તેમ શ્રીમદ્‌ભાગવતમાંના જુદા જુદા સ્કંધોમાંના ચિત્રો, કૃષ્ણ લીલાના જુદા જુદા પ્રસંગો ઇત્યાદિ વિવિધ દેખાવો ચિતરવામાં આવ્યા હતા, ત્યાર બાદ ક્ષત્રિયોની બહાદુરીના પ્રસંગો જોવામાં આવ્યાં, મહારાણા પ્રતાપ, તેની પહેલાંના અન્ય રાજાઓ અને તેની પછીના નૃપાળોની હારબંધ ટાંગવામાં આવી હતી. એ સર્વ મૃત રાજાઓની તસ્વીરો હતી. તેમની નીચે એ વીર રજપુતોનાં ટુંકાં જીવન ચરિત્રો, જન્મ અને અવસાનની મિતિઓ તથા શી રીતે મરણ થયાં. એ સર્વ બીનાઓ ટુંકમાં વર્ણવી હતી. બીજી બાજુ સતી પદ્મિણી વગેરે ક્ષત્રીય કુલભૂષણ મહિલાઓનાં ચીત્રો હતાં.

ત્યાર પછી જુદી જુદી લડાઈના દેખાવો હતા.

અને ત્યાર પછી વર્તમાન વખતના ભૂમાલોનાં ચિત્રો આવતાં હતાં, આ પ્રમાણે ચિત્રાલયમાંના ચિત્રોની ગોઠવણી કરવામાં આવી હતી. ધીમે ધીમે બન્ને સખીઓ હરેક તસ્વીરો જોતી ને વાતો કરતી આમ તેમ આનંદથી ફરતી હતી.

જેમ ઉષાની સખી ચિત્રલેખાએ અનેકવાર અનેક લોકો, પોતાની દીવ્ય શકિતથી ચિત્રી ઉષાને બતલાવ્યા હતા, પરંતુ તેણી સર્વને પસંદ કરી શકતી નહોતી. પ્રેમઘેલી ઉષાએ આખરે અનીરૂદ્ધની પ્રતિકૃતી પસંદ કરી હતી તેમ સર્વ ચિત્રો જાત જાતનાં જોતાં જોતાં જ્યાં પન્નાનાં હ્રદયને ઠારનાર રૂદ્રસિંહની છબી આવી કે તે બાળા ખમચી, અને દિઙમૂઢ બની ઉભી રહી. વીચારમાં-વીસ્મય અવસ્થામાં તેની સામુંજ જોઇ રહી. તેને રૂદ્રસિંહની મોટી ભવ્ય છબી મહારાણાની આકૃતી સમાન તેને લાગવા માંડી. તેના કાનમાં પ્રેમથી વાતો કરતી હોય તેમ જણાવા લાગી પરંતુ પન્નાનાં નેત્રો જાણે બંધ થવાની તૈયારીમાં હોય તેમ ગાત્રો કાંઇક શીથીલતા ધારણ કરવા લાગ્યાં, અને ખરે, જો પાસે શૈલવતીએ સમયસૂચકતાથી એક કોચ ખસેડયો નહોત તો પન્ના ભૂમિ ઉપરજ પડવાની હતી. કોચમાં પડયા પછી તે જાણે પોતાના પ્રણય સ્વામિને બોલાવતી હોય તેમ બેભાન સ્થિતિમાં ભ્રમણામાં લાંબા લાંબા

હાથ કરવા લાગી, 'આવો, આવો મારા પ્રિયતમ નાથ હું તમારૂં રટણ કર્યા કરૂં છું. મને તજી દેશો તો તમારૂં સારૂં નહીં થાય. તમને એક સ્ત્રી હત્યા લાગશે ક્ષત્રિય ટેક વ્યર્થ ગણાશે આવો, હવે તલસાવો નહી.'

તેણી થોડીવાર બેભાન અવસ્થામાં પડી ને તેવીજ સ્થિતિમાં બોલવા લાગી:

હમારો દેહ દીધો છતાં દીલો દીધાં નહિ;
આપ્યો પ્રણય છતાં પ્રણયીની હું ના થઇ.
શું કરૂં! વિરહની વેદનાઓથી હૃદય મારૂં બહુ ધડકે,
છતાં ઓ ક્રુર મમ પ્રાણેશ દિલે કાં શાન્તિ ધારે છે.
તમારા પ્રેમ માટે જીવનનું બલીદાન દીધું છે,
છતાં કંઇ રહેમ ના આવે તો જીવતર ધુલ જેવું છે.

ધન દેખીને ચિત્ત ચળાવનાર મારા પિતા ઉપર જ્યારે મારો સ્નેહ નથી ત્યારે મારો સ્વીકાર નહીં કરો! આવો, આવો, આ વિયોગ સહન થતો નથી. મારાં માતા પિતાને તમારી ખાતર હું છોડી દઇશ; કારણ કે દુનિયામાં તમારા વગર મને અન્યાશ્રય નથી. હું મારા મનથી હૃદય આ દેહ આપને આપી ચુકી છું. તમે રૂપ, ગુણ, શૌર્ય, સ્નેહ, દયા, અને પ્રમાણીક પણામાં એક શુધ્ધ ક્ષત્રિય વીર છો, આવો આવો, તલ-સાવો નહી. તમારી આશાએજ આ જીવન ટકાવી

રહેલી છું, ઝટ આવો, ઝટ આવો, કરી પછાડો મારી બેભાન સ્થિતિમાં પડી.

શૈલે ધીમેથી એક દાસીને બોલાવી ગુલાબજળ મંગાવી તેના મગજ પર પોતાં મુકવા માંડયા ને વૈદ-રાજને બોલાવી મંગાવ્યા.

વૈદે તપાસી કહ્યું કે, આ કુંવરીજીના મનની સ્થિતિના વિચારોએ એની આ સ્થિતિ કરેલી છે. ગુલાબજળ મુકયાં કરો!

તેના ગયા પછી થોડી વારે પન્ના બોલી, હાશ, આખરે કેવા આવ્યા, હવે એમજ આવજો હો, શૂરવીર; આ દેહ હવે તમારોજ છે અને આ જન્મમાં મારા પિતા, માતા, ભાઈ કે કોઇ પણ ભાંડું ગમે તે કરશે, પણ હું મારા નિશ્ચયમાંથી ફરનાર નથી.

પાછું થોડીવાર બોલવાનું બંધ પડી ગયું, શૈલે પાછું ગુલાબજળના બાટલા મંગાવી પન્નાના આખા શરીર ઉપર ઘણે ખરે ઠેકાણે છાંટ છાંટ કરી તેને સુઇ રહેવા કહ્યું. આમ થોડો વખત નિંદ્રા લીધી હોય ને જાગ્રત થાય તેમ પન્ના પાછી એકદમ સફાળી બેબા-કળી બની ઉઠી, "કયાં ગયા? શૈલવતી નથી સાંભળતી! બારણાં શા માટે ઉઘાડાં મુકયાં, જોયું? મને છેતરીને નાસી ગયા, જા જા હવે જલદી બોલાવી લાવ, લે તને ઇનામ આપું."

શૈલ—બ્હેન બા? આ કેવળ તમારી ખોટી ભ્રમણા છે, આપણા રાજ્યમાંના આપણા બગીચામાંના ચિત્રાલયમાં આપણે જયપુરનાં ચિત્રો જોવા આવેલાં છીએ. અહીં કોઇએ આવ્યું નથી તેમ ગયું પણ નથી. તમે શાન્ત થાવો, ધીમે ધીમે તમારા મનની હોંશ પુરી થશે. જુઓને બ્હેન! અમાત્યજી આપણને હમણાંજ કહી ગયા, એ બધું શું તમે ભૂલી ગયાં. ઉઠો પાણી પીઓ.

પન્નાને શુદ્ધિ આવી, કૃષ્ણ કૃષ્ણ કરતી ન્હીલી રાધાની સમાન પોતાની દશા થઇ હશે, એમ તેને લાગ્યું અને છતાં સ્વપ્નમાં પોતે મનગમતાં સુખ પ્રાપ્ત કરી શકી, એ વિચારે કાંઇક આનંદિત થઇ બોલી, "શૈલવતી, ચાલ હવે આપણા ભુવનમાં જઇએ." રસ્તામાં ચાલતાં ચાલતાં શૈલવતીએ પન્નાને તેણે કરેલા પ્રેમના ચાળાની સવિસ્તર હકીકત કહી અને સ્નેહભર્યો ઠપકો આપ્યો.

લજ્જાળુ બાળા વધારે લજ્જિત થઇ, પરન્તુ મનમાં મલકાતી બધું સાંભળી રહી. પ્રેમીઓની વાર્તા સાંભળી કોને હર્ષ ના થાય.



## પ્રકરણ ૩ જું.

—:o:—

### મોહિત થયેલું પતંગીઉં.

સૂર્ય ભગવાન પોતાના આહ્લાદ પૂર્ણ વદનથી નીલ આકાશમાં ઝળકી રહ્યા છે. અભેદ દુર્ગ નાગોર ઉપર નોબતના ડંકા વાગી રહ્યા છે. ધ્વજા પતાકા ફડફડ ઉડી જોનારને આનંદ આપે છે.

આમ છતાં નાગોર ઉપર અકબરના એક સુબા ફીરોઝશાહે ઘેરો ઘાલેલો હોવાથી પ્રજાવર્ગમાંનું કોઇ બહાર નીકળી શકતું નથી. શહેરમાં જાણે ઘણી વસ્તી હોય એમ જણાવા લાગ્યું હતું. લોકોની અવરજવર સવારથી થઇ ચુકી છે, પોત પોતાનાં કામો ચલાવી રહ્યાં હતાં. કેટલીક સ્ત્રીઓ પાણી ભરવા જાય છે તો કેટલીક મન્દિરોમાં ધક્કા ખાતાં આવજા ચલાવી રહી છે. નાનાં છોકરાં રમતો રમી દોડાદોડી કરે છે. ભગવાનની ખુબી જુદી જુદી વર્ણવવી મુશ્કેલ છે.

એવે સમયે શહેરના કીલ્લાની અંદર પાસેના વિશાળ ચોગાનમાં એક મોટો સુંદર દરવાજો બાંધવામાં આવેલો આપણી નજરે પડે છે. તેની મધ્યે એક મોટું સિંહાસન છે. નીચે સુંદર જાજમો પાથરેલી છે, તેના પર ગાલીચા, તકીયા પડ્યા છે. બહાર સીપાઇઓની હાર કટારો ઉભેલી જોવામાં આવે છે. શહેરના રાજાના

ભાયાતો તથા અન્ય અમલદારો એકેએક આવતા જણાવા લાગ્યા છે. થોડા વખતમાં ઘણા ખરા આવી પહોંચ્યા છે. કીલ્લામાંથી આઠનો ઘંટાનાદ થતાં મહારાજા દિલિપસિંહ એક ઘોડા ઉપર બેસીને આવી પહોંચ્યા. તેઓની મુખમુદ્રા ઉપરથી એમ લાગતું હતું કે તેઓ અત્યારે ગહન ચિંતામાં ડુબી ગયા છે.

ધીમેથી ઉતરીને હથીયારો નમાવી ઉભેલા સૈનીકોની વચમાં થઈ તેમણે દરવાજાના સામું મુખ્ય દ્વાર તરફ જવા માંડયું. તેઓ અંદર ગયા કે અંદરના સર્વ ગૃહસ્થોએ ઉઠીને નમન કર્યું. ગંભિરાકૃતિ વાળા દિલિપસિંહ મહારાજ પોતાના સિંહાસન ઉપર જઇ બીરાજ્યા પછી તરત બોલવાનું શરૂ કર્યું.

" મ્હારા બહાદુર અને શાણા સરદારો ને ભાયાતો! તમારા સર્વના જાણવામાં હશે કે હાલનો પ્રસંગ દીવસે દીવસે ઘણો કઠીણ આવી લાગ્યો છે. જો કે આપણી સેના પુરતી છે, તથાપિ આપણે કીલ્લામાં હોવાથી બહારની સહાય આપણને વેળાસર અને યોગ્ય પ્રકારે મળી શકશે કે નહીં, તેમ વારંવાર વીચારો થવાથી આજે તમને સલાહ લેવા બોલાવ્યા છે. પરન્તુ વીરો! એમ મુશ્કેલીમાં ગુંચવાયા કરવું એ મને નકામું લાગવાથી આજ મ્હેં તમારો સર્વનો અભીપ્રાય જાણવા આ ખાસ દરબાર ભરાવ્યો છે. વસ્તુસ્થિતિ તમે સર્વ જાણો છો

તો હવે મને આશા છે કે મારા વીચારોને સબળ અને ઉચ્ચાશાયી બનાવવામાં તમે મને સંપૂર્ણ સહાય હરેક પ્રકારે આપશો. આટલું બોલ્યા પછી તેણે સભામાં ચોતરફ દ્રષ્ટી ફેરવી. પોતાના બહાદુર સરદારોને એકઠા મળેલા જોઇ તેનું હૃદય અત્યંત આનંદ પામ્યું અને તે બોલ્યો.

તમે સર્વ જણા જાણો છો કે આનંદ, વૈભવ સર્વને તજી માતૃભૂમીના રક્ષણાર્થ અનેક આપત્તીઓ-ઓમાં દુઃખો સહન કરવાં અને શત્રુને હઠાવવા, એ આપણો ધર્મ છે. આપણે ક્ષત્રીયો બીતા રહીએ તે રજપૂતોના નામને કલંક લાગે, ને જનેતાની કુખ લજવાય, પરન્તુ જો કળથી કામ થાય તો નાહક સાહસ કરવો એ અવીચારી કૃત્ય ગણાય!

ફીરોજશાહે આપણને પજવણી કરી કંઇ કંઈ જાત જાતનાં કૃત્યો કરવા માંડયાં છે. આપણાં શહેરમાં કંઈ પણ ગામડાં તરફથી માલ આવવા દેતા નથી, તે તમે બધા જાણી શકયા છો, કોઇ અજ્ઞાન રહ્યા નથી.

વળી કોઇને બહાર હરવા ફરવા જવા દેતા નથી. પ્રભુ! પ્રભુ! હવે સાહ્ય કરો ને બળ આપો. એ તો સારૂં છે કે આપણા ગુપ્ત દરવાજાઓ આપણને આ વખતે બહુજ ઉપયોગી થઈ પડયા છે.

આપણા મુખ્ય દરવાજાઓ ખુલ્લા હોય તો

આપણને ઘણીજ સુગમતા પડે, તે તમે જાણી શકો તેમ છો. મ્હારા વીરો! મારે તમને સૂચના આપવાની જરૂર માત્ર એટલી છે કે હવે કીલ્લા બહાર નીકળવું કે નહિં? યાહોમ કરીને ઝંપલાવીશું તો વીજયસુંદરી એની હાથે પાછળ પાછળ આવશે. પરંતુ એવું કૃત્ય કરી એકદમ સાહસ કરવા જેવી સ્થિતિમાં ઉતરવાનું આપણને કારણ નથી. "ઉતાવળા સો બાવરા, ધીરા સો ગંભીર!" જેટલું ધીરજથી થાય ત્યાં લગી સાહસ ના કરવું. સભા મંડપ એકદમ શાંત હતો. સર્વે જણા રાજાનાં વચનો શન્તિથી સાંભળતા હતા. દર પળે તેઓની ધીરજ ખુટતી જતી હતી.

મોટા મોટા અગ્નિ કુંડમાં એક પતંગીઉ ઉડતું ઉડતું ત્યાં આગળ આવે તો મર્ણ પામે. એ નિઃસદેહ છે. એવી રીતે વીપુલ યવનદલ સામે આપણે જઇ શકીએ તો આપણી ખુહારી થયા વીના રહે નહી. એમ મારૂં માનવું છે. તોપણ વીરનરો! આપણે ડરી જવાનું કારણ નથી. હિમ્મત હારવાની જરૂર નથી, આપણા પ્રારબ્ધમાં જશરેખા હશે તો આપણો વિજય થશે. તેમ ધારી લ્યો, પણ વિજય મેળવવા માટે આપણે કળથી યુક્તિઓથી એવી અજમાયસ કરવી કે કોઇને હાની ના થાય, એકથી બે ભલા, તમે મારા વીરનરો મને એવી કોઇ

રીતે સૂચનાઓ આપો કે આપણું સર્વેનું રક્ષણ થાય; અને વીજય પ્રાપ્ત કરી ડંકા નીશાને પાછા ફરીએ.

મહારાણા દીલીપસીંહ એટલું કહી શાન્ત થયા. ને સર્વ ભાયાતોને સરદારો સામું જોયું ને તેમનો અભિપ્રાય દર્શાવવા કહ્યું.

પ્રધાન મંત્રીએ પછી કહયું કે મહારાણાજી! મારી નમ્ર વીનંતી એ છે કે આપણાં અને શત્રુઓનાં દળોની ગણતરી કરવી જોઇએ.

"કેમ સેનાપતીજી!— તમે શું ધારો છો? તમારા વીચારો મહારાણાને જણાવો" સેનાપતીએ કહયું કે મને એટલી ખબર મલી છે કે શત્રુઓનું ઘણું મોટું સૈન્ય છે. આપણા કીલ્લામાંનું લશ્કર તેના ચોથા ભાગનું પણ નથી એ દેખીતી રીતે જણાય છે. આપણે ઘણા કમનસીબ છીએ. હવે દેવી સહાય થાય તોજ આમાં આપણે વીજય પ્રાપ્ત કરી શકીએ એમ મારૂં માનવું છે. ત્યારપછી બીજા સરદારે જણાવ્યું કે,

"બહારના રાજાઓને આપણે પત્રો વીવેકસર લખીએ, ને મદદ માગીએ, તો શું તેઓ આપણને સહાય નહી કરે? પત્રો લખવાનું ઠીક ન લાગે તો આપણા ખાસ દુતો મોકલાવીએ".

મહારાણા દીલીપસીંહ—પણ એવા કીયા રાજાઓ

છે કે જે મને મદદે આવી શકે તે પ્રથમ જણાવો. માયાપુરને મહારાજા મયાસીંહ, ચીતોડના લક્ષ્મણ સીંહ વીગેરે રાજાઓ જો ધારે ને સૈન્ય સાથે આવી મદદ કરે તો આપણે વીજય મેળવી શકીએ. હું તો એટલી ખાતરી પૂર્વક જણાવી દઉં છું કે જેમ ભીલ લુંટારાઓને મહાત કરવા રૂદ્રસીંહે આપણને સૈન્ય સાથે મદદ આપી હતી તેમજ આ વખતે મયાસીંહ કે મહારાણા લક્ષ્મણસીંહની આપણને સૈન્ય સાથે મદદ મલવી જોઇએ.

પ્રધાને વીચારપુર્વક અરીકંદના મહારાજા રૂદ્રસીંહનું નામ અત્રે લીધું ન હતું, કારણ કે, તે સારી રીતે સમજતો હતો કે મહારાણા દીલીપસીંહ ગુસ્સે થશે.

પરંતુ મહારાણા દીલીપસીંહને વીચારમાં ને વીચારમાં અત્યારેજ અરીકદના રૂદ્રસીંહ સાંભળી આવ્યા. પરંતુ અપમાન કારક શબ્દો બોલેલા એટલે સમજી ગયા હતા કે ખરી ક્ષાત્ર શક્તી વાળો નરેશ તેજ વીર હતો. પણ સાહસ કરી અપશબ્દો કહેલા તે આંખ આગળ તાજા દેખાવા લાગ્યા. રૂદ્રસિંહની બાબતમાં થોડોવાર વિચાર કર્યા પછી તેણે જણાવ્યું કે રાજપુતાના જે બહાદુર ક્ષત્રિયો છે તેમને સત્વર બોલાવવા. અને આપણા સ્નેહી રાજાઓ તરફ આપણા ખાસ દુતો જલદી મોકલાવી

આપો. અને તેઓ તુર્તજ બહારથી હુમલો લાવે એવી સૂચના બરાબર આપી દુતો સાથે કહેણુ મોકલો.

સેનાપતી—મહારાજાશ્રી! તેઓ કદાચ બદલો માગશે માટે તેનો આપણે પ્રથમથી વીચાર કરી મુકવો, એ અમને ઠીક લાગે છે.

દીલીપ—મારા રાજ્ય અને રક્ષણાર્થે જોઇતા ધન શીવાય તેઓ જે કાંઇ માગશે તે હું આપીશ કદાચ તેઓ મહારી કુંવરી પન્નાની માગણી કરશે અથવા તો મારી ભત્રીજી શૈલવતીની માગણી કરશે તો તે રૂપ રૂપની રંભા જેવી ગુણવતી અને રૂપાળી છે તો તે પણ આપીશ. માટે પ્રધાનજી! તમો તેઓ મહારાજા મયાસીંહ અને ચિતોડનો લક્ષ્મણસીંહ બન્ને રાજાઓને વીનયથી પત્રો લખી હોંશીયાર માણસો સાથે મોકલાવી આપો.

પ્રધાન—જેવી આપની આજ્ઞા,

આ પ્રમાણે સૂચનાપત્રો લખવાના વીચારો થયા બાદ થોડીવારે સભાજનો પોતાના મનમાં વીચારો ચલાવી રહ્યાં હતા પરન્તુ એટલામાં ત્યાં સામંતસિંહ નામનો આજ રાજયનો એક દૂત આવી કહેવા લાગ્યો કે, મહારાજાશ્રી! આપને એક વાતની બાતમી મળવાથી સૂચના આપવા આવ્યો છું કે, ફીરોજશાહના લશ્કરમાં સર્વ જણા ખાનગીમાં એવી વાતો ચલાવે છે

કે આજકાલ તેઓ આપણો કીલ્લો સુરંગ ફોડીને ઉરાડી મુકવાની ગોઠવણો કરે છે. સુરંગ ફોડવા જોઈતાં સાધનો માટે હુકમો અપાઇ ગયા છે, એ બાતમી મળવાથી આપની હજુર તે જણાવવા આવ્યો છું.

આ વાત સાંભળતાં મહારાણા એકદમ બેચેન થઇ ગયા. જાણે તોપનો ગોળો ફુટે ને નાનાં બાળકો સજડ થઇ જાય તેમ મહારાણા દિલિપસિંહને થઇ ગયું. અફસોસ કરતા તે પોતાનું માથું સિંહાસનના હાથા ઉપર મુકી મૌન ધારણ કરી બેઠા.

આ બનાવ દેખી દરબારમાં શોક ફેલાયો અને આ અણધારી ખબરથી સર્વ ચિંતાતુર બની ગયા. કોઇનાથી મહારાણાને આશ્વાસન અપાયું નહીં.

પરન્તુ થોડા વખત પછી એક વીર સૈનીકે હિંમત ધરી સભા વચ્ચો વચ્ચ આવી આશ્વાસન આપતાં જણાવી દીધું કે મહારાજાશ્રી કૃપાલુ દીલીપસીંહજી, હું આપનાં સૈન્યમાં એક માસથી જોડાયો છું. તે આપ નામદાર જાણો છો, હું આપને ત્યાં સૈન્યમાં જોડાયો તે દરમાન્ય આપને જણાવ્યું હતું કે હું કાંઇક આપને ખરા કામ વખતે સહાય કરી અદ્દભુત કાર્ય કરી બતલાવી સંતોષ ઉપજાવીશ. આજ આપે આજ્ઞા આપો તો હું એ કાર્ય કરી બતલાવી જણાવવાનો સમય આવેલો જોઉં છું. આપની જો ઇચ્છા હોય તો જણાવી દો!

આજ રાતના ૧૨ ને ટકોરે સુબા ફિરોઝશાહનું માથું ધડથી જુદું કરી આપના આગળ લાવી હાઝર કરૂં. યવન સેનાનો એ નાયક કપાઇ જતાં સર્વ સૈન્ય ગભરાટમાં પડતાં નાશભાગ થઇ કયાં એ પલાયમાન થઇ જશે. થોડાવાર પછી તે પાછો બોલ્યો કે કદાચ તેમ થવા નહી પામે, ને સામા વધારે થશે તો ગુપ્ત માર્ગોથી આપણું સૈન્ય બહાર કાઢી આપણે તેમની ઉપર ભાલાઓનો તથા તરવારોનો મારો ચલાવી તે લોકોને ઘાસની માફક કાપી નાંખીશું. આપ ક્ષત્રિય કુલભુષણ છો તેથી હિમત રાખી રજા આપો, પ્રભુ આપણને સર્વ રીતે સહાય કરશે તેમ પ્રાર્થના કરો દયાળુ મહારાણાશ્રી! આટલું બોલી ક્ષત્રિયવીર ઉભો રહયો.

દીલીપસીંહ મહારાણા આ વીરની સામું જોઈ રહ્યા તો તેમને તેની આંખોમાં કાંઇક અજબ ચમત્કારી તેજ જણાવા લાગ્યું. આ વીર નાગોરનો રહેવાસી નહોતો, પણ દુરનો પરદેશી હતો, શા હેતુથી આ સૈન્યમાં જોડાઇ ગયો હતો, તેનું કારણ કોઇ સમજી શકતું નહોતું.

તે ક્ષત્રિય વીર ઘણોજ અંગમાં કસાયલો લાગતો હતો. તેના મુખ ઉપરનું તેજ કહી આપતું હતું કે તે એક રાજ્યપુત્ર હોવો જોઈએ. મહારાણાએ વીચાર કરી કેટલીક સૂચના આપી કહ્યું કે, ભલે જા આ કામ ઘણી

રાજી ખુશીથી પાર ઉતારશો તો તમને આ રાજ્યમાં મોટી પદવી આપીશ.

વીરનર—નહીંજી. મને મોટી પદવી આપો કિંવા ના આપો તેની જરા પણ દરકાર નથી. હું આ કામ ઘણું ઉત્સાહપુર્વક કરી આપું ને પરિપૂર્ણ થાય તો તેના બદલા તરીકે મેળવવાનો મારો ઉદ્દેશ કાંઈ બીજોજ છે.

મહા—તે શું છે?

વીરનર—પ્રથમ મને અભય વચન મળવું જોઇએ, કે હું જે માગણી કરૂં તે ગમે તેવી વિચિત્ર હોય તોપણ તે માટે આપે જરા પણ કોપાયમાન થઇ અપ શબ્દો કહેવા નહીં.

મહા—કબુલ છે!

વીરનર—તો હું તે પ્રધાનજીને ખાનગી રીતે સૂચના કરીશ. તેઓશ્રી આપને જરૂર વીદીત કરશે,

મહા—બહુ સારૂં.

વીરનરે પ્રધાનજીને કાનમાં કંઇક જણાવ્યું. પ્રધાન સાંભળી એકવાર સ્તબ્ધ થઇ ગયો. છતાં શાંન્તિ ધરી મહારાણા પાસે જઇ વિનયથી આ વીરનરની ખાનગી માગણી જાહેર કરી.

મહારાણાએ થોડી વાર મૌન રહી વીચાર કરી જણાવ્યું, કે, વીરતાપુર્વક જો તું આ કામ સમય પ્રમાણે

પરીપુર્ણ કરી બતલાવીશ તો તારી માગણીથી પણ તને વધુ આપીશું.

વીરનર આ શબ્દો સાંભળી મનમાં ખુશ થયો પણ ઉપરથી ગંભીરતા દેખાંડી. પ્રધાન તેથા સભાસદો મહારાણાના શબ્દો ને વીરનરની હોંશીયારી જોઇ વિચારમાં પડયા.

દિલિપ—મારા શત્રુનો સંહાર કરનારને વિજય પ્રાપ્ત કરી બતલાવનારને હું મારી પુત્રી પન્ના અને સાથે અડધો અર્ધ રાજ્ય આપીશ. તેમાં કાંઇ મેં વીશેષ કર્યું કહેવાશે નહિ. કેમકે મારે કાંઇ રાજપુત્ર ન હોવાથી રાજ્ય પુત્રીનેજ જશે. ભલે એ સૈનિક કોઇ સામાન્ય રજપુત હો કે તે ઉચામાં ઉંચા કુલનો હો પણ તેને એ બક્ષીસ તેના ઉત્તમ અને વીરતાવાળા કાર્ય માટે આપીશું. ના આપીએ તેમ બનેજ નહી ને ભૂલાયજ નહી! છતાં આ વીરનરે એવું પૂરવાર કરી આપવા કહયું છે કે પોતે એક સામાન્ય રજપૂત નથી. પણ એક રાજવંશી છે. તેની આંખો ને મ્હોંના તેજ પરથી લાગે છે પરંતુ તે તે વખતે સમજાવીશું; "ભલે વીરનર ભલે ? સમય આવે રાજવીર જણાવશો, મારા શત્રુને તમે સંહારશો અને તેને પકડી મારી પાસે જીવતો લાવી હાજર કરશો ને પોતાનો દેશ- રાજ્ય વીગેરે સાબીત કરી બતલાવશો,

તો મ્હારી પુત્રી મેળવવાની તથા અર્ધો અર્ધ રાજ્ય મેળવવાની તમે જે માગણી કરેલી છે તે આપવા હું કબુલ છું. કાંઈ પણ સંકોચ વગર તેમ કરીશ, કેમ પ્રધાનજી?

પ્રધાન—મહારાણા, આ વીર નર તેજસ્વી કોઈ ઉંચ કુળનો છે તેમાં શક નથી. તમે તેની માંગણીની કબુલાત પ્રમાણે આપશો તેમાં આપ પાછળથી પસ્તાશો નહી. આપને બોલ્યું પાળવું પડશે.

મહારાજા—ના મારે તે માગણી પ્રમાણે આપવાનુજ તેમાં જરાએ આનાકાની કરવાની નથી.

થોડીવાર વિચારો કરી દરબાર વિસર્જન થયો અને આશ્ચર્યમાં ડુબેલા દરબારીઓ ધીમે ધીમે વેરાવા લાગ્યા.



## પ્રકરણ ૪ થું.

—:o:—

### વીરની વીરતા.

ચંદ્રના વિરહથી સંતાપિત થયેલી નિશા પોતાનું કમલવદન પોતાના હાથે યુગલથી ઢાંકીને શોક અને ચિંતામાં લીન થયેલી હોવાથી આજ જગતમાં અંધકાર વ્યાપ્ત થઇ ગયો હતો.

કમનસીબે આજ ચંદ્ર દર્શન જરાપણ થાય તેમ નહી હોવાથી નિશાદેવી પોતાનું મ્હોં ઉંચું કરી વીચાશોમાં લીન થઇગઇ હતી. જગતમાં પ્રકાશનો આભાસ આવે એ બનવા જેવું નહોતું. પરીણામે લોકોને ઉજાસ મેળવવા માટે દીવાઓ ઠેર ઠેર કરવા પડયા હતા. પરન્તુ કેટલાક મનુષ્યો એવા કંજુસાઈ ભરેલા હોય છે કે અંધકારમાં પડયા રહે, પથારીમાં પડ્યા આમથી તેમ આળોટયા કરે પણ દીવો કરે નહિ.

કૃષ્ણુતામાં ભયાનકતા સામિલ થઇ હતી. અને જંગલ જેવા નિર્જન પ્રદેશમાં આ બન્ને સખીઓએ મહા ત્રાસ ફેલાવ્યો હતો.

એવે પ્રસંગે નાગૌરદુર્ગની આસપાસ પડેલી મુગલ સેના તરફ એક શ્યામ આકૃતિ ઘણીજ ધીમે ધીમે અને સાવચેતીથી જતી જણાવા લાગી.

સેનાની આસપાસ થોડે અંતરે ચારે બાજુ તરફ સંત્રીઓ પહેરો ભરવા માટે રાખવામાં આવ્યા હતા. કોઇ સંત્રી ધ્યાન રાખી પ્હેરો ભરતો જણાય તો કોઇક સંત્રી ઝાડને ઓથે ઉભો ઉભો ઉંઘનાં ઝોકાં ખાય ને કોઇ સાવ નિંદ્રા દેવીને આધીન થઇ જાય. જરાક ખડખડાટ થાય, કે તે ચમકતો ને ચારે બાજુ જોતો. પછી પાછો એજ સ્થિતિમાં પડતો. જે આકૃતિ આ સેના તરફ ધીમે ધીમે આવતી હતી તે પાછળ જણાવેલી સ્થિતિવાળા કોઇક સંત્રીને શોધવા લાગી.

પરન્તુ થોડીવાર આમ તેમ જોતાં સારા શુકનથી નિકળેલાને એક બિલ્લુ હાથ લાગ્યો. ઝડપથી તે આકૃતિ ઝાડ આગળ ઝોકાં ખાતા સંત્રી આગળ ધીમે ધીમે ચાલવા લાગી અને તેની પાસે જઇ ધીરેથી તેના નાક આગળ કાંઇક પદાર્થ ધર્યો એટલે તે સંત્રીને એક બે છીંક આવી કે તરત સંત્રી નિંદ્રા-દેવીથી ઘસઘસાટ ઉંઘમાં પડયો.

આકૃતિ આગળ વધી.

આ આકૃતિ બીજી કોઇજ નહીં, પણ પેલો વીરનર રજપૂત હતો કે જેણે ફિરોજશાહને મારવાનું બીડું ઝડપ્યું હતું અને તેને મરેલો કે જીવતો દિલિપસિંહના સન્મુખ ધરવાનો હતો.

સંત્રીને નિંદ્રાદેવીમાં નાંખ્યો પણ તેણે સુંઘાડેલો પદાર્થ જેમ જેમ તેનું ઝેર તેના શરીર ઉપર અસર કરવા લાગ્યું તેમતેમ તેણે પ્રભુના દરબારનો રસ્તો કાપવા માંડયો. સદા માટે નિંદ્રાદેવીને આધીન થયો. પ્રભુને ત્યાં તેનો આત્મા ચાલ્યો ગયો? આવી રીતે જરા દુર જઇને સંત્રી બીજો ઉભો ઉભો ઝોખાં ખાતો હતો, તેને પણ તેવીજ રીતે કંઈ યુકિત અજમાશ કરી. ઝેરી પદાર્થ તેના નાક આગળ જેવો ધર્યો તેવોજ તે જમીનપર પડયો. આ ચપલ વીર નર ત્યાંથી ધીમે ધીમે છાવ-ણીમાંના ઘણા તંબુઓ પસાર કરવા લાગ્યો. અંતે

છાવણીમાંના વચલા મોટા તંબુઓ તેના જોવામાં આવ્યા. તેમાં જવા માટે થોડો વિચાર કરીને ધાર્યું કે મોટા ત્રણ તંબુઓમાં વચલો જે મધ્યે છે તેમાંજ એક સુબાનો પ્રધાનનો ને સેનાપતિનો હશે, એમ ધારીને વચલા તંબુમાં જવાનો વિચાર કર્યો પણ તેની આગળ પાછળ એક સંત્રી પહેરો ભરતો હતો, અંતે આને પણ માર્યા વગર અંદર જવાય તેમ નથી આમ ધારીને તેણે પોતાનો “ છીંકણીઓ ” પદાર્થ બહાર કાઢયો, સંત્રી જરાક ફરતો ફરતો તંબુના પાછળ ભાગ તરફ આવી લાગ્યો, કે જ્યાં આ યુવક ઉભો હતો. ત્યાં આગળ તેણે છીંકણી જરા ભોંયપર છાંટી, કે તુર્તજ સંત્રીનો પગ પડતાં તેને અસર થઇ; આ સંત્રી પણ પડયો. ને સાથે તેનો પડવાનો અવાજ થયો તો થયો, પણ પડતી વખતે તેના મોંમાંથી અચાનક તીણી બૂમ નિસરી ગઈ. પાસેના તંબુનો સંત્રી સફાળો ઉઠી તે જોવા લાગ્યો,

આ વીર રજપૂત પોતાની ખરી હીંમ્મત એકત્ર કરી પ્રભુનું નામ દઇને દેવીની સહાયતા માગી. હે દેવી તું મારૂં રક્ષણ કરજે. પછી તેણે મધ્યસ્થ તબુમાં ધીમે ધીમે અંદર જવા માંડયું.

તંબુમાં ધીમે ધીમે જતાંજ તેણે જોયું કે બિછાનામાં એક આકૃતિ ભર નીંદ્રામાં સુતેલી હતી. મંદમંદ દીપ જ્યોતિનો પ્રકાશ તંબુમાં ફેલાઇ રહયો હતો, ધીમે

ધીમે ચારે બાજુ તંબુમાં ફરતાં જોયું કે જુદા જુદા પોષાકો અને જોઈતાં શસ્ત્રો ખીંટીઓ ઉપર ટીંગાડેલાં હતાં. વખત કટોકટ પાસે આવેલો હતો એટલે વીરનરે પોતાની તીક્ષણ તરવારથી બીછાનામાં પડેલી આકૃતિનું માથું ધડથી છુટું કરી નાંખ્યું, લાલાશ અને પીળાશના મીશ્રિત રંગવાળા દીપપ્રકાશમાં લોહી વહેંતું મસ્તક પોતાના હાથમાં લઇ ઉભેલો વીરનર એક પ્રચંડ રાક્ષસ જેવો જણાવા લાગ્યો.

એક વાર તેણે એ માથું જોઇ 'સંતોષ પુર્વક કામ થયુ' માન્યું અને પોતાનું મહત્ કાર્ય પાર પડયું તે માટે મનમાં દેવીનો કંઈક ઉપકાર માન્યો તથા મંદ હાસ્ય કર્યું. પરંતુ એ વીચારો મુલતવી રાખી મસ્તક એક રૂમાલમાં બાંધ્યું, અને પહેલાં તો તે તંબુ બહાર નીકલ્યો નહી. પણ ધીરે રહીને એક બાજુથી જરા તંબુમાં ફાટ હતી તેમાંથી બહાર જોયું, જે સંત્રીને તેણે પાછળથી મારી નાખ્યો હતો તેની આસપાસ ચાર પાંચ ઉઘાડી તરવારવાળા સીપાઈઓ ઉભા ઉભા કાંઇ માંહોમાંહે વાતો કરી રહયા હતા. જે રીતે તે છાવણીમાં આવ્યો હતો તે રીતે હવે તેનાથી છાવણીની બહાર જવાય તેમ નહતું. કેમકે સીપાઇઓ થોડીવારમાં બહુ ધાંધલ કરી મુકશે. તેણે બધું બરાબર જોઈ લીધું; તે જો દોડી જાય તોપણ કોઇની નજરે પડે અને પોતાનો

જાન ખોવાનો પ્રસંગ આવે તેથી તેના મનમાં જરા ગુંચવણ થઇ. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે, હવે કયાં થઇને જવું. ને કયે માર્ગે છાવણીમાંથી બહાર નીકળી જવું!

થોડી વાર વીચાર કરી એક નવો બુટટો ઉઠાવ્યો. પોતાના હાથમાં જે મસ્તક બાંધી લીધું હતું તે જમીન પર મુકી તેણે ખીંટીઓ ઉપર લટકતા પોષાકમાંથી એક પોષાક પહેરી લીધો, અને તંબુમાંની બત્તી મોટી કરી તંબુનું બિછાનું ધીરે ધીરે સળગાવ્યું.

હિંદુ રીત મુજબ જેમ ચિતા ખડકી અગ્નિદાહ દે તેમ આ બિછાનામાં પડેલી મૃત આકૃતિની ચિતા તેણે ચેતાવી દીધી. બીછાનું ભડભડાટ સળગવા લાગ્યું. પછી તંબુમાંનો એક પોષાક પણ સળગાવી દીધો, અને એ પછી બહાર નીકળતાંજ "આગ આગ" એવી બુમોના પોકારો પાડતો તે રસ્તે પડયો.

તે તો આડીજ બાજુ તરફ જઇ નાસવા લાગ્યો છાવણીના મધ્યસ્થ તંબુમાં આગના ભડકાઓ ને ધુમાડાના ગોટેગોટા નીકળવા લાગ્યા. તેની પાસે ઉભેલા સિપાઇઓ પણ હાંફળાફાંફળા થઇ ગયા.

"કોઇ આગ બુઝાવો, આગ બુઝાવો" એમ બુમાબુમ પાડવા લાગ્યા. છાવણીના બીજા સૈનિકો આ અકસ્માતથી જાગ્રત થઇ ગયા.

વાંચક! શું ત્યારે આ વીર રજપુત પોતાના કામમાં ફતેહ પામ્યો? ને અંતે તે ફિરોઝશાહને મારી શક્યો? અને એ રીતે નાગૌર રાજ્યની પુત્રી અત્યારે મેળવી શક્યો! અત્યારે તો વાંચકને એમજ જણાશે. તેના પોષાકે છાવણીના અન્ય સંત્રીઓને ભુલાવો ખવાડયો ને તે જ્યાં જવા લાગ્યો ત્યાં જવા દીધો. પોષાક પરથી તે પણ છાવણીનો સંત્રી હોય તેમ જણાવા લાગ્યું.

ફિરોજશાહની છાવણીમાં આગ આગના ભડકા જણાવા લાગ્યા, સૌ કોઇ બુમો પાડી રહ્યા હતા. ઘણી બુમોથી છાવણીનાં અને તંબુના સર્વે સંત્રીઓ ભેગા થઈ ગયા ને નિદ્રામાથી જાગ્રત થઈ આગ તરફ જવા લાગ્યા. ત્રણ તંબુઓ મોટા ને સારા છાવણી વચ્ચો વચ્ચ અમલદારો ના હોય એમ અનુમાનપરથી જણાઇ આવતું હતું.

પરન્તુ બે આગલા પાછલા તંબુમાંથી બે આકૃતિઓ બહાર આવી, તેમાંની એકે પોતાના ઘણાજ મોટા અવાજે એક સંત્રીને બોલાવી કહ્યું કે 'જા, જા, એકદમ પાંચ સાત બીજા સીપાઇઓને જલદી અહીં બોલાવી લાવ.' આ હુકમથી ત્યાં આગલ હાજર રહેલા સર્વે સિપાઇઓ આવી લાગ્યા.

આગ ધીમે ધીમે વધતી જતી હતી. અંધારી

રાત્રી હોવાથી તેનો દેખાવ કાંઇ ઓરજ ભયંકર લાગતો હતો. બધા સૈનીકોને ચિંતા પેઠી કે જો આગ વધશે તો પોતાના નાના નાના તંબુઓને પણ અગ્નિદેવ ભસ્મિ ભૂત કરશે.

એક સરદારે હુકમ કર્યો કે, આ આગવાળા તંબુમાં ધીરેથી જાઓ અને તેમાં સેનાપતિ જીવે છે કે મોતને શરણ થયો છે તેની તપાસ કરી આવો. સેનાપતિના તંબુમાં આમ અચાનક આગ કેમ લાગી? કંઇ દગો થયો હોય તેવું લાગે છે!

વઝીર—હુઝુર સાહેબ! બધી તપાસ જલદી કરૂં છું. આગ બુઝાવવા માટે તંબુ પર પાણીના બબે બંબ છોડી મુકયા ને બે ચાર સીપાઇઓ અંદર જવા લાગ્યા.

થોડીવારમાં એક જણુ રૂમાલે બાંધેલું કાંઇક લઇને તંબુમાંથી બહાર આવ્યો અને લાવીને વઝીરના હાથમાં મૂકી દીધું, રૂમાલ છોડતાંજ વઝીર એકદમ ગભરાટ ભર્યો બોલી ઉઠયો કે, હઝુર, દગો દગો, આપણા સેનાપતિનું ખૂન થયું છે.

બાદશાહે: હેં! શી રીતે?

તે પછી પેલા તંબુમાં પેઠેલા ૪-૫ જણુ ટોળે મળેલા સિપાઇમાંનો એક ત્યાં હાજર થયો અને તેણે જણાવી દીધું કે, નામદાર સરકાર! આગ આગની

બુમો પડતાં પહેલાં સેનાપતિ સાહેબના તંબુના પહેરા-વાળાનું ખુન પણ થઇ ગયું હતું. એ વાત જાણી અમે તપાસ કરવાની તજવીજ કરતા હતા ત્યાં તો આગ લાગી, અને તેમાંથી સેનાપતિ સાહેબનો પોષાકવાળો એક પુરૂષ બહાર નીકળી, 'આગ આગ'ની બુમો મારવા લાગ્યો; અમે બધાએ તે વખતે જાણ્યું કે સેનાપતિ સાહેબ પોતેજ છે ને બુમો મારે છે, માટે હમે તેને ન પકડતાં જવા દીધો.

એ પછી ધીમે ધીમે તપાસ કરતાં સૌથી પ્રથમ મરાયલા સંત્રીનો હેવાલ બાદશાહને કાને આવ્યો, કોઇક બદમાસે ત્રણ ચાર ખુનો કરી છેવટે આગ લગાડી સેનાપતિના વેષમાં પોષાક ધારણ કરી સીપાઇઓને ભૂલથાપમાં નાંખી ચાલતી પકડી છે, એમ તપાસ કરતાં સાબિત થઇ ગયું.

આ બધી બીના સાંભળતાંજ બાદશાહ બહુજ ગુસ્સે થઇ ગયો. ગુસ્સાથી તેનું અંગ કંપવા લાગ્યું. આવા લડાઇ વખતના કટોકટ વખતે તે પોતાના સૈન્યાધિપતિનું ખુન થયેલું હોવાથી અને તે પણ છાવણીના મધ્ય ભાગમાં હોવાથી તેનો ગુસ્સો દરપળે વધતો જતો હતો. તે પોતાના સંત્રીઓ, સૈનીકો, અને અમલદારો વગેરે ઉપર તો એવો ગુસ્સે ભરાયો કે જો પાસે બંદુક કે, નાગી તલવાર હોત તો જરૂર તે વખતે કોઇનું ખુન કરી નાંખત.

આખરે આગ બુઝાઇ ગઇ અને સેનાપતિનું ધડ તેમાં બળીને ખાખ થઇ ગયાના સમાચાર બાદશાહને આપવામાં આવ્યા.

એ પછી થોડી વારે શાહી છાવણીમાંથી ઘોડેસ્વારો મજકુર બદમાશની તપાસ કરવા બહાર પડયા, તેઓ બધા જુદી જુદી દિશાઓ તરફ સરખે હિસ્સે વહેંચાઈ ગયા. પુર્વ દિશાવાળી ટુકડીને સેનાપતિનો જે પોશાક પહેરી ગયલો તે તેજ રસ્તામાં પડેલો મળી આવ્યો, તે સાથે એક ચીઠ્ઠી પણ લખેલી હતી.

"એક ક્ષત્રિય વીર કે જે એકલોજ મધ્ય રાત્રિના સમયે તમારી છાવણીના મધ્ય ભાગમાં આવી તમારી આંખોમાં ધુળ નાખી આગ લગાડી ગયો છે તેને જહાન કે પાતાળમાં ખોળશો પણ તમારી તાકાત નથી કે તેને તમે એક આંગળી પણ અડકાડી શકો! જો ત્હમારામાં હવે જરા પણ હમારી ક્ષત્રિયોની બહાદુરીનો વીચાર હોય તો મુંગા મુંગા એકદમ ઘેરો ઉઠાવી ચાલ્યા જાવ! નહિં તો મ્હારા જેવા સેંકડો વીરો નાગૌર દુર્ગમાં પડેલા છે! આ ચીઠ્ઠી વાંચી ફીરોઝશાહ એકદમ ગુસ્સે થયો અને તે કંગાળ રાજપુતની તપાસ અર્થે ચારે બાજુ માણસો દોડાવ્યા!

ખરે, હતુ પણ તેમજ! આ વીરનરને શાહી છાવણીમાંથી દીઠે તો કોઇ ઓળખતું ન હોતું. વળી

તે જ્યારે આખું મેદાન પસાર કરી ઘણે દુર નીકળી ગયો હતો, એટલે પકડાય તેમ પણ નહતું.

ઘોડેસ્વારો બહાર પડયા પણ તરત તેમને લાગ્યું કે ખુની હાલમાં જલદી પકડાય તેમ નથી. મુશ્કેલીનો કેટલાક સિપાઇયો વિચાર કરવા લાગ્યા. કેટલાક તપાસ કરીને અને કોઈ બીકને લીધેતપાસ નહિં કરતાં એમને એમ થાકીને પાછા ફર્યા.

નાગોર રાજ્યમાં આ વાર્તાની ખબર જાસુસો મારફ્તે જણાઇ ગઇ હતી.

દિલિપસિંહને આ વાતની ખબર પડતાં આશ્ચર્ય લાગ્યું. આવા સાહસનું બીડું ઝડપનાર કોઇ વીર રજપૂત હોવો જોઇએ. તેણે રમખાણ કરી તંબુમાં આગ લગાડી વગેરે સર્વ વાત જાણી તથા સાંભળી તે ખુશ થયો, તે ઉપરાંત તેનું એ બાબત તરફ લક્ષ ગયું કે શત્રુ હવે વધારે ઉશ્કેરાશે, કારણ કે, વચલા તંબુમાં સુબો હોવો જોઇએ તેને બદલે સેનાપતિ કેમ મરાયો. તેણે દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરતાં જણાયું કે સુબાએ પોતાના બચાવ વાસ્તેજ તંબુ બદલ્યો હશે. પણ આ બધું કરનાર કોણ છે તે તેને મુદ્દલ સમજ પડી નહીં.

નાગોર રાજ્યને પણ હજી એ વીર નરના કંઇજ પાકા ખબર મલ્યા નહોતા.



## પ્રકરણ ૫ મું.

—:o:—

### પુરૂષ વેશમાં પ્રમદા?

અઘોર અંધારી રાત્રિના પ્રસંગે કે જે વખતે સમગ્ર સૃષ્ટિપર અંધારૂ થઇ રહેલું હતું અને કોઇ કોઇને જોઇ શકે એમ નહોતુ. ન દેખાય પુરૂષ કે ના દેખાય સ્ત્રી. અંધકારથી રાત ઘેરાયલી જણાતી હતી, તે સમયે નાગોરના કિલ્લામાંથી કાળા ઝભ્ભાઓમાં વીંટળાયલી ત્રણ આકૃતિઓ બહાર નીકળી અને ધીમે ધીમે આગળ ચાલવા લાગી. ત્રણે આકૃતિઓ માંથી કોઇ બોલતું નહતું. એકની પાછળ બીજો અને બીજાની પાછલ ત્રીજો એમ તેઓ ચાલવા લાગ્યાં.

નાગોરના કિલ્લાના એક ગુપ્તદ્વારમાંથી આ ત્રણે આકૃતિઓ નીકળેલી હોવાથી મુસલમાન સૈન્યવાળાને ખબર પડી નહીં. એ આકૃતિઓમાંની પહેલી આકૃતિ એક છોકરવાદ નાની ઉમ્મરની હતી. અને બીજી બે આકૃતિઓ મોટા માણસોના જેવી જણાતી હતી.

ધીમે ધીમે તેઓ એક બે માઇલ ચાલી ગયાં હશે. ત્યાં તો પવનના સુસવાટા ઝપાટાબંધ આવવા લાગ્યા, વિજળીઓ થવા લાગી. અને ઘનઘોર વાદળાં ચઢી આવી ગર્જનાઓ કરવા લાગ્યાં કડકડ કડાકાને ભારે ભડાકા થઈ રહ્યા. તેઓ ઉભાં રહી મોહોમોંહે

વાતચીતો કરવાં લાગ્યાં. તેમણે હિંમત ધરી પાછું આગળ ચાલવું જારી રાખ્યું. વિજળીઓના ચમકારા એક રીતે ઉપયોગી પણ થઇ પડયા, કારણકે તેથી આગળ ચાલવાનો રસ્તો સહેલાઇથી જોઇ શકાતો હતો.

મેઘરાજને એ પણ ગમ્યું નહીં. તેમણે ગગનમાં કડાકા ભડાકા સાથે પોતાના આગમનની ચેતવણી આપી. વરસાદ આવવાનાં ચિન્હ તે પછી જણાવા લાગ્યાં. લોકોએ ઘરમાં ભરાઇ રહેવું જોઇએ તેને બદલે આ ત્રણે આકૃતિઓ જાણે દરકાર ન કરતી હોય તેમ સત્વર આગળ ચાલવા લાગી. મેઘરાજને હાડોહાડ ગુસ્સો જણાવા લાગ્યો. એકદમ તે આંખો મીચી ઝાપટા સાથે ઝાપટાં પૃથ્વીપર નાંખવા લાગ્યો.

આમ ઘણો વરસાદ પડવાથી ત્રણે જણાને હવે કહિં પણ જગ્યાએ ઉભાં રહેવાની જરૂર જણાવા લાગી.

વિજળીનો એક વધુ ચમકાર થતાં થોડે દૂર એક મોટું વડનું ઝાડ ઘટાવાળું જોવામાં આવ્યું. ત્રણે જણાં તેની તળે જઇ ઉભાં રહ્યાં. આમ થોડો વખત ઝાપટાં પડયા પછી ધીમો ધીમો વરસાદ પડવા લાગ્યો. આશરે કલાકમાં તો તે તદ્દન બંધ થઇ ગયો.

પછી પાછું આગળ ચાલવાનું તેમણે શરૂ કર્યું. થોડે જતાંજ સામેથી અજવાળાનો પ્રકાશ દેખાવા લાગ્યો.

જેમ જેમ સામેથી અજવાળાનો પ્રકાશ પાસે

આવવા લાગ્યો તેમ તેમ તેમના મનમાં ધાસકો પડવા લાગ્યો. થોડીવારમાં કોઇ બુમ પાડતા સંભળાયા કે અલ્લાહો અકબર! જલદી અહીં આવો.

પેલાં ત્રણ જણા વધારે ગભરાવા લાગ્યાં. એક જણ તેમાંનું બોલી ઉઠયું કે બહેન! આતો મુસલમાન કે પઠાણો હોય? કદાચ ફિરોઝશાહને મદદ કરવા માટે વધારે સૈન્યની ટુકડીઓ જતી હશે?

નાની આકૃતિએ જવાબ આપ્યો—આપણે સાહસ કરીશું તો નકકી સપાટામાં આવી જઈશું; માટે હવે કળથી કામ સાધી લો.

એ લોકો પાસે મશાલો છે એટલે આપણે જ્યાં સંતાઈ જઇશું ત્યાંથી તેઓ આપણને ખોળી કાઢશે. પરન્તુ તમારી હિંમત હોય તો ચાલો આ વડનું ઝાડ મોટી ઘટાવાળું છે, તેનાપર ચઢી જઇ ડાળીઓમાં ભરાઈ બેસીએ.

એક આકૃતિએ કહ્યું—કે હમે તેમ કરીશું. પણ બા! તમે કેવી રીતે ચઢી શકશો?

નાની આકૃતિએ કહ્યું કે હું પણ ચઢી શકીશ. હું રજપુત કુળની એક બાળા છું ને મને ચઢવું મુશ્કેલ નથી. હું તો બહેન એટલે સુધી હીંમત ધરૂં છું કે આપણે ઉપર ચઢીએ ને એ લોકો કદાચ આપણને

ચઢતાં જુવે તો તેમની નજર ચુકાવી દઉં, તે છતાં "નજર પડે તો" તેમની વચ્ચે પડીને હું મ્હારી આ નાની કટારી વડે બે ચાર કે જેટલા મરાય એટલાં માણસને મારીને મરૂં, તેની મને દરકાર નથી. હું મ્હારા જીવની દરકાર કરૂં તેવી નથી. હવે વાત કરવાનો વખત નથી. ચાલો ચઢવા માંડો?

આ ઉપરથી વાંચકવૃંદને જણાઇ આવ્યું હશે કે નાનામાં નાની જે આકૃતિ આપણે કહી તે કોઇ રજપુત રાજબાળા છે તેમાં સંદેહ નથી, તે પહેલી ઉપર ચઢવા માંડી અને પેલાં બે જણાં તેની પાછલ ચઢવા માંડયાં. તેઓ ઉપર ચઢયાને થોડીવાર થઇ હશે કે તરતજ બળતી મશાલોવાળું પેલું ટોળું ત્યાં આગળ આવી પહોંચ્યુ. આશરે સોએક માણસોનું તે ટોળું હશે. તેઓ મોગલ સીપાઇઓ હતા, અને તેઓની વચ્ચો વચ્ચ તેમની ટોળીનો સરદાર ઘોડેસ્વાર થયેલો હતો.

તે ટોળીનો લગભગ પોણો ભાગ એ વડના ઝાડ નીચેથી પસાર થયો, પણ પાછળના બે ચાર લશ્કરીઓ જવાના બાકી રહ્યા હતા તેટલામાં કંઇ ખખડાટ થયો, પેલી ત્રણ જણીઓ તેથી ચોંકી, સઉથી છેલ્લા સિપાઇએ ઉંચું જોયું ને મશાલવાળાને બુમ મારી બોલાવ્યો, ને વાત કરવા માંડી, લગભગ પાંચ સાત મીનીટ આમ તેમ જોયા પછી તેણે "અલ્લાહો—અકબર"ની બુમ પાડી.

આ બુમો તેમણે પોતાના સાથીઓને પાછા બોલાવવા માટે પાડી હતી, તે ટોળામાંથી પાંચ-સાત જણા જલદી ત્યાં આગળ દોડી આવ્યા, તે સિપાઇએ કહ્યું.

'દેખો ઉપર કોઇ આદમી હય. કયો કે મંચને ખડખડ અવાઝ સુણા હૈ, ઓર દેખો. ઓ કુચ્છ કાલા-કાલા દિખતે હય.

તે રાજપુત બાળાઓ તેઓનું ભાષણ સાંભળી એકદમ ચમકી ઉઠી ને બોલી ઉઠી કે હે જગત્જનની હવે ત્હારોજ આશરો છે, અત્યાર સુધી મહાન્ સતિઓને ત્હારોજ આશરો હતો તેવોજ અમારે ત્હારોજ છે, દુઃખની વખતે છેહ દઇ તું અમારા કૌમારવ્રતને તથા ક્ષત્રિય ધર્મને પતિત ના કરીશ!

આ ત્રણે આકૃતિઓ સામે પાંચ સાત જણા વડના ઝાડપર ચઢવા લાગ્યા. હવે શું કરવું ?

તે બાળાઓ કદાચ નીચે ભુશકા મારે તોયે કાળના મોંમાં પડે તેમ હતું, અને ઉપર બેસી રહે તોએ કાળના મોંમાં સપડાવાનું હતું. હવે બે આકૃતિઓ મનમાં ગુંચાવા લાગી અને દેવીની સ્હાય માગવા લાગી.

પણ જે નાની આકૃતિ પેલી રજપુત કન્યા હતી તેનું ભેજું કંઈ ખસી જાય તેમ નહોતું. જયાં તે સંતાઇ ગઇ હતી ત્યાં કોઈ પણ સૈન્યનો માણસ ઉભેલો નહીં હતો. તળે ધુળ હતી અને કદાચ જમીન કઠણ

હોય તોએ શું થઇ ગયું ? તેણીએ તો એકદમ ભુસકો માર્યો અને પડવાથી લગીરવાર કળ ચઢી તેટલામાં સૈન્યના માણસોનું તે તરફ ધ્યાન ખેંચાવા માંડયું. તે છતાં હિંમત એકઠી કરી મૂઠીઓ વાળી દોડવા માંડયું.

બીજા બે જણાં જેમાંથી કોઇએ હેઠળ પડતું નહોતું નાંખ્યું તેઓ સપડાઇ ગયાં; તેમને હેઠલ ઉતારવામાં આવ્યાં. કેટલાક સૈન્યના માણસો નાની આકૃતી દોડી જતી હતી, તેની પાછળ જવા લાગ્યા. તે હીમ્મતવાન સ્ત્રી ગમે તેટલું પણ અબલા હતી. એક તો હેઠળ પડવાથી તેણીને થોડું વાગ્યું હતું છતાં જોસભેર દોડી જતી હતી.

બીજું દોડવાથી બહુ દૂર ગઇ તેથી થાકી ગઇ. તે આગળ ન જતાં જરા ઉભી રહી. સૈન્યના માણસો મશાલોવાળા હોવાથી તેની પાસે આવી પહોંચતાં તેણીએ પોતાનો ઝભ્ભો કાઢી નાંખ્યો. અને તેઓને ગંભીર સાદે કહેવા લાગી. 'હું તમારી સાથે આવું છું. પણ મને કોઇ અડકશો નહી. અને જો અડકશો તો હું કાંતો બે ચાર જણને મારીશ કે કાંતો જાતે મરીશ. અને સ્ત્રી હત્યા તમને લાગશે માટે સબૂરી રાખો, દૂર ખસો. હું અત્યારે પુરૂષ વેષમાં છું છતાં એક શુદ્ધ ક્ષત્રિયાણી છું. ત્હમારા જેવા નર પીશાચોના હાથે અડકવા કરતાં હું મરણને વધારે પસંદ કરીશ,

માટે જો ત્હમારા જીવનનું ભલું ઇચ્છતા હોવ તો એક-દમ પાછળ હઠો.

તેણીનું આવું શૂરાતન ભરેલું બોલવું સાંભલી ને તે સીપાઇઓ કાંઈ પણ બોલ્યા નહીં. ત્યાર પછ એક જણા ગુસ્સે થઇને બોલ્યો કે કાયકુ દોડતીથી! અબ અબ દોડને? કયું? નહી દોડતી? તેરેકું અડકે નહી તો કયા તેરી પુજા કરે! ચલો પકડો પકડલો બિરાદરો, ઇસ ઔરતકું લે ચલો! અપને સરદારકો પાસે ઇન્ને આપનકું બહોત તકલીફ દીયા હય.

આ શૂરીબાળાના એ શબ્દો સાંભળતાં બહુજ ક્રોધ ચઢયો. તેનું મોં લાલ લાલ થઈ ગયું. તેની પાસે એક નાની કટાર હતી તેમજ એક તરવાર પણ હતી. તેણે તરવાર કાઢી અને સામે જઇ બોલી કે, લ્યો. ત્યારે મને મારો અને ત્યાર પછી અડકો. જ્યાં લગી આ દેહમાં પ્રાણ છે ત્યાં લગી પકડનાર કોણ છે? તેમ કરી તર-વાર ખુલ્લી કરી તે રાજપુત રમણી ઉભી રહી.

"તમારી તાકાદ શી છે ને કેટલી છે કે તમે મને અડકી શકો. એટલું બોલી અટકી નહી પરંતુ ત્વરાથી, જરાક દુર ઉભેલા મશાલવાળા સીપાઇના માથામાં એક ઝાટકો મારી તેને પૃથ્વીપર પાડી નાંખ્યો, મશાલવાળો પૃથ્વીપર પડતાં તેની મશાલ પણ તેની સામે પડી અને હોલવાઇ ગઈ અને અંધકાર છવાઈ ગયો.

આ બાળાએ અંધારાનો બરાબર લાભ લઇ લીધો ને પોતાનાથી બને એટલી ઝડપથી તે એક આડે રસ્તે દોડવા લાગી. અંધકાર પુષ્કળ હતો. રસ્તો પણ ચોખ્ખો ચાલવાનો જણાતો નહોતો. છતાં તે બાળાએ દોડવું ઘણી ઝડપથી ચાલુ રાખ્યું. દુર્ભાગ્યે કહીએ કે સુભાગ્યે એક ખાડો આવ્યો અને તેમાં તેનો પગ ખસવાથી પડી ગઇ. ખાડો બહુ ઉંડો નહોતો. તેમ તેમાં કાંટા કે પથ્થર કિંવા કીચડ નહુતો. પુષ્કળ ઝીણી રેતી પડેલી હતી; આ બાળાએ તે ખાડામાંથી તરત બહાર નીકલવાનો વીચાર મુલતવી રાખ્યો.

પેલી બાજુએ સીપાઇઓએ થોડીવારમાં મશાલ ચેતાવી અને નાઠેલી બાળાને શોધવા સીપાઈઓએ તેને પગલે રસ્તો લીધો. એક સીપાઇએ સૂચના કરી કે કદાચ તે બાળા આડે અવળે માર્ગે નાઠી હશે માટે એક બીજી મશાલ ચેતાવી આડા અવળા માર્ગો પણ તપાસવાની જરૂર છે "પણ બીજી મશાલનું ઠેકાણું નહતું. તેમનો સરદાર સાથે હતો તેથી સીપાઇઓએ પાસેના આડા અવળા માર્ગો જોયા પણ છેવટે થાકી ગયા. એક પુરવાટે ખોળવા નિકળેલા તેથી હવે વધું તપાસવાની ખંત કે મનનો ઉત્સાહ ઠંડાં પડી ગયાં ને આડા અવળા રસ્તા હવે ન જોતાં સીધે રસ્તે ધીમે ધીમે ચાલવા લાગ્યા. લગભગ બે માઇલ લગી આથડી આવ્યા પણ શોધ વ્યર્થ

ગઈ. પેલી બાળા હાથ લાગી નહી. આ વખતે કેટલાક સીપાઇને આળસ આવ્યું ને કેટલાક થાકી ગયા કોઈક બેપરવા જેવા બની ગયા ને એકે કહ્યું "બિરાદરો હું તો એમ માનું છું કે એ બાળા જંગલની જાણીતી હોવી જોઇએ. તેઓ ચાલતાં ચાલતાં વિચાર કરવા લાગ્યા કે તેણી લાગ શોધીને કોઇક ગુફામાં જતી રહી હશે. આપણે પાછા જઇ સરદાર સાહેબને આપણી બધી વાત કરી ને સવારના ફરી તપાસ કરવાનો વીચાર રાખીએ બાકી અત્યારે આપણે ગમે તેટલા રખડીશું પણ આપણું કંઈજ વળવાનું નથી.

બીજાએ કહ્યું કે આપ સચ્ચ કહેતે હો! ચલો પીછે એકનાં મોતિયાં મરી જતાં બીજો પણ હઠયો અને તેની અસર ત્રીજાને થઇ. વારા ફરતી સીપાઇઓના વીચારો આખી ટુકડીને ઠીક લાગ્યા અને બધા બગાસાં ખાતા ખાતા પાછા ફર્યા. હિંદુસ્થાન જીતવા આવેલા પરદેશીઓએ એક વિર ક્ષત્રી રમણીની બહાદુરી કેવી હોય છે તેનો વીચાર કરતા ને ગાળો આપતા રસ્તો કાપવા લાગ્યા.

જરાક ઝળઝળીઉં થયું ને સવારતો પહોર થવા આવ્યો ને જ્યાં સૂર્યનાં કિરણ; નીકળવાની તૈયારી થઇ તેવી વખતે આ બાળાએ ખાડામાંથી; બહાર નિસરી જોસ ભેર મૂઠીઓ વાળી આગલજ દોડવા માંડયું.



## પ્રકરણ ૬ ઠું.

—:o:—

### દુર્ગ જીતવાનાં ફાંફાં.

ગુજરાતનો સુબો ફિરોઝશાહ પોતાની છાવણી વચ્ચે પોતાના વિશાળ તંબુમાં ચાર સલાહકારી સૈનિકો સાથે વિચાર કરતો બેઠેલો હતો. નાગૌર- દુર્ગને કેવી રીતે કબજામાં લેવો તેનો તેઓ વિચાર ચલાવતા હતા.

મહોબતખાં નામના એક અમલદારે કહ્યું કે "જનાબ! કિલ્લા ઉપર સિડીઓ મુકીને ચઢવું મુશ્કેલ છે કારણ કે, ગઈ કાલ રાતના તે બહુ મુશ્કેલી ભર્યું જણાતું હતું."

બીજાએ કહ્યું કે ગઇ કાલે રાત્રીના આટલા સંત્રીઓનો પહેરો-જાપતો હતો છતાં આપણા ચાર આદમીઓ માર્યા ગયા છે. એવા ક્ષત્રીય વીરો સાથે કામ લેવાનું છે.

ફિરોઝશાહ-કેવી રીતે!

મહોબતખાં-હજુર હકીકત એમ બનેલી જણાય છે કે, પાછલી રાતના એક રજપુત જાસુસની મદદથી કિલ્લાપર જવાના એક છુપા રસ્તા આગળ અમો ગયા હતા. લગભગ ૫૦ માણુસોનો કાફલો હમોએ સાથે રાખ્યો હતો. એ છુપો રસ્તો તદન નિર્જન હતો. ત્યાં કોઇનો પહેરો હોય એમ જણાતું ન હતું.

કિલ્લાનો એ ભાગ ઘણા જુના પુરાણા મકાન જેવો હતો. એક બારી તેમાં દેખાતી હતી કે જેમાંથી ઘણી વખત કીલ્લામાંથી છુપી રીતે આવ જાવ થતી હતી. એ બારી આગળ અમે એક સીડી મૂકીને બે આદમીઓને ઉપર ચઢાવ્યા. તેઓ બારી વાટે કિલ્લામાં દાખલ થયા. અમે એવો સંકેત કર્યો હતો કે તે માણસોએ અંદર જઇને તપાસ કરી લાવવી પછી વધારે માણસોને સહિસલામતીથી કિલ્લામાં દાખલ કરવા.

લગભગ અડધા કલાક સુધી હમે રાહ જોઇ પણ અંદર ગયેલાઓમાંથી કોઇ બારી આગલ પાછું આવતું દેખાયું નહીં. આથી એક ત્રીજા માણસને બહુજ સંભાલથી અમે ઉપર ચઢાવ્યો. પણ જેવો તે બારી નજીક પહોંચ્યો કે તરતજ અંદરથી તેના ઉપર કાંઇક ભારે વજન નાંખવામાં આવ્યું જેથી તે નીચે તુટી પડયો. સીડી પણ જમીનપર ગરી પડી, અને મજકુર બારીમાંથી બંદુકની ગોળીઓ "સનનન" કરતી નીચેનાં માણસો ઉપર છુટવા લાગી. બારીમાં કોઇ માણસ દેખાતાં નહોતાં. તે છતાં પણ ગોળીઓનો વરસાદ થયો જતો હતો. આથી આપણા સૈનિકોમાં ભંગાણુ પડયું. આ ઝપાઝપીમાં આપણા દશ વીશ સિપાઇઓ તો માર્યા ગયા. એટલે બાકીનાઓની હીંમત ગોળીઓના વરસાદ સામે ચાલી નહિ અને સર્વે જણ નાશીપાસ થઇ પાછા ફર્યા.

ફિરોઝશાહ–“બારીમાંથી જે વજન નાખવામાં આવ્યું હતું તે શું હતું.”

મહોબતખાં–“આપણા સિપાઇઓ નાસીપાસ થયા બાદ એક કલાક પછી મ્હેં તપાસ કરી તો જણાયું કે, એ વજન તળે તે બારી વાટે અમે મોકલેલા બે માણસોનાં ધડ અને માથાં પડેલાં હતાં. વધુ તપાસ કરતાં જણાયું કે તેઓના શરીર તરવારથી છુટાંજ કરી નાંખેલાં હતાં; માથાંને એવાં છુંદી નાખ્યાં હતાં કે જે જોતાંજ કમકમાટી ઉપજે.”

ફિરોઝશાહ–એમ, ત્યારે તો એ રજપૂતો ભયંકર છે. એટલુંજ નહી પણ લુચ્ચાઇ અને દાવપેચમાં શૂરા છે. ફિકર નહીં. પરંતુ તેઓ એક વચનીને ખરા હોવાથી આપણે તેમને ફસાવી શકીશું! મહોબતખાં હું આપણા માણસોના હાલ હવાલનો તે લોકો ઉપર બરોબર બદલો લઇશ.

ત્યારપછી તેને આગનો ખ્યાલ આવતાં વધારે ઉશ્કેરાઇને બોલ્યો કે રજપુતો કિલ્લાની અંદર ભરાઈ બેસીને પણ જંપતા નથી, એ આપણે મારા તંબુમાં આગ લગાડનાર અને નાશી છુટનાર જાસુસનાં કામથી જાણ્યું છે વળી એ કીલ્લામાં——

એટલામાં બે ત્રણ માણસો હાંફળાફાંફળા ત્યાં દોડતઃ આવી પહોંચ્યા. તેમાંના એક માણસે કહ્યું.

નામદાર સુબા સાહેબ? કોઈક રજપૂત સ્ત્રી કીલ્લામાંથી કાળો દરવેશ પ્હેરીને બહાર નીકળી ગઇ હતી તેને અમે રસ્તામાં પકડી પાડી———

"ક્યાં છે તે હરામજાદી, લાવ્ય લાવ્ય, સત્વર લાવીને એકદમ મારી પાસે હાજર કરી દે."

ફીરોઝશાહે ઘણા ગુસ્સામાં દાંત કચકચાવતાં અને પૃથ્વી ઉપર પગ પછાડતાં પછાડતાં કહ્યું. જરૂર તે બાળાનો ચોટલો ઝાલી પકડી લાવો. દૂતે કહ્યું, "નહીં હજુર તે બાળા સપાટામાં આવેલી નાશી ગઇ છે. સાહેબ હજુ પકડાઇ નથી.

ફીરોઝશાહ—"તો મુર્ખના સરદાર? મને તું શું કહેવા આવ્યો બદમાશ! હરામજાદા! મોકાણના માઠા ખબર મોકલનાર કિયો અક્કલનો બારદાન છે? એવો કાફર કોણ અમલદાર મુવો છે." દૂતે કંપતા ધ્રુજતે અવાજે કહ્યું.

"સરદાર સાહેબ! એ સ્ત્રી સાથે અમારે બહુજ ઝપાઝપી અને મારામારી થઇ અને પછી તે બાળા અરિંકદના રાજ્ય તરફ નાસી ગઇ. અમારી ટુકડીના સરદાર ઉમરાવખાંએ તેની પાછળ પાંચ સાત માણસો સપાટાબંધ દોડાવી મુક્યાં છે. એ ખબર આપને જણાવવાની ફરજ સમજી સરદાર ઉમરાવખાંએ આપ સાહેબને કહેવા મને મોકલ્યો છે."

ફીરોઝશાહ—ના હવે તારૂં કાળું મ્હોં આવા નીરાશા ભરેલા ખબર કહેવા માટે જો કદી ફરીથી લાવ્યો તો મુર્ખ તને તોપને ગોળે ઉરાડી તારો જાન લઈશ. ચાલ્યો જા, તારૂં કાળું મોં લઈને જા."

દૂત સલામ કરીને ચાલ્યો ગયો; એટલે ફીરોઝશાહે કહ્યું, સરદારો જુઓ રજપુતોની આ બીજી ધાંધલ, આ લોકોને હવે આપણે એકદમ જલદી પાંસરા કરવા જોઇએ—

મહોબતખાંએ અધવચ્ચજ કહ્યું. "જનાબ સુબા સાહેબ, અહમદાબાદ ખાતેનું આપણું તોપખાનું અહીં મંગાવી આ કિલ્લા ઉપર ધડાધડ મોટા ગોળાઓના બાર કર્યા શિવાય હવે છુટકો નથી—

ઈશાનખાં નામના એક બીજા અમલદારે કહ્યું,

" હઝુર, એ ઉપાય બહુજ સારામાં સારો છે. આપણા તોપખાનામાંના દીવના બાહોશ પોર્ટુગીઝોની બહાદૂરીની કસોટી કરવાનો આ ઠીક વખત મલ્યો છે. ચાહે તેવા પથ્થરોની દિવાલ તેઓ તોડી નાંખશે અને રજપૂતો જરૂર આપણે તાબે થવા જોઇએ.

ફિરોઝશાહ–મને પણ એ તમારા વિચાર વ્યાજબી લાગે છે, ઈશાનખાં. તેણે તાબડતોબ આજ્ઞા કરી કે ગોલંદા ઉપરનો એક હુકમ તૈયાર કરો. હું તેમાં સહી સિકકો કરી આપું છું. તમે જાતેજ અહમ્મદા

બાદ જાઓ અને જેમ બને તેમ તાકીદથી આપણું તોપખાનું લાવી હાજર કરો."

"જેવો આપ હજુરનો હુકમ."

એમ કરીને ઇશાનખાંએ બરાબર લખી રૂકકો તૈયાર કર્યો ને ફિરોઝશાહે તળે સહી કરી આપીને પોતાનો સુબાગીરીનો સિક્કો પણ તેનીપર લગાડયો.

ઇશાનખાં કુર્નિશ બજાવીને ત્રણ સલામો ભરીને તાબડતોબ ત્યાંથી રવાના થઇ ગયો.

ફિરોઝશાહને હવે કાંઇક નિરાંત વળી, તે એજ ઉત્સાહમાં હતો કે, આ રજપૂત રાજાની કુંવરી પન્નાના રૂપગુણની જે પ્રશંસા મ્હેં સાંભળી છે તે મુજબ જો તે સ્વરૂપવતી હશે તો રાજાને તાબે કર્યા બાદ તે રજપૂત બાળા સાથે હું નેકા કરીશ અને તેને મારા જનાનામાં દાખલ કરીશ ને મારી પટરાણી બનાવીશ." આ વાતોને લગતા તરંગો મનમાં ને મનમાં કરતો ને આનંદ પામતો હતો. કેટલીકવાર તે હિડમુઢ જેવો બેસી પણ રહેતો, આસપાસના અમલદારોએ તેને વિચારશીલદશામાં બેઠેલા જોઇને સલામો ભરીને જવા માંડયું પણ ફિરોઝશાહનું તેમના તરફ ધ્યાનજ ગયું નહીં. તે તો ફકત પોતે સાંભળેલી પન્નાની રૂપસુંદરતાનોજ ખ્યાલ કરવા લાગ્યો ને બડબડયો:—

હૃદયમાં કાંઇ નથી કીંમત ભલે તે હોય ક્ષત્રાણી,
હૃદય સાથે મિલાવાને દગાથી જાલ બીછાવીશ.
કદી જો મુખથી વદશે 'અધમ, પાપી ગધેડો છું,
છતાં તે સુંન્દરીને મુજ હૃદય સાથે મિલાવીશ હું.

ઓહો—હો! જગતમાં માયાના મોહમાં પુરૂષો ખરેખર કેવા સપડાઇ જાય છે, ફિરોઝશાહ કેવો અત્યારે બાળાને જોઇ નથી છતાં રૂપવતીનું વર્ણન સાંભળી મોહ માંલીન બની ગયો છે. તેનો આ આબાદ દાખલો હતો.

મનુષ્યોનું મન ઘણુંજ ચંચળ હોય છે. તેને પોતાને ત્યાં પુષ્કળ સાહેબી હોય, અનેક રીતનાં સુખ હોય તેના ઘરમાં ઘણીજ લાવણ્યવતી અનેક પત્નિઓ હોય તેમ છતાં તે મૂર્ખ બનીને પરનારના પ્યારમાં લપટાવાનાં પાપી વીચારોમાં રસળે છે.

એ વખતે તે પાપીને ધ્યાનમાં નથી આવતું કે ઇતિહાસમાં સેંકડો રાજાઓ પરનારીઓની લલુતા ધરાવવાથી ખુવાર ખુવાર થઈ ગયા છે. કોઇ પોતાનો જાન પણ ખોઇ બેઠા છે તેવીજ તેની પોતાની પણ દશા થશે.

રાજા રાવણ, સીતાજીના રૂપમાં મોહ્યાથી આખરે જીવ ગુમાવી બેઠો; સિધ્ધરાજે રાણકદેવી જેવી પવિત્ર સતીપર નજર કરી શ્રાપિત થઇ સર્વ ગુમાવ્યું, અલ્લાઉદ્દીને, પદ્મિની લેવા જતાં ફજેતીનો સ્વાદ ચાખ્યો

આવાં આવાં અનેક દૃષ્ટાંતોથી ઇતિહાસ સાબીત કરે છે કે એવા પાપીષ્ટ વીચારો વાળા મનુષ્યનું પ્રભુ ભલું નથી કરતો.

પણ અકકલ ગુમાવી બેઠેલા ફીરોઝશાહને અત્યારે ઇતીહાસ પર નજર નાંખવાની પુરસદજ કયાં હતી?

નાગોર પતીની રાજકુંવરીને પોતાના જનાનામાં પટરાણી તરીકે દાખલ કરવાની ઈચ્છાએ તેણે નાગોર દુર્ગપર નાંખેલા ઘેરામાં તે ફતેહમંદ થયો કે નહી એ આપણે હવે પછી જોઇશું.

---

## પ્રકરણ ૭ મું.



### મંદદ માટે કહેણ.

મુસલમાન સીપાઇઓના હાથમાંથી છટકી નીકળેલી બાળા પાછું જોયા વીનાજ અરિંકદને રસ્તે જવા લાગી અકસ્માત પગે ચાલવાથી થાકી જતી હતી. પણ પ્રભુની કુદરત આગળ મનુષ્યોનાથી બની શકતું નહોતું.

તે બાળાને પગે ચાલવાનુ બચી જાય એવો એક પ્રસંગ મલ્યો. એક ખેડુતનું ઘાસનું ગાડું એજ રસ્તે થઇને જતું તેના જોવામાં આવ્યું.

ચકોર બાળા તે ગાડાવાળા પાસે જઈ વીનંતિ કરી કહેવા લાગી ભાઈ, તું હિંદુ છે તેથી તને વીનંતી કરી હાથ જોડી કહું છું કે, મને તું મુસલમાન સીપાઈઓના હાથમાંથી બચાવ."

ગાડાવાળો—"બહેન કયાં છે તે સીપાઈઓ ?

બાળા—ભાઇ, તેઓ મારી પાછળ પાછળ દોડયા આવે છે. હાલ વાત કરવાનો જરાપણ વખત નથી. મારે અરીંકદના ઠાકોરને ત્યાં જવું છે. તારા ગાડામાંનું બધું ઘાસ જલદી પૃથ્વી પર નાખી દઇને જો તુ મને તેમાં બેસાડી ખુબ ઝડપથી લઈ જઇશ તો ત્યાં જઇને તને સારી રીતે ખુશી કરીશને સારી બક્ષીસ પણ અપાવીશ. મને ત્યાં મૂકીને તું પાછો આવીને તારૂં ઘાસ ખુશીથી લઈ જજે તેમાં કંઇ વાંધા જેવું નથી,

ગાડા—બહેન, તેટલામાં સીપાઇઓ મારૂં ઘાસ ઉપાડી ફેંકી દે તો ?"

બાળા—તારા ઘાસની પુરેપુરી કીંમત હું તને અપાવીશ. હવે બહુ વાર ના કરતાં વાતચીતમાં વખત ગાળીશું તો જરૂર તેઓ આવી પહોંચશે માટે વધુ વાત કરવાની જરૂર નથી ઝટ ચાલ."

ગાડાવાળાને તેના ઘાસની પુરેપૂરી કિંમત આપવાની જણાવી તેમજ તે ઉપરાંત ઘણી સારી બક્ષીસ

મળવાની આશા આપી, વળી આ બાળાનો દેખાવ જોતાં એક ખાનદાન રાજકુટુંબની બાળાના જેવી તે જણાતી હતી એટલે ગાડાવાળો વધુ બોલ્યો નહિ. તેને લાગ્યું કે આ બાળા કોઈપણ જાતનું કપટ કરે તેવી નથી. ગાડાવાળાને તેના બોલવાપરથી ખાત્રી થઇ, એટલે તેણે તરતજ ઘાસના પુળા ગાડા ઉપરથી નીચે નાંખી દીધા.

આ બાળાને તેમાં બેસાડી તેણે બળદીઆ પૂરપાટ દોડાવી મુકયા.

ગાડાવાળો અરિંકદ નગરનોજ રહેવાશી હતો. તે એ નગરમાં જવાના આડા અવળા બધા રસ્તાઓનો જાણીતો હતો. તેણે મોટા રસ્તામાં ના લેતાં ખેતરોના આડાઅવળા રસ્તામાં ગાડુ ચલાવવા માંડયું. પરિણામે મોગલ સિપાઇઓમાંથી કોઇ પણ તેમની પુઠે જઇ શકયું નહીં. તે સુકોમાર બાળા કે જે કોઇપણ દીવસ આવા ગાડામાં કે ખરબચડા રસ્તા ઉપર નીકળેલી નહીં, તેથી તેના શરીરને ગાડાના આમ તેમ ઉછળવાથી સખ્ત ઉઝરડા પડયા હતા.

બે કલાકના અરસામાં ગાડું અરિંકદ નગરમાં દાખલ થઇ ગયું. બાળા નગરના દરવાજા આગલ ગાડામાંથી ઉતરી પડી ને ચાલવા લાગી. ગાડાવાળાને

પોતાની પાછળ પાછળ રાજમહેલ તરફ આવવાનું કહીને તે આગલ આગલ જલદી ચાલવા લાગી.

રાજમહેલના સિંહદ્વાર આગળ જઇને તેણે દરવાનને કહ્યું કે નાગૌર રાજ્યની રાજકન્યા પન્ના કુમારી તરફથી રાજેન્દ્ર રૂદ્રસિંહને એક કહેણ મોકલવાનું છે તે કહેવા જાવ. કહો કે રાજકુમારી તરફથી તેમની બહેન કહેવા આવ્યાં છે.

દરવાન અંદર જઇને જરાવારમાં પાછો આવ્યો અને બોલ્યો કે આપ અંદર પધારો.

દરવાનની પાછળ તુરત એક રાજવંશી પોષાક વાળો પુરૂષ ત્યાં આગળ આવી પહોંચ્યો. તે બાળાને માન સહીત આવકાર દીધો ને બોલ્યો કે બાળા! આમ પધારો? આપ રાજકુમારી પન્નાનાં બહેન થાવો છો તો ભલે અંદર દિવાનખાનામાં પધારો આ રાજ્ય તરફથી હું તમારો ઉપકૃત થઇ આભાર માનું છું. જરા આરામ લો ને પછી જે કાંઈ ફરમાશ હોય તે કહેજો અને જો હરકત ના હોય તો હમણાં જણાવો.

રાજ્યવંશી પોષાકવાળો પુરૂષ આગળ જેમ જેમ ચાલવા લાગ્યો તેમ તેની પાછળ આ બાળા ચાલવા લાગી. એટલામાં દરવાજા બહાર જે ગાડાવાળાને ઉભો

રાજ્યો હતો તે મોટે સાદે બોલવા લાગ્યો કે પેલી બાઇ ને બોલાવી લાવો મારા ભાડાના પૈસા બાકી છે.

દરવાન—નામદાર! બહાર ગાડાવાળો ભાડાના પૈસા માગે છે, બુમો પાડતો ચાલ્યો આવ્યો અંદર જુઓ !

"બાઇ ! મારી મહેનતના પૈસા ?"

રાજવંશી પુરૂષે એ વાત સાંભળતાં પાછું જોયું ને દરવાનને કહ્યું કે ગાડાવાળાને જરાપણ દમ ન મારતાં પુછી જુઓ કે કેટલા પૈસા આપવાના છે.

રાજવંશી પુરૂષે બાળાને પુછયું કે તે આપનો માણસ છે ? એને શું આપવાનું છે ?

બાળા—રસ્તામાં મુસલમાન સીપાઇઓ મારી પાછળ દોડયા આવતા હતા. મને પકડવા તેમનો વિચાર હતો અંતે હું થાકી ગઇ હતી. આ ગાડાવાળો રસ્તામાં મલવાથી બચવાની ખાતર તેના ગાડામાં બેસીને હું આપની પાસે અહીં આવી છું. તેના ગાડામાં ઘાસની પુળીઓ ભરેલી હતી. તેની કીંમત અને તે ઉપરાંત તેને બક્ષિસ આપવાની છે. તે અંદર આવતાં આપવું રહી ગયું છે ? તેણીને અંદર લઇ જનાર સરદાર બોલ્યો કે લ્યોબહેન, એને આ બે સોનામહોર આપું તો ચાલશે ?

રાજવંશી પુરૂષે વિચાર કરીને કહ્યું કે, હું

તેની સર્વ રીતે વ્યવસ્થા કરૂં છું. તેણે દરવાનને પોતાની પાસે બોલાવ્યો ને બે સોના મ્હોર ઉપરાંત એક પાઘડી આપવા જણાવ્યું. કોષાધ્યક્ષ પાસે જઇને ગાડાવાળાને કહ્યા પ્રમાણે આપાવો. કોષાધ્યક્ષને જણાવજો કે, તે માણસ ગાડાવાળો છે તેને માન સહિત સર્વ આપજો અને ભવિષ્યમાં કોઇવાર તેનું કામ પડે કરે તે માટે તેનું નામ, ઠામ, લખી લેજો.

દરવાન સલામ કરીને ત્યાંથી વિદાય થઇ ગયો.

રાજમહેલમાં જતાંજ બાળાને અંતઃપુરમાં થાક ખાવા સૂચના કરી રાજવંશી પુરૂષે કહ્યું કે હાલ તરત રસ્તાનો થાક લાગેલો હશે, તેથી જરા વિશ્રાંતિ લઇને મુકત થાઓ. એકાદ કલાક પછી જરા શાંતિ મળવે આપનો જે સંદેશો હોય તે કહેજો.

બાળાએ કહ્યું—રાજેશ્રી! મને જરાપણ વિશ્રાંતિની જરૂર નથી. મારે તો રાજેન્દ્રને હમણાંને હમણાં મળવું છે. સમય ઘણો બારિક આવતો જાય છે ને કામ ઘણુંજ અગત્યનું છે. સત્વર બોલાવો.

રાજવંશી પુરૂષે કહ્યું રાજેન્દ્ર સિવાય અન્ય કોઇને આપનો સંદેશો કહી સકો તેમ નથી?

બાળા—વાત એમ છે કે પન્ના કુમારી તરફથી હું એક કંકણ લાવી છું. એ કંકણ રક્ષાબંધન

તરીકે રાજેન્દ્રને આપવાનું છે.નાગૌરદુર્ગ ઉપર અત્યારે ગુજરાતનો સુબો હુમલો લાવ્યો છે.

રાજા દિલિપસિંહજી પાસે સુબાના સૈન્યને હઠાવવા માટે જોઇએ તેટલું સૈન્ય નથી. જેથી પન્ના કુમારીએ રૂદ્રસિંહજીને મદદ કરવા પધારવા આ કંકણ મોકલ્યું છે.

રાજવંશી પુરૂષ આ સાંભળીવીચારમાં લીન થઈ ગયો. થોડો વિચાર કરી તે બોલ્યો કે ગુજરાતનો સુબો શું એના મગજમાં એમ સમજે છે કે, રજપુતો બાયલા છે? હજી રજપુતોનાં શહેરો અને કિલ્લાઓ સહેજમાં હાથમાં આવે એમ નથી. હજી રજપુતાનામાં શૂરાપણું છે. કંઈ હાથે ચુડીઓ પહેરી નથી બેઠા. બાળા હું હાલને હાલ રાજેંદ્રને આ વાતની ખબર આપું છું.

બાળા આ છેલ્લા શબ્દોથી પ્રસન્ન થઇ. તેના મનમાં અત્યાર સુધી એ ખ્યાલ નહોતો કે, આ પોતેજ રાજા હશે. બાળાના મનમાં કે કોઇ રાજવંશી છેઅથવા દરબારમાં રાજાના દુરના સગા હશે. તેણે કંકણની વાત એ કારણેજ કરી હતી. જો આ રાજા પોતે નથી તો કોણ છે. એ જાણવા માટે તેણે તરત પુછયું કે ત્યારે આપ આપની પીછાણ કરાવો તો સારૂં!

રાજવંશી પુરૂષે તરજ ઉમંગ ભર્યા હસ્તે વદને

જવાબ આપ્યો હા ઘણી ખુશીથી. હું રાજેન્દ્ર રૂદ્રસીંહજીનો નાનોભાઈ છું."

"આપનું શું નામ?"

"એક શરતે આપને કહું."

"અને તે શરત?"

"જો હું મ્હારૂં નામ ઓળખાણ વગેરે આપું તો તમારે પણ તમારૂં નામ નિવાસ સ્થાન વિગેરેની માહિતી મને આપવી પડશે!"

"તે મારે કબુલ છે."

"મારૂં નામ મૃગેન્દ્રસીંહ હવે આપનો વારો આવ્યો." મૃગેન્દ્રસીંહે બહુજ વિનયથી મીઠાશ સાથે છેલ્લું વાક્ય કહ્યું અને ઉત્સુકતાથી બાળા તરફ નીહાળીને નીચું વદન કરી રહ્યો.

બાળાએ રાજવંશી પુરૂષનું નામ સાંભળ્યું હતું. તે રાજવંશી પુરૂષે રૂદ્રસીંહજી સાથે ઘણીક વખત લડાઇઓમાં ભાગ લીધો હતો અને એક શૂરવીર તરીકે પ્રખ્યાતીમાં નામના મેળવી હતી.

બાળાએ નીચું વદન રાખી જવાબ દીધો કે મારૂં નામ શૈલવતી.

ત્યારે તો તમે પન્ના કુમારીના કાકાશ્રીનાં પુત્રી કેમ ખરૂંને? અહો? શું તમારે જાતે અહીં આવવાની

જરૂર પડી. અરેરે પ્રભુ પણ કેવો નિર્દય છે કે તમારા જેવી કોમળાંગીને આટલી બધી તસ્દી આપે છે.

કંઇ ફીકર ન કરો, હિંમત રાખો. સબુરીથી સઉ સારાં વાનાં થશે. હું હમણાં મારા વડીલ ભાઇને અહીં મોકલું છું.

એમ કરી મૃગેંદ્રસીંહ તરત રૂદ્રસીંહજીને શૈલવતીના આગમનની વાત કહેવા ગયો.

શૈલવતી પોતાની સાથે કંકણ લાવી છે અને તે પોતાનેજ માટે પન્ના કુમારી તરફથી આપવા જણાવે છે, એ વાત સાંભળતાંની સાથે રાણો આશ્ચર્ય માંગરક થઇ ગયો.

રજપુતાનામાં કંકણ મોકલવાની પ્રથા એ એક ઐતિહાસીક રીવાજ ગણાતો હતો. જ્યારે કોઇ રાજ્ય ઉપર આફત આવી પડે અને તે રાજ્યને બીજા કોઇ રાજ્યના વીર પુરૂષની સહાયતા માગવાની જરૂર હોય ત્યારે તે રાજ્યની રાજકુમારી તરફથી આવી રીતે વીરનર ઉપર કંકણ મોકલવામાં આવતું હતું.

એ કંકણનો હવે સ્વીકાર તે વીરનરે કરવોજ જોઇએ. એવો એક જાતનો રીવાજ નીયમીત કાઢયો હતો, કેમકે જો તેમ ન કરે તો તે બાયલો અને અકુ-લીન પુરૂષ ગણાય. કંકણ સ્વીકારનાર વીર પુરૂષ, એ પછી રક્ષા બંધ બન્ધું તરીકે ગણાતો હતો.

બળેવના દીવસે જેમ રજપુત સિવાયની અન્ય જાતિઓ દરેક વણિક બ્રાહ્મણ શૂદ્ર ઇત્યાદીમાં એક બ્હેન પોતાના ભાઇને રક્ષાબંધન નાળીયેરી પુનમ જેવા દિવસે મોકલે છે તેવુંજ આ રક્ષાબંધન વર્ષના ગમે તે આપત્તિઓના દિવસે મોકલી શકાય છે. કેટલાક તો સોનાનું બનાવી મોકલે છે અને તેના ઉપર કીંમતી રત્નો માણેક વગેરે જડવામાં આવે છે. જેમ એ કંકણ વધારે મૂલ્યવાન તેમ તે મોકલનારનાં કુળ જાતિ માટે સારો અભિપ્રાય પડે છે. અનેક રજપૂત રમણીઓએ આવી રીતે પોતાના રાજ્યના બચાવ માટે રજપૂત વીરપુરૂષો ઉપર કંકણો મોકલ્યાંનાં ઉદાહરણો રજપુતાનામાં છે. જ્યારે કંકણનો સ્વીકાર થતો ત્યારે તે મોકલનારને એક રેશમની અથવા તો બનારસી સાડી મોકલાતી અને તે પછી એ વીરપુરૂષ મદદ લઇને તે સ્ત્રીના રક્ષણાર્થે જતો.

રૂદ્રસિંહને દિલિપસિંહ સાથે ઘણી તકરાર આગળ થઇ હતી અંતે તેનાપર વેર લેવાની રૂદ્રસિંહે પ્રતિજ્ઞા કરી હતી. તે વખતે ક્રોધાવેશનો મનમાં ઉછાળો માર્યા છતાં મન શાંન્ત રાખી આ પ્રસંગમાં વિચારો દબાવી મુકયા.

પન્ના કુમારીએ કંકણ મોકલ્યું તો ખરૂં પણ પોતાની પ્રતિજ્ઞા શી રીતે સિધ્ધ થઇ શકશે. એના

અનેક જાતના વિચારોની મુઝવણ રૂદ્રસિંહના મનમાં ઉપજી. વળી પન્ના કુમારી તરફ તેને એવા ભાવ ઉત્પન થવા પામ્યા હતા, કે જે ભાવ એક ભાઇના જેવા પ્રેમવાળા નહીં હતા. કંઇ જુદીજ દ્રષ્ટિ થઇ હતી. ત્યારે હવે શું કરવું? આશા ભરેલી સુંદરીએ મોકલેલી ચીજનો અસ્વિકાર કરવો? તેમ કર્યાથી તે વિરાંગનાને કેવો આઘાત લાગશે?

કંકણ તો સ્વીકારવુંજ જોઇએ. જો પોતે નથી સ્વીકારતો તો જગત્માં હાંસીપાત્ર બને છે; ને રજપુતોની જાતને કલંક લાગે છે. ને તે ઉપરાંત જગતમાં બાયલો ગણાય છે.

વીરની પ્રતિજ્ઞાની વાત કોઇ જાણે તોપણ તે સ્વભાવીક રીતે આ સમયે વેર ભૂલી જઇને સહાયતા આપવીજ જોઇએ.

સામાન્ય માણુસજ જયારે એમ કહે ત્યારે પોતે તો એક વીરનર એટલે સાધારણ માણુસ કરતાં પણ કાંઇક વધારે પડતું દેખાડી બતલાવવું જોઇએ, અને એવું વિશેષ કાર્ય કરી બતલાવવા રૂદ્રસિંહ તૈયાર પણ થઇ ગયો.

તેણે વેરની પ્રતિજ્ઞાની વાત હાલમાં પડતી મૂકી વિસારી દીધી, કંકણ સ્વીકારવા અને સહાયતા કરવા મનને વિચાર કરી નિશ્ચય કર્યો અને સૌથી વધારે,

એક પ્રેમીજન તરિકે મનના ભાવને સદાને માટે તિલાંજલી આપીને બંધુ કૃત્ય કરવા તે કટિબધ્ધ તૈયાર થયો.

શૈલવતીને મલ્યો અને કંકણુ સ્વીકારીને ઐતિહાસિક રીવાજ પ્રમાણે અંતઃપુરમાંથી બનારસી સાડી મંગાવીને શૈલવતીના કોમળ હાથમાં મુકતાં મુકતાં કહ્યું, લ્યો બ્હેન પન્નાકુમારીને મ્હારા તરફથી આશ્વાસન આપતાં કહેજો કે હું સહાયતા કરવા સૈન્ય સહિત જેમ બનશે તેમ તાકીદથી આવી પહોંચું છું. સુબાના સૈન્યને સદાને માટે યમસદનમાં પહોંચાડી દઉં છું. એમ જરૂર જરૂર કહેજો."

આ શબ્દો બોલતી વખતે રૂદ્રસિંહના મોં ઉપર શૌર્યની લાલાશ ધસી આવી, અને યવનોને યમસદનમાં જાણે તરતજ પોતે મોકલતો હોય, તેમ સ્વભાવિક રીતે તેમનો હાથ કેડે તરવાર બાંધવાની જગ્યા તરફ ગયો—જોકે અત્યારે તેની કેડે કંઇ તરવાર હતી નહીં; પણ જ્યારે એક ક્ષત્રિય વીર ગુસ્સે થાય છે ત્યારે હંમેશાં તેનો હાથ પોતાની વીર સમશેર તરફજ જાય છે.

હર્ષની લાગણી સહિત અને પ્રભુ તમને સહાય કરો એવી આશીષ દઇ શૈલવતી વિદાય થવા તૈયાર થઈ.

પણ એજ વખતે મૃગેન્દ્રસિંહ ત્યાં આવી ઉભો રહયો. રૂદ્રસિંહે તેને જોતાંજ કહ્યું. નાગોર રાજ્યના રાણાની પુત્રી પન્ના કુમારી તરફથી આવેલું કંકણુ મેં સ્વીકાર્યું છે, એટલે હવે આપણું કર્તવ્ય તે રાજ્યની મદદે જવાનું છે. રાજ્યના અમલદારો, પ્રધાન સેનાપતિ સર્વને મંત્ર ભુવનમાં ભેગા કરવા અને ત્યાં હું થોડાકજ વખતમાં આવવા નીકળી ચુકીશ.

મૃગેન્દ્રસિંહે કહ્યું કે પુજ્ય વડીલ બંધુ આપના કહેવા પ્રમાણે હું સર્વ રીતે વ્યવસ્થા કરૂં છું. પણ માત્ર હું આ વખતે એટલા માટે આવ્યો છું કે આ બાળાને આવા સંકટ સમયે અહીંથી એકલાં જવા દેવાં તે મને ઠીક લાગતું નથી.

કદાચ તેઓ પોતે વિવેકને લીધે આપણને કહેશે નહીં, પણ આપણું કર્તવ્ય શું છે. એ બાળાની વાત ઉપરથી ભય ભરેલા સંજોગોમાં અસહ્ય દુઃખો વેઠીને આવ્યાં છે. તેમને અહીંથી એકલાં જવા દેવાં, એ મને ઘણુંજ જોખમ ભરેલું લાગી આવે છે.

હં. તો આપણા સૈન્યમાંથી દશ બાર સારા રજપુતોને તેમની સાથે મોકલી આપો. રૂદ્રસિંહે કહ્યું.

યવનોની છાવણી નાગોરદુર્ગ બહાર પડાવ નાંખી પડેલી છે. યવન સિપાઈઓ આસપાસ રાત દીવસ ફર ફર કરે છે. પરન્તુ તેમાં આ બાળાની પાછળ કેટલાક

સીપાઇઓ પડયા હતા, તેમની નજર ચુકાવી છેતરીને તેઓ અહીં આવ્યાં છે. આવા સંજોગોમાં દશ બાર માણુસોનું ટોળું એક સામટું જતું જોવામાં આવે તો યવન સીપાઇઓ સાથે તેમને ઝપાઝપી થયા વગર રહેજ નહીં. દૈવની ગતીથી એ ઝપાઝપીનું શું પરીણામ કોણુ જાણે કેવી રીતનું આવે તે સમજાતું નથી. આ બાળાનાં રક્ષણુની બાબત પડતી રહે, તેમ મ્હારા વિચારો થવાથી આપને નમ્ર વિનંતીથી જણાવું છું કે કોઇ એકજ માણુસને તેમની સાથે મોકલીશું કે જેથી યવનોની નજર ચુકવીને આ બાળા સાથે નાગૌરદુર્ગમાં સલામતીથી પહોંચવાનું કાર્ય સહેલું થઇ પડે. શૈલવતી અત્રે વચમાં બોલી ઉઠી કે, મને કોઇના રક્ષણુની જરૂર નથી. મૃગેંદ્રસિંહે વચમાંજ જરા હસતું મોં રાખીને કહ્યું કે એ તમારો વિનય છે. પણુ એમાં અમે અમારી ફરજ બજાવી ગણાય નહીં. એક સ્રીજનનો વાંકો વાળ થાય તો તે અમારા શુરા હજાર સીપાઇઓના મૃત્યુ બરાબર થાય. તેમ થતાં અમારી જનેતાની કુખ લાજે.

રૂદ્રસિંહે વિચાર કરીને કહ્યું કે બંધુ ધન્ય છે તને! એ વાતથી એક અગત્યની ફરજ તરફ યોગ્ય સમયે તેં મારૂં ધ્યાન ખેંચ્યું છે. મેં તને જે કામ થોડા વખત ઉપર સોંપ્યું તેના કરતાં હું તને એક વધારે જરૂરી કામ

સોપું છું. તે એજ કે આ બાળાને અહીંથી સહીસલામત નાગોરદુર્ગમાં તું જાતેજ પહોંચાડી આવ, તારા શિવાય આ કામ માટે હું બીજા કોઇને યોગ્ય ધારતો નથી. દરબારીઓને એકઠા કરીને કેવી રીતે રસ્તો લેવો તેને માટે હું ગોઠવણુ કરી લઇશ.

મૃગેંદ્રસિંહ—આ બાળાને નાગોરદુર્ગમાં પહોંચાડયા પછી હું આપની કયાં આગળ રાહ જોતો ઉભો રહું ?

રૂદ્રસિંહે થોડોક વખત વિચારના વમળમાં ગોથાં મારવા લાગ્યા. અંતે વિચારમાંથી મુક્ત થતાં કહ્યું તું અરિકદની સરહદ આગળ અમને મલજે, અમે કદાચ બીજે કહીં ગયા હોઇશું તોપણુ આપણા સૈન્યનો એક સીપાઈ ત્યાં હાજર રહેશે અને તારે શું કરવું એ વિષે તને મારા તરફથી સુચના આપશે. જેવી આપ બંધુની આજ્ઞા મૃગેંદ્રસિંહે જવાબ આપ્યો.

"હવે તું વગર વિલંબે અહીંથી સત્વર વિદાય થા" રૂદ્રસિંહે કહ્યું.

એ પછી પોતાના વડીલ બંધુને વંદન કરીને મૃગેંદ્રસિંહ, શૈવલતી સાથે અરિકદના રાજ્ય મહેલમાંથી સત્વર વિદાય થયો.



## પ્રકરણુ ૮ મું.

—:०:—

### દુઃખી બ્હેનની વ્હારે ભાઇ

કોઇ બાળાને બળતી બચાવો, રાજન, બાળાને બળતી
બચાવો.

(કવિ ન્હાનાલાલ.)

મધ્ય રાત્રનો બિહામણો સમય થયો છે. સર્વત્ર શાન્તિમયતા જગત્‌માં છવાઇ રહી છે. કૃષ્ણુપક્ષ હોવાથી અંધકાર ચારે દિશામાં પ્રસરી રહયો છે. આકાશમાં તારલાઓ ચમકી રહ્યા છે. કંસારીના "કિર કિર" અવાજો, વનમાં સિંહાદિ સર્વ પ્રાણીઓના ઘુઘવાટા, શિયાળવાનાં રૂદન અને નાગોરદુર્ગ પાસે પડેલી મોગલ છાવણીમાંના પહેરેગીર સંત્રીઓની જાગૃતિના ચિન્હરૂપે સંભળાતી બુમો સિવાય કયાંયે કોઇ પણ બોલતું સંભળાતું નથી.

આવા શાંન્ત વખતના સમયમાં ભયંકર સમયે નાગોરદુર્ગની સરહદમાં આવેલા એક જંગલમાંથી ભયભીત ભરેલી અચાનક એક બુમ સંભળાઇ——

અરે ? કોઇ આવો, બચાવો ?

બુમ ધીમે ધીમે શાંત થઇ તે સાથેજ દૂરથી

કોઈએ જોશભેર જવાબ દીધો. "ગભરાશો નહી. બચાવનાર હાજર છે."

અને જે તરફથી પ્રથમ બુમ સંભળાઇ હતી, તે તરફ કોઇ ખુબ જોશભેર દોડી જવાનો અવાજ સંભળાવા લાગ્યો.

લગભગ પાંચેક મીનીટના અરસામાં એ બુમવાળી જગ્યાએ શું શું બન્યું તે આપણે તપાસીએ.

એક સ્ત્રીને એક રજપૂત જાતનો પુરૂષ સતાવી રહ્યો હતો નેતેનાપર બળાત્કાર કરવાની તૈયારીમાં હતો.

પરંન્તુ તે સ્ત્રીએ પોતાના હાથથી તે પુરૂષના હાથ પકડયા હતા. અને પુરૂષ તે હાથ છોડવા માટે ખેંચાખેંચ કરી રહયો હતો.

બન્ને વચ્ચે ઘણી રીતે જબરી તકરાર ચાલી રહી હતી. તેવામાં બચાવનાર એક બીજો પુરૂષ તે ઠેકાણે વચ્ચે જઇ પહોંચ્યો.

તેણે પોતાના બાહુબળથી સ્ત્રીને તે પુરૂષના હાથમાંથી છોડાવીને ઝપાઝપીમાંથી મુકત કર્યાં, પરંન્તુ તે હુમલો કરનાર રજપુત જાતનો પુરૂષ હતો તેથી તે તેની સામે જઇ ઉભો રહીને બોલ્યો.

"દુષ્ટ? તું કોણ મુવો છે. તું આ નિર્જન સ્થળમાં એકલી અટુલી અબળાને સતાવનાર કોણ

પાપી ! સૃષ્ટીમાં આમ તેં કેટલી અબળાને સતાવી સતાવીને રિબાવી હશે. દુષ્ટ કમજાત ? જગનિયંત કંઇ આંધળો નથી. તેની સર્વ સ્થળે દૃષ્ટિ છે. તારા જેવા દુષ્ટને સ્વધામજ પહોંચાડવા જોઇએ. બોલ. તારે શું કહેવાનું છે ?"

"જા,-જા, મૂર્ખના શિરોમણી, તારે મ્હારા શિકારની આડે આવવાની જરૂર નથી, હું તારાથી બીને નાશભાગ કરૂં એવો નથી."

એમ કહીને તે પુરૂષ તેના ઉપર તલાપ મારવા લાગ્યો. પણ અન્ધારામાં ઘણી તેજ પ્રકાશવાળી મોટી આંખોવાલો આ પુરૂષ પહેલેથીજ જાણતો હતો તેથી પાછો થોડાં પગલાં ભરતાં હઠવા લાગ્યો, એ બાદ તેણે એક પિસ્તોલનો બહાર તે હુમલો કરનાર તરફ કર્યો જેને પરિણામે "ઓ ? ઓ ?" એટલા શબ્દો સમેત તે પુરૂષ જમીન ઉપર તૂટી પડયો.

પિસ્તોલનો બાર આ શાંત સમયે અને વળી નાગોરની સરહદમાં કે જ્યાં મોગલ સરદારની છાવણી પડી હતી ત્યાં આગળ થયો અટલે તે છાવણીમાંના જાગૃત સંત્રીઓને કાને પડયા વગર તે અવાજ રહયો નહી ? તરતજ એ અવાજ થઇ રહ્યા બાદ બે ત્રણ અવાજો દૂર-દૂરથી બુમો મારવા લાગ્યા.

"કોન હે ? બાર કિસને કિયા ?"

આ બૂમરાણુ સાંભળી બચાવનાર પુરૂષે તે સ્ત્રીને કહ્યું કે, હે બાઇ ? તું શી જાતની છે તે કહે ! જો ના કહેવા વીચાર હોય તો હું તને મારી ધર્મની બહેન ગણીશ, અત્યારે વાત કરવાનો સમય નથી કારણકે આ જગ્યા આગળ મુસલમાન લશ્કર પડેલું છે. આપણે વધારે વખત રોકાઈશું તો કદાચ આવી તેઓ ચઢશે. માટે બહેન મારો હાથ ઝાલી લ્યો. ચાલો મારી સાથે; અત્યારે જે પળ જાય છે તે સોના જેવી જાય છે.

બાઈ; જો જો દીઠા, પેલા સંત્રીઓ મોટી મોટી મશાલો સાથે આણી તરફ આવે છે. ત્યારપછી તેણી નિશ્વાસ નાખી બોલી.

"ચાલો ભાઇ હું તમારા બોલવાપર વિશ્વાસ રાખું છું. મને દુઃખીયારીને દગો બગો ના દેશો. હું તમારી ધર્મની બહેન છું ને તમે મારા ભાઇ છો પણ દાઝયા પર ડામ ના દેશો."

તે બાઇએ એમ કહીને પોતાનો હાથ લંબાવ્યો.

"બાઈ! તમે ગભરાશો નહી." એવો ચોખ્ખો જવાબ દઈને તે પુરૂષે તેનો હાથ પકડયો અને તેઓએ દોડવા માંડયું.

આ પુરૂષે તે બાઇને કહ્યું હતું તે થોડાક વખતમાંજ ખરૂં પડયું. આશરે અરધા કલાકના અરસામાં

તેઓ દોડતાં જતાં હતાં. તેની ડાબી બાજુએથી મશાલોનો પ્રકાશ દેખાવા લાગ્યો,

પુરૂષ તુરત તે બાઇને કહેવા લાગ્યો કે જુઓ પેલી મશાલોનો પ્રકાશ દેખાતો હતો તે જણાવા લાગી છે પરંતુ આપણે ફિકર કરવા જેવું જરાપણ નથી. આપણી દિશા, એલોકોના કરતાં તદન જુદી છે. માટે આપણે જો જરાક વધારે જોસભેર દોડીશું તો તેમના હાથમાં સપડાવાનો વખત કે ધાસ્તી નહીજ રહે,

બન્નેએ જલદી પવનના સપાટા જેમ આવે તેવી રીતે ઘણા વેગથી દોડવાનું ચાલું રાખ્યું. તે બાઈ હવે જેમ હાંફી ગઇ હોય ને થાકથી સજ્જડ થઈ ગઈ હોય એમ તે પુરૂષને દેખાવા લાગ્યું. તે બાઇને પોતાને ખભે બેસવાની સૂચના કરવા લાગ્યો. તે બાઇ બહુજ હા–ના હા–ના કરવા લાગી. પુરૂષે કહયું, બહેન ! તમે શા માટે આમ હા–ના હા–ના કરો છે ? આપણે મોત જીવતના સપાટામાં આમ આનાકાની કરશું તો જરૂર શત્રુઓથી હેરાન હેરાન થઇ જઈશું. મેં તમને એકવાર ખાત્રી આપી છે છતાં પણ તમને મારા પર અવશ્વિાસ શા માટે આવે છો ?

એમ કહીને તે પુરૂષ બરાબર જમીન ઉપર ગોઠણ ભર બેસી ગયો અને તે બાઈએ પ્રભુની સ્તુતિ મનમાં

કરીને આખરે હિમ્મત ધારણ કરી તેના ખભા ઉપર બેસી ગઈ.

વનસ્પતિનો પર્વત ઉંચકી જતા શ્રી હનુમાનજીની પેઠે આ ભીમકાય જેવો બળવાન પુરૂષ ઝડપથી ફલંગો ભરતો ભરતો ચાલવા લાગ્યો.

અંધારામાં કોણ જાણે આ પુરૂષ કેવી રીતે એની તીવ્ર નજરથી જોઇ શકતો હતો કે, અધવચ કંઇપણ ખાડામાં કે ઝાડી જંગલમાંનાં ઝાખરામાં તે પડયો નહી. આવી રીતે ચાલતાં ચાલતાં બે ચાર માઇલ વટાવતાં આખરે એક મોટા દરવાજા આગળ તેઓ આવી પહોંચ્યા.

આ દરવાજો બંધ હતો. તેણે તે બાઈને પોતાના ખભા ઉપરથી ઉતારી અને તે પછી દરવાજા પાસે જઇ બોલવા લાગ્યો. "રામસીંગ ! દરવાજો ખોલ."

અંદરથી એક પુરૂષનો અવાજ આવ્યો "કોણ ?" એટલે આ પુરૂષે જવાબ દીધો. "જયશ્રી રઘુવીર ?" આ શબ્દોએ તરતજ ચમત્કાર કર્યો. તરતજ અંદરથી બારણું ખોલવામાં આવ્યાં.

તે બાઇને કહેવા લાગ્યો "અંદર આવો. જરાપણ ગભરાશો નહી."

બન્ને સાથેજ દરવાજામાં દાખલ થયાં. દરવાજો તેમની પાછળ તુરત બંધ થઇ ગયો.

અંદર દાખલ થતાંજ તે બાઈના જોવામાં આવ્યું. કે તે એક મોટું ભવ્ય વિશાળ મંદિર હતું. અંદરના વિશાળ ચોકમાં થઇને તે બાઇને મંદિરની પાછલના ભાગમાં લઈ જવામાં આવી, જ્યાં એક વિશાળ ખંડમાં આ પુરૂષ અને તે બાઈ બન્ને જણ દાખલ થયાં.

રામસિંગે અગાઉથી જઇને તે ખંડમાં દીવા વિગેરે સગવડતા કરેલી હતી, એટલે તે દીવાનો ઝીણો ઝીણો પ્રકાશ જોઈ શકાતો હતો. તે ખંડ બેસવા ઉઠવાના એક મોટો દિવાનખાના જેવો જણાયો.

ચારે બાજુની ભીંતો ઉપર દેવ દેવીઓની તસ્વીરો ટાંગેલી જોવામાં આવતી હતી. જમિન ઉપર એક મોટો ગાલીચો બિછાવેલો હતો. અને તેના ઉપર બેસવા માટે એક બાજુએ ગાદી તકીયા તેમજ બીજી બાજુઓએ બાકડા, કોચ, ખુરશીઓ વગેરે ગોઠવવામાં આવેલાં હતાં.

ખંડની વચ્ચોવચ્ચ એક મોટો કઠેરાવાળો હીંચકો બાંધવામાં આવ્યો હતો.

તે બાઇએ બરાબર ચારે બાજુ દીવાના ઝીણા અજવાળાથી જોયું. પુરૂષે એક રજપુતને છાજતો પોશાક પહેર્યો હતો. કમ્મરેથી પટટો કાઢીને દુર મૂકતાં તે હિંચકા પર બેસવા જતાં જ્યાં તે બાઇ પુરૂષના સામી

દ્રષ્ટિ કરી જુએ છે ત્યાં અચાનક તેના મ્હોંમાંથી ઉદ-ગાર નીકલી ગયા.

"કોણુ ભગિની મ્હારી રમા? હો હો કેવો સંજોગ પ્રભુ તારી ગતિને કોઇ કળી શકતું નથી?"

"કોણુ મારો ભાઇ રઘુવીરસીંહ! કેવો ચમત્કાર?" બન્ને ભાઈ બહેન મલ્યાં. રજપુતે તેના માથે હાથ મુકતાં કપાળમાં સ્નેહ સૂચક ચૂમી કરી. હિંચકા પર બેસતાં બેસતાં રમા બોલી: "ભાઇ! ઓ ભાઇ! આપણો લગભગ આજ દસ વર્ષે મેળાપ થાય છે, આટલાં વર્ષોથી તું શું અહીંજ રહેલો છું. છતાં મને મૂર્ખીને એની ખબર સુદ્ધાંત પણુ પડી નહીં!"

"ના રમા બહેન" રઘુવીરસીંહજી બોલ્યો.

"હું માત્ર બેત્રણુ માસથી આ મંદીરમાં આવીને રહયો છું. આપણુા પુજ્ય પિતાની જાગીરદારી દુષ્ટ મોગલ બાદશાહે ઝપાઝપી કરી ઝુંટવી લીધા પછી હું ભારત ભ્રમણુ કરી રહયો હતો.

પરંતુ કોઇની પણુ મદદ વગર શું કરી શકું? હું તદન નિ:સહાય થઇ ગયો? તેથી જેમ તેમ વીચારોના ગોથાં ખાતાં ખાતાં રહયો. મારા મનમાં વેરની પ્રતિજ્ઞા લેવાની હતી, પણુ તે વીચારો મનમાંજ દબાવી રાખ્યા પડયા છે.

બે ચાર માસ ઉપર અહીં આવતાંજ મેં સાભલ્યું કે, નાગૌર રાજ્ય ઉપર અહીં ગુજરાતના સુબાએ હલ્લો કર્યો છે. યવનો સાથે લડવાને સળવળી રહેલા મારા હાથને શાન્તિ આપવા માટે મેં નાગૌર રાજ્યના રાજા પાસેથી ફિરોઝનું માથું મેળવવા માટે માગણી કરી—

"અહા ? થોડાક દીવસ ઉપર રાજ્ય દરબારમાં એક અજાણ્યાએ ફિરોઝશાહને મારી નાંખવાને બીડું ઝડપ્યાની વાત અમારા સાંભળવામાં આવી હતી. શું ભાઇ તે તમે પોતેજ હતા કે ?"

"શું એ કામ કરવા તમે જાતે તૈયાર થયા હતા;" ઘણાજ ઉત્સુકપણે રમાએ પશ્ન કર્યો.

હા. તે હુંજ હતો પણ તે કાર્યમાં હું સફળ થવા પામ્યો નહી. એક પ્રસંગ નહી તો બીજો. હું યવન છાવણીમાંથી નાસી આ મંદીરમાં આવી રહયો છું. એ પછી આજ કાંઇ બીજો લાગ મલે તો તે નહી ચુકવાના વીચારથી હું આ જંગલમાં ચારે તરફ નજર ફેરવી ફરતો હતો. ત્યાં તો મારી પોતાનીજ ભગિનીને કોઇ દુષ્ટના પંઝામાંથી છોડવવાની તક મળી !

"એ દુષ્ટ માણસ નાગોરનો દરવાન હતો. હું એક અતીશય કમનસીબને ઘણાજ દુઃખ દાયક જેવા સંજોગો સહન કરતી આજ રાત્રે બહાર આવી હતી.

"ભાઇ..............."

આંખમાં આંસુની ધારાઓ ચાલી ને રમા બોલવા લાગી.

"આજ ચાર દીવસથી અનન્ના પણ સખત રીતે સાંસા પડયા છે. છેવટે હું આજે આત્મઘાત કરવા માટે આ જંગલમાં આવી લાગી હતી.—"

"હેં ? શું મારી બહેન ? તું આપઘાત કરવા માટે જંગલમાં આવી હતી ? અને શું બહેન ? તું ચાર ચાર દીવસની અન્ન વગર ઉપવાસ કરી રહી હતી. પ્રભું તારી ગતી ન્યારી છે; ઘડીમાં રાયને રંક બનાવી દે રંકને રાય બનાવી દે. ત્યારપછી તે બોલ્યો કે.

"ઉઠ, ઉઠ, મારી બહેન ઉઠ ? તારો શોક હવે પુરો થયો છે, હવે તું ત્હારા ભાઇના રક્ષણ હેઠળ છે એટલે કોઇની તાકાત નથી કે તુંને કાંઇ પણ કરી શકે. પહેલી તું તારી ક્ષુધા શાન્ત કરી લે."

"તારી ક્ષુદ્ધા શાંતિ કરીને પછીથી મને તારૂં સર્વ રીતે વૃત્તાંત કહી સંભળાવ."

"ના મહારા ભાઇ પહેલાં મને બધું કહી લેવા દો. મહારા હૃદયનો ભાર ઓછો કરવા દો. ત્યારપછી થીજ મને અન્ન ભાવશે. મારી ભૂખ તરસ સર્વ અત્યારે તો મરી ગઇ છે." રમાએ કહ્યું.

"સારૂં બ્હેન, જેવી તારી ઇચ્છા."

એમ કહીને રઘુવીરસિંહ તેનું તમામ વૃત્તાંત સાંભળવા માટે તલ્લીન થઇ તેના મોં સામે જોઇ રહયો.

"દશ વર્ષ ઉપર જ્યારે આપણા પૂજ્ય પિતાજીનો દેહ પડયો." રમાએ આરંભ કરતાં કહ્યું.

"ત્યારે મોગલ શહેનશાહે આપણી જાગીરદારી લઇ લીધી. તમારાથી તેજ વખતે વિખુટી મને પાડીને તે શહેનશાહના સીપાઇઓ મને ઉચકી દોડી ગયા, તે મૂકી દીલ્લીમાં, મને બરાબર યાદ છે કે એક દિવસ હું બાદશાહી ઝનાનાના ઝરૂખામાં બેઠી હતી, તે અરસામાં એક રજપુત પોષાક પહેરીને નીચેથી ચાલ્યો જતો હતો તે મ્હારા જોવામાં આવ્યો. મારી આંખ તેની સાથે મળતાંજ તેને આપણો જાતિભાઇ જોઇને મેં ઉભા રહેવાની સૂચના આપી. અને એક પથ્થરના કડકામાં એક ચિઠ્ઠી બાંધીને રજપુતને આપી. એ સ્થાનમાંથી મને છોડવવા વિનંતિ કરી મારી ચીઠ્ઠી વાંચીને તે રજપુત ક્રોધથી રાતો પીળો થઇ ગયો. પરંતુ થોડીકવાર વિચાર કર્યાબાદ તેણે ટુકામાં ફકત એટલાજ શબ્દો બોલ્યો.

"આજ રાત્રિના બાર વાગે."

હું તરત સમજી ગઈ કે, હવે મ્હારે આ કેદ-ખાનામાંથી મુકત થવાનો સમય આવવા લાગ્યો છે. હું

રાત્રિના બાર ક્યારે વાગે તેની રાહ જોયા કરતી હતી. ઝનાનામાં દશ વાગે બધાં સુવાના રૂમમાં સુઈ ગયાં ત્યારે હું પણ થોડોક વખત ઉંઘવાનો ઢોંગ કરીને સુઈ રહી, ને જ્યાં આમ બારના બરાબર ટકોરા થતાંજ ધીમે ધીમે પગલે એ ઝરૂખામાં ગઇ. નીચે એક સીપાઇ પહેરો ફરી રહ્યો છે. પણ તેની નજર ઉંચે ઝરૂખા તરફ જતાંજ તેણે મને ચુપ રહે-વાની નિશાની કરી અને પોતાની કમ્મરેથી એક દોરડું કાઢયું. તેનો એક છેડો તેણે મારા તરફ બરાબર નજર ટેકવી ફેંક્યો, હું હા—ના કે કંઇ રકઝક કરવા રહી નહીં, દોરડું એક થાંભલાને બાંધીને હું ધીરે રહીને નીચે સરકવા લાગી. નીચે ઉતરતાંજ તે સીપાઇ બોલ્યો.

"હુ તેજ રજપુત છું કે જેને તમે બપોરે આ ઝરૂખામાં ઉભાં રહી ફેંકેલી ચીઠ્ઠીથી તમને છોડાવવા આવ્યો છું. તમે જરા પણ બીશો નહીં. આ બીજો મારી કને પોષાક છે તે તમે પહેરી લ્યો."

તે એક મોગલ સીપાઇને છાજે તેમાંનો પોષાક હતો. મેં તરત તે પહેરી લીધો. તે રજપુત બોલ્યો.

"હવે આપણે તદ્દન નિર્ભય છીએ. ધીમે ધીમે મહારી પાછળ ચાલ્યાં આવો. મારી સાથે રસ્તામાં એક પણ શબ્દ બોલશો નહીં."

ચુપાચુપ અમે બંને જણ શહેરના મધ્ય રસ્તે

થઇને ચાલતાં જતાં હતાં. રસ્તામાં હમોને બીજા મોગલ સીપાઇઓ જ્યાં ત્યાં મલતા ત્યાં એ રજપુત સરકારી બાબતનું કામ જણાવી આગળ ચાલતા જતા હતા. ઘણાખરા સીપાઇઓને ભૂલથાપમાં નાંખીને રજપુત ચાલતો જતો ને સાથે હું પણ હતી.

આમ ચાલતાં ચાલતાં રસ્તો કાપતાં અમે સહી-સલામત દીલ્હીના દરવાજા બહાર જઇ પહોંચ્યાં. જ્યાં એક નીર્જન જંગલમાં એક વાવ પાસે બે ઘોડા બાંધેલા મ્હારા જોવામાં આવ્યા. રજપુતે મને કહ્યું.

"જુઓ આ ઘોડા મેંજ બાંધેલા છે. તમે જરાક થાક ખાવો, પાણી પીવું હોય તો લાવી આપું. તમે જરાક વિશ્રાંતી લ્યો. એ પછી આપણે તે ઉપર બેસીને ચાલ્યાં જઇએ."

"આપણે હવે કયાં જઇશું." મ્હેં રજપુતને પુછયું.

"તમે કહો ત્યાં હું તમને પહોંચાડી આવીશ."

એમ રજપુતે કહ્યું.

મેં વીચાર કર્યો કે, હવે મારૂં સ્થાન કયાં છે. ભાઇ તમે તો કોણ જાણે કયાંયે હશો અને કદાચ મોગલોએ તમને બંદીવાન પણ કર્યા હોય એમ મેં ધાર્યું. આપણાં જાગીરદારીનાં ગામોમાં પણ કયાંયે મને આશ્રય મળવો ઘણોજ મુશીબત લાગ્યો, આવા ઘણા

દુ:ખી સંજોગો બધા ભેગા થયેલા જોઈ મેં એ રજપુતને પુછયું.

"તમે કયાંના વતની છો! અને કિયા રાજકુળને દીપાવી રહ્યા છો?"

એ રજપુતે શાંતીને વિનયથી કહ્યું.

"હું નાગૌર રાજ્યમાં મદદનીશ સેનાપતી છું. હું ચંદ્રવંશી ક્ષત્રિય છું અને મારૂં વતન પણ નાગૌરજ છે."

મેં એજ વખતે ખાસ તે રજપુતને બીજું કાંઇ કહ્યું નહીં, અને તેમની સાથેજ મને લઇ જવા કહી દીધું.

એટલે તે રજપુત બોલ્યો.

"મારે દીલ્હીમાં હજી થોડાક દીવસનું કામ બાકી છે. તેથી મારે રહેવું પડે તેમ છે. છતાં પણ તમે ચાલો. નાગૌરમાં એક મારી બહેન છે. તેને ત્યાં તમને મુકીને હું અહીં પાછો સત્વર ચાલ્યો આવીશ."

હું તેમની સાથે સાથે ગઈ અને તે રજપુત મને નાગૌરમાં મુકીને પાછો દીલ્હી આવી લાગ્યો. એ પછી તે થોડા વખતમાં પાછો ફર્યો અને તેનો પરીચય દીવસે દીવસે વધારે વધવા લાગ્યો. તે એક શુરવીર નર હોવાથી મેં આખરે તેને મારા ભરથાર તરીકે મનથી પસંદ

કર્યો. પ્રારબ્ધના સંજોગોથી જેટલું ભાવી હોય તેટલું બન્યા કરે. આ વાતને ઘણાં વર્ષો વહી ગયાં.

હાલ એકાદ વર્ષ ઉપર તેની બહેન ગુજરી ગઇ અને એ પછી તે પણ આજથી છ માસ પૂર્વે સ્વર્ગે સિધાવ્યા !———"

અહીંજ તે ગળગળી થઇ ગઇ ! તેનાથી થોડોક વખત કાંઇ બોલી શકાયું નહી. ઝીણાં ઝીણાં આંખ-માંથી પાણીનાં ટીપાં પડવા લાગ્યાં.

રઘુવીરસિંહે એક મોટો નિશ્વાસ નાંખ્યો. પાછાં આંખમાંનાં આંસુ જલદી લ્હોઇને રમા બોલી, "મ્હારા વીરા ! એ પછી મારી એવી કઢંગી અવદશા બેઠી કે શું કહું. મરણ વખતે તેમણે મને અગાઉથી સમય સુચકતાથી જણાવ્યું હતું કે નાગોરમાં એક ગામમાં વણિક શેઠ મદનપાળને ત્યાં મારા રૂા. ૫૦૦ જમા છે તે તું સુખેથી લઇ આવી ગુજરાન ચલાવજે. તેમણે એક ચોપડો જે ખાતાં પાડેલો હતો તે મને આપ્યો હતો. તેજ ચોપડામાં તે શેઠ મદનપાળનું ખાતું પાડેલું હતું. અમારા રૂા. ૫૦૦ તેને ત્યાં જમા હોવાનું તે ઉપરથી સાબિત થતું હતું. પતિના મરણાં-ન્તરે હું શેઠ મદનપાળને ત્યાં ગઇ, અને તે ચોપડો આપીને અમારા રૂા. ૫૦૦ માગ્યા. તેણે મને બીજા ખંડમાં થોડીકવાર બેસાડી. એ બાદ તેણે થોડો વિચાર

કરીને પાછી મને બોલાવી કહ્યું “બાઇ? તમારા રૂપીઆ–બુપીઆ કાંઇ મારે ત્યાં લ્હેણા નથી. જુઓ આ ચોપડામાં તમારૂં ખાતુંજ નથી”

“હું તો સજ્જડ થઇ ગઇ? શું તમે સાચું કહો છો? મ્હેં મારી જાતે તે ખાતું જોયું છે ને?” મેં ઘણીજ અજાયબીથી કહ્યું.

“બાઈ? કયાંક સ્વપ્નામાં તમે જોયું હશે. આમ કયાં ગળે પડો છો. એક રૂ. ૫૦૦ રૂપરડીમાં હમારે જુઠુ બોલવાનું નથી. બાઇ, મારે ને તમારા ભરથારને કોઇ જાતની લેવડ દેવડજ નહોતી. છતાં તમારે રૂપીઆ ઉછીના જોઇતા હોય તો કાંઇ અનામત દાગીનો આપી જાઓ એટલે તેના બદલામાં રૂપીઆ તમોને ગીરવી ખાતે લખી આપીશ.”

શેઠ મદનપાળની આવી વાણી સાંભળીને મને બહુજ રગેરગ ક્રોધ વ્યાપી ગયો. મેં ઘણા ઘણા કઠોર શબ્દો કહ્યાં. પણ પથ્થર પેઠે જડવતની માફક તે બેઠો બેઠો સાંભળી રહયો.

જ્યારે હું બધું કહી રહી ત્યારે શેઠજી ધીમે રહીને બોલ્યો.

“કેમ બાઇ હજી કાંઇ મને કહેવાનુ બાકી છે” મને એથી તેના ઉપર અથાગ ક્રોધ ચઢયો ને મારૂં મોં લાલ ઘુમ થઇ ગયું. પાસે પડેલી એક લોખંડની

લાકડી મારા હાથમાં લઈ તેને મેં ક્રોધમાં ને ક્રોધમાં મારી ને પછી તુરત ઘેર ચાલી આવી. પણ એમાં કાંઇ રૂપીઆ મલે ? રૂપીઆ તો ન મલ્યા અને ઘરમાં ખાવા ધાન બાન પણ કંઇજ હતું નહી. એથી મને મારા જીવપર બહુજ મુઝવણુ થવા લાગી. જ્યાં સુધી તેમની જાત હતી, ત્યાં સુધી મારૂં બરાબર બધું સાનુકુળ નભતું હતું. પણ હવે તો દાણાવાળો, ઘીવાળો, કે કોઇ પણ વેપારી પાસે લેવા જઇએ તો ના પાડતો. કોઇ મને ઉધાર માલ આપવા નાજ પાડતું. હું દરિદ્ર અરેરે ? એક દિવસ એવો હતો કે એક મોટા જાગિરદારની પુત્રી કે બોલતામાં હાજી હાજીના પોકાર પડતા. તેની કેવી અધમ અવદશા " અપાર રૂદન કર્યાં બાદ મને માહરા આ શણગારો દાગીના જે હતા, તે વેચવાની બુદ્ધિ પ્રભુએ સુઝાડી. એટલે તે પ્રમાણે એક મોટા બીજા સારા ખાનદાની ગૃહસ્થને ત્યાં મારી ઘણાજ ઉત્સાહ પુર્વક કરાવેલી હીરાકંઠી હતી તેને વેચી નાંખવા વખત પ્રભુએ આણી. હરી ! હરી ! તે હીરાકંઠી વેચી તેના રૂપીઆ ઉપજાવ્યા.

પરંતુ તે પણ ભાઇ કેટલાક દિવસો પહોંચી શકે ? તે પણ જ્યારે થઇ રહ્યા, ત્યારે બીજા દાગીના સેજ સાજ પડેલા તે પણ વેચી નાંખવા વીચાર કરતી હતી

તે દરમ્યાન એક દિવસ એક કુલટા મારે ત્યાં રૂપી-આની થેલી લઇ આવી અને મને કહેવા લાગી.

"બહેન? તમે શા માટે આટલાં બધાં દુઃખી દુઃખી થાવો છો? લ્યો, આ રૂપીઆ અને આનંદ કરો." મેં તત્કાળજ પુછયું: કે બહેન આ કયાંથી લાવ્યાં છો?" તે બોલવા લાગી: "આપ બહેનને બીજું તો કોણ મોકલી શકે? તમેજ વીચાર કરી જુઓને તમારામાં જેનો સ્વાર્થ હોય તેસ્તો!"

"આ રૂપીઆથી તમે સુખી થાવ, અને મનને આનંદ કરી દુઃખી વીચારોનો ત્યાગ કરો અને તેને મોકલનારને સુખી કરો એટલે બસ."

તેના આવા અણઘટતા વાકયો સાંભલીને મને વિચાર કરતાં કાંઇક અંદર ભેદ ભરેલું લાગ્યું: એટલે મેં તેને આંખો લાલચોળ કરી ગુસ્સાથી કહ્યું: "કે દુષ્ટા, તું શું બોલે છે? આ બધો બકવાટ શા માટે કરે છે મારામાં કોનો સ્વાર્થ હોય? મારે હવે શું સુખ ભોગવવાનું બાકી રહયું છે? બોલ, તું શું કપટ કરી ભેદ ભર્યું બોલે છે?"

તે મને ઘણીજ ધીમાશથી આજીજી કરી કહેવા લાગી,

બા. તમે ઘણું સમજુ ને વિવેક વિચારવાળાં છો એટલે વધુ શું કહું?

મને મોકલનાર મદનપાળ શેઠ શિવાય બીજુ કોણ હોય. શેઠ મદનપાળે કહેવડાવ્યું છે કે હજી પણ વધારે રૂપીઆની જરૂર હોય તો મોકલવા તે રાજી છે, તેને ત્યાં કશાની ન્યૂનતા નથી."

આ શબ્દો મારે કાને પડતાંજ રૂપીઆ ભરેલી કોથલી મેં બારીમાંથી બહાર ફેંકી દીધી અને તે દુષ્ટાને ઘણાં કટુ શબ્દો કહીને છેવટે લાતો મારી મારા ઘરની બહાર કાઢી. તેને મેં ચેતવણી આપી કે-ફરીથી કદી હવે આ ઘરમાં પગ મુકયો તો તારા પેટમાં કટારી ખોસીને તારૂં મોત લાવ્યા શિવાય હું રહીશ નહીં."

ભાઈ ! તે ગયા પછી મને ઘણું રડવું આવ્યું. અરેરે! એક માથાનું છત્ર જતાં એક અબળા ઉપર કેવાં કેવાં દુઃખો પડે છે. દુનિયામાં કહેવત પણ છે કે એક ધણી પોતાનો હોય તો લાખ જેટલી કીમત ગણાય છે ને સંસારમાંથી તે ધણી જાય છે ત્યારે એક વગર રાખનાં થઇ જવાય છે તેજ વિચારો મને આવ્યા. "એક ધણી વડે લાખનાં ને ધણી ના હોય તો રાખનાં" તે મારી આંખો આગળજ કહેવત ખડી થઇ. અબળાનો તે અવતાર છે. દુઃખ દુઃખ ને દુઃખ?

હે પ્રભુ, આવાં કષ્ટ ભર્યાં દુઃખ કોઇનાપર નાંખીશ નહી. ભાઇ! મારા રૂપીઆ ગયા તેનું મને

કાંઈ લાગ્યું નહી, પણ તે દુષ્ટે મને અપમાનકારક કહેણુ કહેવડાવ્યું કે મારૂં માથું ભમી ગયું. મને તે વખતે એમજ લાગ્યું કે-જગતમાં રહેવું હવે મારે નકામું છે. એ દુષ્ટ માણસે મારી આબરૂ પર હાથ નાંખવા યત્ન કર્યો એટલાથીજ મારી જનનીની કુખને એબ લાગી એમ મને વારંવાર વિચાર થતા હતા. છેવટે મે એજ વિચાર કરી આખરે આપઘાત કરવાનો ઠરાવ કર્યો. આમ બે ચાર દિવસ સુધી શી રીતે કામ લેવું એનો વિચાર કર્યા બાદ છેવટે આજ રાતના હું ઘર બહાર નીકળી પડી. શહેરના દરવાજા આગળ આવી પહોંચતાં એક સીપાઇ ઝોકાં ખાતો બેઠેલો હતો. હું ધીમે પગલે છેક દરવાજાની બારી પાસે ગઇ. તે એકદમ ઝબકી ઉઠયો ને મને જોઇને તે બોલ્યો. "આટલી અંધારી રાતના કોટ બહાર જવાની કોણ હિંમત કરે છે ?"

મ્હેં કહ્યું "ભાઇ હું એક ઘણા દીવસની ઉપવાસી સ્ત્રી છું, મારે બાધા છે કે આજના મધ્ય રાત્રિએ મંદિરમાં જઇને દેવ દર્શન કરી આવ્યા પછી ખાવું તેથી શહેર બહારના મંદિરમાં જવા નીકળી છું." જ્યાં આગળથી મેં બુમ પાડી હતી ત્યાં આગળ એક મોટો કુવો હતો. કુવામાં જેવી હું પડવા જતી હતી કે તુરત પાછળથી કોઇકે માહરો હાથ પકડયો. પાછી ફરીને જોઉં છું તો તેજ સીપાઇ હતો. તેણે પ્રથમ તો મને જુઠું બોલવા માટે ઘણો ગુસ્સો કરી ઠપકો દીધો. થોડી

વાર પછી તેજ સીપાઇ મુખાંઈ ભરેલાં વેણુ બોલવા લાગ્યો. તેને મેં ધિઃક્કારી કાઢયો; એટલે તે બળાત્કાર કરવા માટે તૈયાર થયો. મેં પણ તેની સામે ટક્કર ઝીલવામાં બાકી રાખી નહીં, છેવટે તે દુષ્ટના પંજામાંથી છટકવાનો કોઇ પણ રસ્તો રહ્યો નહિ ત્યારે મેં બુમ મારી અને તે પછી તમેજ આવી પહોંચ્યા. આ પછીની વીગત તમે જાણો છોની ભાઇ? આ હતભાગી દુ:ખીની કર્મકથા મારે મ્હોંડેજ તને કહેવાને હું ક્યાં જીવતી રહી. મને બહુજ દુ:ખ થાય છે. અરેરે? મેં ઘરમાં આપઘાત કેમ ન કર્યો”

એમ કહીને રમા તો છાતીફાટ રૂદન કરવા લાગી. રઘુવીરસિંહે તેને ધીરેથી આશ્વાસન આપતાં કહેવા લાગ્યો! બહેન ઓ બહેન? હવે તું શાંત થા બહેન ગઇ વાતનો હવે શોક ના કર. હવે તો એ લુચ્ચા બદમાશ મદનપાળને શિક્ષા એવી કરૂં કે જીવે ત્યાં સુધી યાદ રહે! બહેન પરમાત્માએજ તેટલા પુરતોજ મ્હારો ને તારો મેળાપ કરાવ્યો છે તેમ સમજી લેશો. તે થોડાવાર રહિ ગુસ્સે થઇ બોલ્યો કે એ મદમસ્ત મદનપાળને હવેજ હું બતલાવી આપું કે એક ક્ષત્રાણીનું જે અપમાન કરેલું અને છુપી રીતે હગો લુચ્ચાઇ રમવી, ઠગવાના ધંધા કરવા, શેઠ થઇ ફરવું ને દુનિયામાં વાહ, વાહ, શેઠજી કહે-વડાવે છે તેને તેના કૃત્યની સજા મલવીજ જોઇયે.

એવાં એવાં કૃત્યો કરી સૃષ્ટિમાં જીવતાં રહી શકાતું નથી, હવે એનું નકકી આવતી કાલે મૃત્યુ થવુંજ જોઇએ. હવે તારે મુઝાવાનું લેશમાત્ર પણ કારણુ નથી. તારા ક્ષત્રિય ભાઇએ કંઈ હાથે ચુડીઓ પહેરી નથી. તેમ ગંજસિંહ જાગીરદારનો પુત્ર કંઇ બાયલા જેવો નથી એ એને બતાવી આપવું જોઇયે.

મારા મરનાર પિતાના સોગન લઇને બહેન કહું છું કે, આ મ્હારા સાબુત હાથોથી આવતી કાલે મધ્યરાત્રિના જ્યાં ખરા ટકોરા બારના લાગતા હશે તે અરસામાં દુષ્ટ મદનપાળના પ્રાણુ જરૂર જશે!——"

દાંત કચકચાવતો, વેર લેવાની ધુનમાંને ધુનમાં મૂઠીઓ વાળીને, તે ઉભો થયો અને પગ પૃથ્વિપર પછાડતો આખા ખંડમાં ફરવા લાગ્યો ને વિચાર કરવા લાગ્યો.

રમા આ બધા વિચારો માડી જાયાના મુખથી સાંભળી ખુશી ખુશી થઈ ગઇ. પોતાનું અપમાન કરનાર ને હવે પ્રભુ યોગ્ય બદલો અપાવશે, એ વિચારથી તેના હૃદયમાં ઘણોજ સંતોષ ઉપજ્યો.

રઘુવીરસિંહ બોલ્યો. "બહેન હવે તું નિરાંત થઇ તારી ક્ષુધ્ધા તૃપ્ત કર, અને પછી સ્વસ્થપણે શાંતિથી નિંદ્રા લે. તું એમજ સમજજે કે તારો શત્રુ આ જગતમાંથી અત્યારનોજ વિદાય થયો છે."

ભાઇનાં ઓવારણાં લઇને બ્હેન એ ખંડમાંથી અંદરના બીજા ખંડમાં ચાલી ગઇ. રઘુવીરસિંહ એ બાકીની રાત્રી વિચારોમાંને વિચારોમાં ગાળતો ઉંઘ્યોજ નહી. ખરા ક્ષત્રિય વીરને નિંદ્રા શાનિ આવે ? પોતાની બ્હેનને કહેલાં અપમાનનાં બોલો સાંભળી આ દુની-આમાં એવો કયો ભાઇ હશે કે તેનું લોહી નહિં તપી આવે ? તેવાજ હાલ અત્યારે રઘુવીરસિંહના હતા. તેણે પ્રતિજ્ઞા કરી કે—

જીગરના વૈરનો અગ્નિ ન બુજાતાં ન બુજાશે,
સાંભળેલા શબ્દ સર્વે ન ભૂલતાં ન ભૂલાશે.
ગમે તે આફતોની હું કદી દરકાર ના કરનારછું,
મુજ બ્હેનનું અપમાન અહા ! ખુનથી વાળીશ હું !

---

## પ્રકરણ ૯ મું.



### પ્રતિજ્ઞાનું પાલન !

" સાઈ સમો ના ચુકીએ, ખેલ શત્રુ સેં સાર,
દાવ પડે ના મુકીએ, તુરત ડારીએ માર.
તુરત ડારીએ માર, ચતુર ઐસી ચતુરાઇ,
સો સો સોગન ખાય, શત્રુ હું હનીએ ભાઇ.

આ સૃષ્ટિના નિયંતાએ મનુષ્ય પ્રાણીને દિવ્ય ચક્ષુ આપ્યાં નથી, તે એક રીતે સારૂજ કર્યું છે કેમકે જો સકળ સૃષ્ટિમાં સકળજનને એવાં ચક્ષુઓ હોત, તો તેમાંથી કદી શ્રીમંત કે રંકનો, ગુણીજનો કે દુર્ગુણીનો અને પુણ્યવાન કે પાપીમાં કંઇજ તફાવત જણાતજ નહી.

રંક લોકો હમેશાં પોતાનાં દિવ્ય ચક્ષુથી શ્રીમંતોનાં ઘર ખેદાન મેદાન કરી નાંખત.

ગુણવાનને ગુણીજન તરીકે રહેવું ગમત નહીં અને પાપી લોકો પુણ્યવાનનો અપપાત કરીને જગતને પાપમય બનાવી મુકત. પોતાની પરકોઇ આફત કે દુઃખો આવવાની ખબર કોઈને પોતાનાં દિંવ્ય ચક્ષુ વડે પડતાંજ તે શત્રુને પહેલેથીજ ભોંય ભેગો કરી જડ મૂળથીજ ઉખાડી નાંખત. પોતે એવી હિંસાવૃતિમાં સુખ અને આનંદ માનતાં તે હમેશાં તેવાંજ કામ કરી શકતાં હતાં.

અર્થાત્-દિવ્ય ચક્ષુઓ મનુષ્યોને પરમાત્માએ આપ્યાં હોત તો ઘણુંજ દુઃખદાયક નુકશાનકારક થઇ પડત. આથી દીર્ઘ દૃષ્ટિવાળા તે પરમકૃપાળુ જગકર્ત્તા પિતાએ આપણને દિવ્ય ચક્ષુઓ આપ્યાંજ નથી એ બહુજ સારૂ કર્યું છે, એમ કહેવું પડે છે.

જગત્માં ધન સંપતિના મદમાં અનેક જાતના પ્રપંચ, કપટ અને દુષ્ટ કાર્યોની પ્રવૃત્તિમાં આનંદને

સુખ માનનાર નાગૌરના શેઠ મદનપાળની હાકલ આ વાર્તાના સમયે નાગૌરમાં બહુજ વાહ વાગતી હતી, ખુલ્લી રીતે તેના શત્રુ થવું, તેવી કોઇ મનુષ્યોનામાં હિંમત હતીજ નહીં. જાણે પોતાનો અંત આણવા સમાનજ લાગતું હતું. મનુષ્યો તેનાથી ઘણાજ ડરીને ચાલતા હતા.

કદાચ ભુલેચુકે જો કોઇને પ્રાતકાળમાં સૌથી વહેલાંમાં વહેલાં ઉઠી પહેલાં મદનપાળ શેઠના મુખાર્વિંદનાં દર્શન થાય તો જરૂર તે દિવસે તેનાં દર્શન કરનારને ભારે નુકસાન થતું હતું એવી માન્યતા હતી. ઘરમાં સ્ત્રીઓ કે સગાં સંબંધી સાથે તકરાર થાય, કે રસ્તામાં ચાલતાં કંઇ ના હોય, તો સાકભાજીવાળા સાથે તકરાર થાય કે વેપારમાં ઘણુંજ નુકસાન ભોગવવું પડે તેવા શેઠ મદનપાળના દર્શનનો લાભ મળતો કે નુકશાન તે વાંચકવૃંદ સમજી લેશેજ.

તેની પેઢીએ દશ બાર ગુમાસ્તાઓ કામ કરતા હતા, પાંચ સાત નોકરો, ગાડીવાળો વગેરે વગેરે તેને ત્યાં રહેતા હતા. તેનું રહેવાનું મકાન પણ એક રાજાના મહેલ જેવું હતું.

તે ઉપરાંત આપણે ગત પ્રકરણમાં જણાવ્યા મુજબ કેટલીએક કુલટાઓ તેને ત્યાં હમેશાં જાય આવ્ય કરી હેરાફેરા ખાઇને તેની ખરાબ નીચ પાશવવૃતિને

પોષણ આપતી. જે દુષ્ટા રમા પાસે આવેલી, તેવી આ શેઠ મદનપાળને ત્યાં અનેક જાય આવ્ય કરતી હતી.

તે પોતાના પૈસાના જોરે કરીને ગરીબ લોકોની વહુ બેટીઓને પોતાની નિચ વૃત્તિ પોષવા માટે પૈસાની લાલચો દેખાડી તેમનાં પાતિવૃત્યને ભંગ કરતો. કદાચ કોઈ તેની સામે થાય તો પોતાની લાગવગને જોરે તેઓને ડબાવી દેતો. નાગૌર શહેરમાં આવી રીતે તે દુષ્ટનો ઘણોજ ત્રાસ હતો. સૌંદર્યવાન સ્ત્રીઓ તેને જોઇને દૂરની દૂરજ રહેતી હતી. કદાચ તેની નજરમાં કોઈ આવી તો તે પોતાના પૈસાને જોરે તેણીને મેળ-વવા તજવીજ કરતો હતો.

ખુશામતીઆ મનુષ્યો તેના જેવા દુષ્ટ વિચારો વાળાને ખરી ખોટી વાત સમજાવતા ને તેવી રીતે પોતાનું પોષણ કરતા.

પરંતુ કેટલાક સારાં અને ગુણવાન માણસોને તો શેઠ મદનપાળ ઘણુંજ ધિક્કારથી જોતા હતા. એટલા માટે તેનું નામ ન દેતાં તેના મકાન તરફ સજ્જન માણુસો જતા નહીં.

કદાચ ભુલેચુકે સારા ગુણીજનો જો તેનીપર આવા નીચ વર્તણુકને માટે ઠપકો આપે તો જરૂર તેને ત્રાહ્ય ત્રાહ્ય પોકારી દુઃખી દુઃખી કરતો, એટલે સારા ગૃહસ્થો મનમાં તેને માટે ખોટો અભિપ્રાય રાખી મનમાંજ સમજી બેસી રહેતા હતા.

નાગોરના રાજ્યના સાધારણ પ્રકૃતિના અમલદારોને તેને ત્યાં ખુબ મજા પડતી. ખુશામત કરી થોડા ઘણા પૈસા પડાવી લેતા ને પાપી અન્ન પેટમાં નાંખતા:

પરંતુ તે ઘણા ખરા સાધારણ સ્થિતિના મનુષ્યોને આમ પૈસા આપતા હતા. તેથીજ અદાલતોમાં કોઇ પણ દીવસ શેઠની સામે થનારને ફાવતું નહી.

સૃષ્ટિમાં આમ હડહડતો કળીયુગના પૂજારીઓ પણ પડયા પડયા પાપી પેટ માટે પ્રપંચો રચી રહયા છે. પરંતુ શેઠ મદનપાળના કબજામાં જયારથી રમા તેને તાબે થઇ ન હતી ત્યારથી તેને શહેરમાં પજવણી કરવામાં અંદર ખાનેથી શેઠે દરેક વેપારીઓને સમજાવ્યા. પજવણી બેશુમાર કરવામાં કંઇજ કસુર રાખી નહોતી.

તમામ ગામના વેપારીઓ રમાને ઉધાર માલ આપવાની ના પાડતા તેનું કારણ શેઠની અંદર ખાનેથી પાકી શીખવણી; પરંતુ જગતમાં દરેકને એકની એક સ્થિતિમાં પ્રભુ રાખી શકતો નથી. પળમાં રાય બને પળમાં રંક બને તેમ સૃષ્ટિમાં મનુષ્યોના પ્રારબ્ધના સંજોગોથી બન્યાં કરે છે.

પૂર્વના સંજોગોથી જો પહેલું સુખ ભોગવીએ છીએ તે વખતે કંઇજ દુ:ખીજનોના વિચારોનાં મગજમાં ખ્યાલ પણ કરતા નથી. દુ:ખી મનુષ્યોનાં દુ:ખોમાં ભાગ ન લેતાં ઉલટું તેના પર ધિક્કારનીજ નજરે જુવે

છે, પરંતુ સુખી મનુષ્યો પહેલું સુખ ભોગવી પાછલી સ્થિતિમાં કર્મના સંજોગોથી દુ:ખો પર દુ:ખો પડે છે તે વખતે દુ:ખીજનોની વાત યાદ આવે છે. એટલુંજ નહી પણ દુ:ખ સહન થઇ શકે તેટલી હિંમત રહેતી નથી. જગતમાં સુખ દુ:ખ કર્મના સંજોગોથી જન્મ સાથ બંધાઇ ગયેલા છે. પણ મૂર્ખ કે જે પૈસાના મદમાં છકેલ થયેલા છે તેઓ છતી આંખે જોઈ શકતા નથી.

દુનીયામાં સદાકાળ સુખપણ રહેતું નથી તેમ દુ:ખ પણ સદાકાળ રહેતું નથી. સદાએ એની એજ સ્થિતિ રહેતી નથી. ઘડીમાં સ્થળની ઠેકાણે જળ બનાવી દે ને ઘડીમાં જળની ઠેકાણે સ્થળ બનાવી દે, પ્રભુની કળાને કોઇ માનવીઓ સમજી શકતા નથી.

પ્રભુનું નામ શું? તેજ સમજી શકતા નથી. પાપી મદનપાળના તેજમાં તેના જેવા હલકા અમલદારો એક પાપી પેટ ભરવા ખાતર જીંદગીનું કલંક માથે વહોરી લે છે.

આવા શેઠ આગલ લોભીઆ હોય ત્યાં ધુતારા ભૂખે મરે નહી. મદનપાળ શેઠની દુષ્ટ વાસનાથી કેટલાક તેનામાં લપટાઇ ગયા હતા. પરંતુ આવી રીતથી શેઠના હુકમથી ગામમાં સજ્જન મનુષ્યો ત્રાસી ગયા હતા. પરંતુ દરેકના મનમાં એમ હતું કે ગામનો કોઈ "શેરને માથે સવાશેર" મલશે તોજ શેઠ

સીધા થશે. અને ઇચ્છતા હુતા કે આ શેઠ કોઇ દિવસ અકસ્માત મોતને શરણે થાય તો સારૂં

જગતમાં સૃષ્ટિના દાતાને ત્યાંતો નિયમજ હોય છે. પણ મનુષ્યો સ્વાર્થી આંખોએ જોનારને તે નિયમોની સદાકાળ ખબર રહેતી નથી.

શેઠની સામેનાં ધિકકાર ઘણોજ તિરસ્કારી બની ગએલો રઘુવીરસિંહ પોતાની બહેન રમાના અસહ્ય અપમાનથી હાડોહાડ ક્રોધી બની ગયો હુતો, ને શેઠના લોહીનો પ્યાસુ બની ગયો હુતો. મારૂં કે મરૂં પણ શેઠને તો દેખાડી આપું કે ક્ષત્રિયાણીનું અપમાન કરનારને માથે, જગતમાં શેરને માથે સવાશેર એ કહેવત વાળા પૃથ્વીમાં પણ પડયા છે.

એક રાત્રી તથા એક આખા દિવસના વિચારો કરીને તેણે શેઠને કેવી રીતે મોતને શર્ણે મોકલી દેવો તેને લગતા વિચારો કરી એક મન સાથે યોજના ઘડી કાઢી હુતી.

સાંયકાળ પડતાં તેણે મંદિરના દ્વારપાળ રામસિંગને બોલાવી સર્વ રીતે સૂચના આપી કે,

હું આજે જરૂરના કામે સાંજનો પાછો બહાર જાઉં છું. આ મારી બહેન રમા મારી ગેરહાજરીમાં અહીંજ રહેનાર છે. તો તેને કોઇ રીતની ખાવા પીવાની બાબતમાં હરકત ના પહોંચે

તેમ બીજી કોઈ રીતે હેરાન થાય નહી તેની ખાસ સંભાળ રાખવા જણાવું છું. તુ મારો વિશ્વાસું છે. માટે કાંઇ પણ દગો ફટકો રમી દુશ્મનો ફાવી શકે નહી. માટે ચેતવી ને સૂચના કરતો જાઉં છું કે બરાબર સંભાળ રાખજે; મારા આવ્યા બાદ જો મારી બહેન તારા વિષે જો સારો અભિપ્રાય આપશે તો હું તને સારી બક્ષિસ આપી ખુશ કરીશ.

રામસિંગે તેને બરાબર રમા બહેનના સંરક્ષણ કરવાની ચોક્સ રીતે ખાત્રી પુર્વક જણાવ્યું કે રઘુવીરસિંહ આપ નામદાર સુખેથી કામમાં ફતેહ મેળવી આવો. રમાની બાબતમાં નિશ્ચતે રહી કાર્ય કરો. ત્યાર બાદ રમા બહેન પાસેથી શુભાષિશ મેળવીને રઘુવીર સિંહ પોતાની બગલમાં એક નાની પોટકી તથા કેડના પટામાં એક ધારવાળી નાની કટારી સહિત મંન્દિરમાંથી વિદાય થયો.

રસ્તામાં તેણે પોતાનાં ખરાં રજપૂતશાહી કપડાં ઉતારી જુનાં ફાટેલાં તુટેલાં ઘણાજ ગાભા જેવાં એક ગરીબ કઠીયારાનાં કપડાં પહેરી લીધાં. અને એટલુંજ નહી, પરંતુ રસ્તામાં ચાલતે ચાલતે, અહીં તહીંથી ઝાડી ઝાખરાં, સળખડાં સુકકાં પાદડાં વગેરે એકઠાં કરીને એક મોટો ભારો બનાવી પોતાને માથે મુકયો.

આ નવીન વેષ સજવાનું કારણ એટલુંજ હતું કે

નાગૌરના દરવાજામાં આવા હરરોજના ગરીબ ભુખે મરતા ધંધાધારી લોકો સિવાય બીજા કોઇને સાંયકાળ થયા પછી અંદર પેસવા દેવામાં આવતા ન હતા. તેથીજ આ રઘુવીરસિંહને વેષ બદલવાની જરૂર પડી હતી.

જો કદાચ કોઇને ખાસ જરૂરી અગત્યના કારણસર અંદર જવું હોય તો પોતાની ઓળખાણના નામ-ઠામ વગેરે આપવાં પડતાં. શહેરનો કોઇ માણસ તેને બરોબર રીતે આબરૂદાર તરીકે, ઓળખાવે તથા તેના સારા વર્તનની જામીનગીરી આપે તોજ તેને દરવાજાની અંદર દાખલ કરવામાં આવતો. નાગૌર દુર્ગ બહાર શત્રુ પડેલો હોવાથી આવી રીતની ચોકસાઈ કરવામાં આવે એ ગેર-વ્યાજબી ગણાતું નહી.

પ્રજા અને રાજ્યના હિત ખાતર આવી રીતે ચોકસાઈની આડે કોઈનાથી આવી શકાતું નહી. ખેડુતો, રબારીઓ, કઠીયારાઓ વગેરે મહેનતું ગરીબ મનુષ્યો માટે ખાસ ચોકસાઇ હતી નહી.

કેમકે તે લોકોનું દરરોજનું ગુજરાન સવારથી સાંજ સુધી કામ કરીને પેદા કરતા. તે લોકોનું કામકાજ જંગલમાં લાકડાની કેટલાક ભારીઓ માથે મુકીને વેચવાની તેવા લોકોને રાજાએ તેવાજ મહેનતું માટે સાધારણ રીતે છુટ મુકી હતી. ને હમેશાં રાત દિવસના જનાર આવનારની દરવાનને ખબર હતી.

આ બધી બાબતોની સમયસૂચકતા રઘુવીરસિંહ જાણતો હોવાથી તેણે કઠીયારાનો વેષ અગાઉથી દરવાજા આગળ આવતાં પહેલાંજ પહેરી લીધો હતો. જ્યાં નાગોર દુર્ગના દરવાજા તરફ આવી પહોંચતાંજ તે થાકી ગયો હોય એવો ડોળ કરી ધીમે ધીમે ચાલી આવી લાગ્યો!

દરવાજો સાયંકાળથીજ બંધ થયેલો હતો. દરવાજાની નાની બારી જવા આવવા માટે ઉઘાડી રાખેલી જણાવા લાગી. તેણે ધીરે સ્વરે બુમ મારી.

જમાદાર સાહેબ દરવાજો ઉગાડશો."

કોણ છે!"

એમ દરવાજાની અંદરના ભાગમાંથી અવાજ આવતાં દરવાન બારી આગળ આવ્યો અને બારીમાંથી તેણે બહાર ડોકીઉં કાઢયું.

"એતો હું ભલાજી કઠીયારો ન ઓળખ્યો ભાઇ-શાબ! પણ હાં...............તમે તો બીજા છો. મારા રોજના ઓળખીતા જમાદાર કયાં ગયા?

"તું રોજ આવ જા કરે છે? ઉભો રહે દરવાજો ખોલું છું."

એમ કહીને દરવાને દરવાજો ખોલ્યો. દરવાજામાં પેસતાંની સાથે થાકી ગયેલો ડોલ દેખાડતાની સાથે

માથેના ભારો લઈને નીચે નાંખીને કે હાથ દેતો દેતો કઠીયારો બોલ્યો.

જમાદાર શાયબ ? શું કરૂં ભઈશાબ ? હમે ગરીબ માણુસ આ વૈતરાથી તો રોજ ભઇશાહ એવો કંટાળી જાઉં છું કે ન પુછો વાત.

જમાદાર શાહેબ ? જીંદગી વૈતરામાં પેટ માટે કાઢી પ્રભુ જગદાતાને હમારી ગરીબ માણુસને પેટમાટે વૈતરાં કરાવી કરાવીને થાકી જઇએ તોપણુ જગદાતા દયા નથી કરતા. શું પુર્વના સંજોગો આવા હોય ! જમાદાર શાહેબ ! ભાવીમાં વૈતરાં લખાવ્યાં છે તે કરીએ છીએ. નહિં તો સારો વખત ના જોઇએ. ત્યાર પછી તે થોડાવાર વિસામો ખાતો હોય તેવો ડોળ કરીને બોલ્યો કે આપને અફીણુની આદત છે કે ?

પેલા કાલવાળા જમાદાર શાહેબ કયાં ગયા છે ? મારે ને એમને અફીણુની હમેશાંની મ્હોબત. રોજ સાંજના આવું ત્યારે બે ઘડી અહીં બેસું ને ભઈશાબ ! એ તો એવા ભલા માણુસ હતા કે મારી સાથે આખા શહેરના નવીન સમાચાર જે જે બનતા તે લાંબી લાંબી વાતો કરી મને સમજાવતા. જરાપણુ અંતરપટ ન રાખે તમામ વાત કરી વાકેફ કરતા. તે કયાં ગયા છે ?

એ તો ગઇ કાલનો કયાંક નાસી ગયો છે.

શું તમે કહો છો મ્હેરબાન! કાલ સાંજે તો અહીંજ હતા.

અરે! ભૂલ્યો? તે તો આજ સવારનો તે જણાયો નથી. હું એને ઘેરે પણ જોઇ આવ્યો એની બાઇડીને પુછતાં તેના નામનાં છાજીયાં લે છે, કે મુવો પીટયો કહયા વગર કયાં ભાગી ગયો; તેના નામનાં છાજયાં લઇને રોવા લાગી. આપણે શું કરીએ જયાં ગયા હશે ત્યાંથી આવશે નહિતર ભોગ તેની બાઇડીના આપણે કયાં તપાસ કરીએ?

જમાદાર શાહેબ? તમે કહો કે ના કહો? પણ તે જમાદાર બહુ સારો માણસ હોં ભઈશાબ? કોણ જાણે ભાગી ગયો હશે? તમે મને એક જવાબ ના દીધો અફીણનું કેમ? જરા લેશો? લ્યો લ્યો" જરા મઝા પડશે.

ના—ના—ભલાજી? મને અફીણની જરાપણ ટેવ નથી."

ઓય? ઓય? થઇ રહયું. બીજે કયાંથી મેગવીશ. શું કરૂં ભાઇશાબ. ત્યારે બેસો જમાદાર શાયબ રાંમ, રામ, એમ કહીને તેણે લાકડાં ઝાખરાંનો ભારો ભોંય પરથી ઓટલા ઉપર મુકયો અને ત્યાંથી પોતાના માથે ચઢાવ્યો.

જમાદારે કહયું અલ્યા તારૂં નામ શુ કહયું તે હું તો ભુલીજ ગયો.

"મારૂ નામ ભલાજી કઠીયારો, ભઇશાબ !"

અરે ! ભલાજી ! આજ પેલા અરે ઓલ્યા ગામના ઉતાર શેઠ મદનપાલને ત્યાં કંઈ ઉજાણી છે. ત્યાંથી તને તારૂં નસિબ હશે તો કોઇ અફીણુ આપનાર મલી આવશે, જા, જા, જલદી જઇ પાંચ ત્યાં અફીણીયા ઘણા ગાંજા ગગડાવનારા હશે ?"

મદનપાળ હેઠ કેની ? આ મહારી ભારી પણ ત્યારે તો આજ ને આજ ત્યાં ખપી જવાની જમાદાર શાહેબ ! હું ઝપઝપ ત્યાં જઇ પહોંચુ છું."

તે જમાદારને છેતરવા માટે મનમાં મલકાયો.

રઘુવીરસિંહ આમ તેમ વાતચિતના ગપાટા મારી ને ત્યાંથી રસ્તે પડયો.

આ બાજુ મદનપાળ શેઠને ત્યાં આજે તેની વરસ ગાંઠ હોવાથી ગામના લોકોને ઉજાણી મળી હતી. કિલ્લા બહાર મોગલ સૈન્ય પડેલું હોવા છતાં પ્રજા અંદરથી પોતાનાં મંગલ કાર્યો કરી રહી હતી, કેમકે રાણા દિલીપસિંહે લોકોને શાંન્તિથી રહેવાનો અને પ્રજાનો દૈનિક કામકાજમાં કોઇ રીતે અંતરાય નહીં પડે એવી ખાત્રી આપનારો ઢંઢેરો ફેરવ્યો હતો. મોગલ લોકોનું સૈન્ય પડેલું હોવા છતાં પ્રજા આનંદથી પોતાનાં મંગલકાર્યો કરી રહી હતી કેમકે રાણા દિલિપસિંહે લોકોને શાંતિથી

રહેવાનો અને પ્રજાનાં દૈનિક કામકાજમાં કોઈ રીતે અંતરાય નહીં પડે એવી ખાત્રી આપનારો ઢંઢેરો મોગલ લોકોના સૈન્યે પડાવ નાંખ્યો ત્યારથીજ પીટાવી દીધો હતો.

મદનપાળે આજે પોતાની વર્ષગાંઠ નિમિત્ત રંગરાગ ઉડાવવામાં કંઈજ કસર રાખી જણાતી ન હતી. આજ રાત્રિના શહેરના ગવૈયાઓ અને ગાનારીયોનો જલસો તેણે પોતાને ત્યાં રાખ્યો હતો. જલસાનો ટાઈમ રાતના નવ વાગતાં શરૂ કરવાનો હતો. અને તે પહેલાં તેણે ઉજાણીનું બધું કામ બરાબર ખલાસ કરી દેવાની સુચના અગ્રેસરોને આપી તે તેના વિચારોમાંથી મુક્ત થયો હતો.

પોતાના ઘર પાસે એક મોટો વિશાળ મંડપ તેણે સારી રીતે ચોગાનમાં બંધાવ્યો હતો, અને તેમાં પ્રજાને જરાપણ સંકોચ વગર આવવાનું આમંત્રણ કર્યું હતું. સ્ત્રીઓ માટે બેસવા કરવાની તેણે ખાસ અલગ જુદીજ ગોઠવણ રાખી હતી. તેને ત્યાં રોજ આવતાં જતાં ખુશામતીઆં પુરૂષો અને સ્ત્રીઓના આગ્રહથી તેણે આ બધી વધારા પુરતી નાચરંગની ધામધુમ કરી હતી; પણ તેને કુદરતી રીતે ક્યાં ખબર હતી કે, "તેનો કાળ આજ સાંજનોજ આ શહેરમાં પ્રવેશી ચુકયો છે?"

ગામના લોકોએ ખરી ઉલટથી ઉજાણીમાં સર્વ

સ્ત્રીઓ ને પુરૂષોએ ભાગ લીધો હતો. આ પ્રસંગોએ થતા કોલાહલ દોડધામ ધમાચકડી વગેરે બધું નવ વાગ્યાની અંદર ખલાસ થઇ ગયું હતું.

હવે જલસાને લગતી સર્વ રીતે તૈયારીઓ થવા માંડી, શેઠ મદનપાળ તો પોતાની મોટી મોટી મુછોએ હાથ ફેરવતો ને અકકડ કપડાંમાં સજ્જ થયેલો, કોલર, નેકટાઈ વગેરેનો ભાર પહેરી, અગર તેલ ફુલેલ વિગેરે સુગંધિત પદાર્થોથી મઘમઘાટ તેના શરીર ઉપર છવાઇ ગયો હતો. પોતાના મોંમાં કસ્તુરીની ગોળીઓ પાનમાં મેળવી ચાવતો ઘડીમાં આમ તેમ હુકમો કરતો ફરતો હતો. ઘડીકમાં ઘરમાં જતો, ઘડીમાં બહાર આવતો, અને વળી ઘડીકમાં મંડપના દરવાજા આગલ આવતાં અમલદારોને હસ્તે મોંયે આવો પધારો કરી સ્વાગત આપવા જતો હતો. તો વળી ઘડીકમાં ગાદી તકીયા ઉપર બેસીને આજુબાજુ બેઠેલાઓ સાથે કંઇ કંઇ હાસ્ય વિનોદની વાતોચિતો કરતો પરંતુ મનને શાંન્તિથી કંઇપણ એક સ્થિરતાથી બેસી શકાતું નહી. મન ભમ્યાં કરે તેવી રીતે મદન શેઠ મંડપમાં આમથાં તેમ પાછો ઉભો થતો. સહુ સભાના લોક મંડપમાં આવેલા તેટલાજ તેની વાહ વાહ કરી વખાણ કરતા હતા.

શેઠજી, હો હો આજ આપે તસ્તી લીધી. વાહ હો બહુ સારૂં કર્યું તેમ લોકો કહે ને શેઠજી તો મનમાં

ખુબ મકલાતો—પણ એ બધો વખત ઘણે ભાગે જ્યાં સ્ત્રીઓની ખાસ જુદી બેઠક રાખી હતી ત્યાં આગળ વધુ ને વધુ વખત ઉભા રહી અને પોતાની મોટી મુછોએ હાથ ફેરવીને કાંઇક કાંઇક બાબતો બોલી ઘરમાંના સ્ત્રી નોકરને ધમકાવતો અને બધી સ્ત્રીઓને બરાબર બેઠકો આપવા જાતે તસ્તી લેતો હતો.

કેટલીક ભલી સ્ત્રીઓ ભોલા મનનીને એમ લાગતું કે આ કેવો ભલો શેઠ છે કે જાતેજ સ્ત્રીઓને આવકાર સાહિત કહે છે કે પધારો!

પણ કેટલીક સ્રીઓ કે જે તેની વિષય વાસનાંનો ભોગ થઇ પડેલી હતી તેઓને તેનો આ પ્રમાણેનો ખોટો ડોલ જોઇ મનમાં ને મનમાં તેને ધીકકારવા લાગી. કેટલીક કુલટાઓ તેનો આવો ભય જોઇ ખુશી થવા લાગી. કે તેની આવી સાહ્યબી જોઈ વિચારમાં પડેલી નાની પણ સુંદર કુમારીકાઓ આગલ જતાં તેઓના હાથમાં આવશે.

પણ મદનપાળ શેઠની પ્રખ્યાતિ નાગોર દુર્ગમાં ભાગ્યેજ કોઇ નહિં જાણતું હશે. પણ તેના સ્વભાવથી ઘણા જનો તરતજ સમજી જતા કે પરનારીઓમાં ચિત્ત ભમાવનાર આ મુર્ખ શેઠ પોતાની નફ્ફટાઇ ને લુચ્ચાઇનું સારૂં સ્વરૂપ આપવા કેવી જાતના ખોટા ડોલ કરી રહયો છે?

આશરે સાડા નવ વાગે જલસો શરૂ થયો. પ્રારંભમાં એક ગવૈયાએ પ્રભુ ભક્તિ કરી અને તે પછી સંસારને લગતું ગાયન ગાઇ સંભળાવ્યું. ત્યાર બાદ એક ગાનારી નાયકાએ કન્હૈયાને લગતું એક ગીત ગાયું અને તે સાથે નૃત્ય કરી બતાવ્યું; હવે ધીમે ધીમે સંગીતની મોજ જામતી ગઇ ને ગાયનનો સૂર પર સૂર સંભળાવવા લાગ્યા.

વાહ! વાહ! ચલનેદો! એમ શોખીનોના મુખમાંથી શબ્દો સંભળાવા લાગ્યા; પરંતુ એકાદ કલાકનો જ્યાં સમય વ્યતીત થયો હશે એટલામાં શેઠને ચટપટી થવા લાગી ને ઉભા થઇ ગયા. પોતાને જેમ ખુબ પરસેવો થયો હોય ને ગરમીથી મુકત થઇને પવનની લ્હેરો ખાવા મન થઇ આવ્યું હોય તેમ પોતાના ભવ્ય વિશાળ મહેલ જેવા મકાનના ચોથા માળની અગાશીમાં થોડીક છુટી હવામાં ફરી આવવા માટે ઘરની અંદર ગયા.

તેમના મકાનના પહેલા માળના દિવાનખાના બહાર આવેલા એક દાદર આગળથી બીજા માળમાં જવાતું હતું. એ દાદર ઉપર ચઢતાં સહજ દિવાનખાનામાં તેમણે આમ તેમ ચક્ષુ વડે નજર ફેરવવા માંડી તો એક દેખાવથી તેઓ મનમાં ચમક્યા.

એ દેખાવ શો હતો?

સામેના કૅાચ ઉપર એક સુંદરી બિરાજેલી હતી તેણે ઘુંઘટ તાણેલો હતો, અને શેઠને જોતાંજ પોતાના કરકંકણુને ખખડાટ કરતી તે તેમને અંદર આવવા માટે સાનથી સમજાવતી હોય તેમ ઇશારત કરી! શેઠના જેવા એક વિષય લાલસાના કીડાને આથી વધારે શું જોઇએ! એક એકાંત ને બીજું નવયૌવના સુંદરી!

પરંતુ કોઇ પણ માનવી જેમ પાકેલું આમ્રફળ જોઇને તે લેવા માટે એક ક્ષુધાતુર થયેલો લલચાય, કે આકાંશમાં ચમકી રહેલો ચંદ્રમાં જોઇને એક નાનુ બાળક તે લેવા ધાય, અને અરણ્યમાં દુરદુર મૃગતૃણિકાનો ચમકાટ જોઇને જેમ એક તરસ્યુ તે તરફ દોડે તેમજ શેઠ તેના તરફ જલદી ચાલતાં ચાલતાં, મનમાં હરખાતો હરખાતા તે સ્ત્રી જ્યાં બેઠેલી હતી તે કૅાચ પાસે જઇ પહોંચ્યા. શેઠને પાસે આવેલા જાણી જરા ઉંચી થઇને વળી પાછી સોડીંઉ વાળીને જેમ ઓંસગાતી શરમાતી હોય તેમ કરવા લાગી ને પાછો ઘુંઘટ મોહેથી ઘણોજ નીચો તાણીને તે કોચના છેડા ઉપરના હાથાને ઝાલી પકડીને એક બાજુ બેઠી.

"અહા ! ઇશ્વરે શું સ્વરૂપ નિર્માણ કરેલું છે. હે સ્વર્ગની પરી! જરા તમારા આ સેવક સામે નજર કરો!" આમ શેઠે હસ્તાં હસ્તાં પુછવા માંડયું. મનમાં ને મનમાં હરખી જઇ બોલ્યો કે સુંદરી હાથે કરીને

સ્નેહ કરવા આવ્યાં છો તો શા માટે શરમાવો છો. પ્રેમીને રીઝાવવાની આ રીત ના હોય ?

અરે મૂર્ખના સરદાર, આમ ખુલ્લા દિવાનખાનામાં અકકલને શું કામ વેચે છે! જરાક શરમ તો રાખો! તે સુંદરીએ તીણાને ઝીણા ઝીણા મધુર સ્વરે કહ્યું. “સુંન્દરી, શા માટે મ્હારા જેવા ત્હમારા ઉપર મોહી પડેલા પતંગીઆને આમ હીણો છો! સુંન્દરી! આમ ના થાય! ત્હમે મ્હનેજ મળવા આવેલા હો તેમ લાગે છે. મ્હારા ઉપર પ્રેમ રાખશો તો જીંદગીનું સર્વ સુખ તમોને મલશે, જો તમે છેવટે મ્હારી વિનંતીઓને તુચ્છકારશો તો તેના પરિણામમાં ત્હમારા ઉપર જોર જુલમ થશે! માટે હે સુકુમાર સ્ત્રી સમજો, આ પ્રેમીને ત્હમારા માધુર્ય ભરેલા મુખથી ચુંબનોનો સ્વાદ ચખાડો.

તેનું આવું અવીવેકી બોલવું સાંભળી તે એક વાઘણની માફક છેડાઇ પડીને બોલી કે હે દુષ્ટ ત્હારા જેવા કામાંધને શીક્ષા કરવાજ ઇશ્વરે મ્હને અહિં મોકલી છે. અત્યાર સુધીમાં ત્હેં કેટલીએ નિર્દોષ બાળાઓને આવી રીતે છુપી બોલાવી મંગાવી ભ્રષ્ટ કરીછે.

તેણીનું આવું ઠસ્સાદાર બોલવું સાંભળી મદનપાલ તો ઠંડોજ થઇ ગયો. તે સુંદરી જેમ જેમ વધારે ગુસ્સે થઇ તેમ તેમ મદનપાલને તેનામાં અપૂર્વ સૌન્દર્ય જણાવા લાગ્યું. એટલી તો ખરી વાત છે કે જ્યારે સૌન્દર્યવાન સ્ત્રીનો ચહેરો ક્રોધના આ

વેશથી ભરેલો હોય ત્યારે ત્હેનામાં અજબ મોહકતાને સૌન્દર્યતા દીપી ઉઠે છે.

થોડીવાર રહીને તે સુંદરી બાજુના ખંડમાં જવાને ઉઠી.

શેઠ તે સ્ત્રીની પાછળ પાછળ અંદર ગયા. તે ખંડમાં દીવાબતીનો પુર્ણ પ્રકાશ હતો, એક બાજુ શેઠને બેસવા માટે ગાલીચા ગાદી તકીયા તેમ તેમનો લખવાનો સામન અને ચોપડા પડયા હતા. ગાદી તકીઆની આગળ એક સમચોરસ સુંન્દર શોભીતું નાનું ટેબલ હતું, અને બેસવાની ઠેકાણેથી જરા દુર મદનપાળ શેઠની તિજોરી મૂકેલી જણાતી હતી. સામી બાજુ એક મોટું કિનારી ચિત્રાવેલું કબાટ હતું, જેમાં કેટલાંક જરૂરયાતી કાગલો, ચોપડા, વગેરે વગેરે હતું, જેથી કરીને કબાટનાં કાચનાં બારણામાંથી અજાણ્યા હોય તો પણ તે જોઈ શકાતું હતું.

શેઠજી આ ખંડમાં બેસીને હમેશાં પોતાનું ખાનગી વ્યવહારીક લેવડ-દેવડ વગેરેનું કામકાજ કરતા હતા. એ ખંડમાં પેસતાંજ શેઠ તે સુંન્દરીના વસ્ત્રનો છેડો ઝાલવા ગયા એટલે એક ઝટપટ મારીને તે છોડાવી નાંખીને તે સ્ત્રી બોલી.

"અરે તમે કંઇ ભાન વગરના છો કે શું ? આમ નફ્ફટાઇ વેડા જવા દો ? જરા બારણાં તો વાસસો કે નહી."

મદનપાલે તરતજ તેના હુકમ મુજબ કર્યું. "હવે કહેશો કે કયાંથી આપ પધાર્યા ?" તેણે પુછયું.

"શેઠજી પેલા ગાદી તકીયા પર આપ જરા બિરાજો પછી જે જે કહેવાનું છે તે કહું છું." મદનપાળ પોતાની પાઘડી માથા ઉપરથી ઉતારીને ભેરવી દીધી, તેમજ બેસ અને બદન ખીટીંએ ભેરવ્યાં; મોહમુગ્ધ મદનપાલ તેના કહેવા પ્રમાણે બેસી ગયો.

"અહા, હા ? આજ ઈશ્વરે મને કેવો આભારી કર્યો છે."

"તું બરાબર તારી વરસગાંઠના ઉત્સાહના દિવસેજ તેના ધામમાં તારાં પાપનો એકરાર કરવા જઇ પહોંચશે."

એમ બોલતાંજ તે સુંન્દરી એકદમ શેઠજી પાસે જતાંજ વિકરાળ રૂપે તેની છાતી ઉપર ચઢી બેઠી. એક હાથે તેની ગર્દન દબાવતાં ને બીજા હાથમાં કટાર રાખીને તે કટાર તેની છાતીમાં ભોંકવાની તૈયારી કરી; તેણીએ શેઠજીના હાથ બન્ને પોતાના પગ નીચે સજ્જડ દબાવી દીધા કે જેથી કરીને તેના હાથ વતી કાંઈ પણ રીતે જોર થઇ શકે નહી ?

અરે ! અરે ! આ.......રે........દ........ગો........"

હવે તે સુંદન્રીએ પોતાનો ઘુંઘટ કાઢી નાંખ્યો,

અને કહેવા લાગી. કે "શેઠજી! હવે જોઇ લે, એ નરા-
ધમ! પાપી દુષ્ટ! લે. લે. જો જો! મારૂં ખરૂ સ્વરૂપ!
મોહયો ને હવે બરાબર? શેઠજી હવે જીંન્દગીમાં તું
મોહી રહયો. વાહ! વાહ! ભોલી સ્ત્રીઓને ફસાવનાર
શેઠ શું આજ ત્હારી બહાદુરી કે? આજેજ ત્હને ત્હારા
કૃત્યનો બદલો મલશે. હવે સાચું બોલી દે? મદનનિશ
સેનાપતિની સ્ત્રી રમાના તારી પાસે કેટલાક રૂપીઆ
માગતા જમે છે! પાપીષ્ટ? એ સ્ત્રીની પાસે અપમાન
કારક માગણી કરવા માટે તેં એક વૃધ્ધ કુલટાને મોકલી
હતી કે નહી? જે જે વાત બની હોય તે કહી દે, નહી-
તર જોઇ આ કટારી! તેમ કરી હાથ ઉગામી કેહેવા
લાગ્યો કે, ભોંકી દઇશ લે જો! જો! જોતો કેમ નથી.
આ કટાર તારા પેટમાં! બોલ, બોલ, કેમ ચૂપકીદી
પકડી શું જોઈ રહયો છે, નહીતર આ કટારથી તારા પ્રાણ
લઇશ."

ઘુંઘટ કાઢી નાંખ્યા પછી આ સુન્દરીનો અવાજ
પુરૂષના જેવો જાડો નીકલ્યો હતો એટલુંજ નહી પણ તેને
હવે મૂછો પણ જણાવા લાગી. તેથી તે પુરૂષજ છે તેમ
જણાવા લાગ્યું. અને ખોટો પ્રંપચ રચીને દગાથીજ સ્ત્રીનો
વેષ લઇને કોઇ આવેલ છે એમ હવે તે નરપીશાચને
થતું હતું. તેણે મદનપાલનો ખરો ખુલાસો મેળવવા માટે
તેની ગર્દન ઉપરનો હાથ જરા નરમ કર્યો એટલે આ

શેઠે એકદમ બુમ મારવાની કોશીશ કરી પણ તેનાથી વધુ બોલી શકાયું નહી. તેની ગર્દન વધારે વધારે ગુંગળાઇ જાય, એવા જોરથી દબાવાઈ અને કટારની અણી તેની છાતીને અડકવા લાગી. તે સુંદરીના વેશમાં આવેલા માણસે કહ્યું કે બોલ? સાચી વાત બોલ! નહીતર નરકની સીડી પર ચડવાને મુદલ વખત રહ્યો નથી એમ કહ્યું. મદનપાળ? કહ્યા શિવાયજ તું મરી જવું વધારે પસંદ કરે છે. ખરી વાત કહી દે? ને નજ કહેવું હોય ને બૂમો પાડીને તારે માણસોની મદદ માગવી છે કેમ?

લે? લે? હુંજ પોતે તારી મરજી પ્રમાણે મોતને શર્ણ નાંખું છું! જમદુતો જો તને તેડવા તૈયાર થઇ ઉભા છે? જોઈ લે? તેમ કરીને કટારની જે ધારવાળી અણી તેણે શેઠની છાતી ઉપર ફેરવવા માંડી અને જરા વિશેષ ગર્દન પકડેલી હતી તેને વધુ દબાણ કર્યું. મદનપાલ ગભરાયો ને સર્વ વાત કહી દેવા જણાવ્યું, એટલે ગર્દનવાળો હાથ આ પુરૂષે જરા નરમ કર્યો. પણ છાતી આગળથી દુર ન થતાં કટાર તો છાતી આગળથી જરા પણ દુર કરી નહી.

"સેતાનના સાથી! બોલ બોલ? રમાના કેટલા રૂપીઆ તારી પાસે અનામત પડેલા છે."

"આ બધી બનાવટી વાત છે તે કોણ છે તે પણ હું ઓળખતો નથી!"

હજી પણ તું જૂઠું બોલે છે. મોતના પંજામાં પડયો છું તે છતાં આવી હરામી? બોલ સાચું?"

"મ્હારી પાસે કાંઇ પણ નથી."

"શું નથી" તે પુરૂષે પાછું પુછયું. "હજી જુઠુ બોલે છે. પાંચસો રૂપીઆ પુરા છે કે નહી?" એમ કહેતાંજ આ પુરૂષે શેઠની કમ્મરમાં એક સજ્જડ મૂકકી લગાવી દીધી. અને જ્યાં બીજી લગાવવા જાય છે ત્યાં શેઠે કહયું. "ઓહ? છે. છે." "તો લાવ્ય વ્યાજ સાથે ગણી પાછા આપી દે. ત્હારી તીજોરીની કુંચીઓ એકદમ મારે સ્વાધીન કર!"

"કુંચીઓ મારી પાસે નથી."

"નથી? શું હજી નથી કુંચીઓ!" તેમ કરીને ગર્દન પર જોરથી તેને દબાવી ને કટારવાલો હાથ ઉંચો કરીને બાજુમાં ખીંટીએ બદન ભેરવેલું હતું તે આ પુરૂષે તરત નીચે ખેંચી પાડયું. હાથમાંની કટાર જરા દુર મુકીને તેણે બદનનાં ખિસ્સાં તપાસવા માંડયાં અનાયાસેજ તેમાંથી એક મુખમલની કોથલી હાથ આવી.

કોથલીની અંદર શું છે? તે જોવુંજ જોઇએ. એમ વીચારીને તે કોથલી ખોલવા માટે તેણે એક યુક્તિ કરી. પોતાના ડાબા હાથમાં તેણે કોથલી ઝાલી હતી. કોથળીનું મોઢું તેણે પોતાના મ્હોં અને દાંતવતી પકડી

રાખ્યું. અને ડાબા હાથમાં તેણે તેની આસપાસનો જે દોરો બાંધેલો હતો તે કાઢી નાંખ્યો ? બાદ તેણે ગાદી ઉપરજ કોથલી ખાલી કરી તો જણાયું કે તેમાં ઘણીજ સોના મહોરો હતી. પંદર રૂપીઆની એક સોના મહોરને હિસાબે તેણે કુલ ચોત્રીસ સોના મહોરો લીધી. અને બાકીની કોથલીમાં ભરીને કોથલી તેણે ગાદી નીચે મુકી દીધી. કુલ્લ એકંદર ચોત્રીસ મહોરોના રૂપીઆ પાંચસો ને દસ થયા. તે મેં લીધા છે. દસ રૂપીઆ હું વ્યાજના ઉપલક ગણું છું. માહરે બરાબર હિસાબની કંઇ પણ જરૂર નથી. ઉપલકું થોડા મલ્યા તેટલાજ બસ છે. હવે તારી તિજોરીની કુંચીઓને વધાવી ખાજે ?

વારૂ ! ચાલો એક વાતનો નિવેડો આવી ગયો ? હવે બીજી વાત ! બોલો શેઠ ? તમે રમાની અપમાન કારક માગણી કરવા માટે એક વૃદ્ધ કુલટાને મોકલી ન હતી કે ?

"ઓ........ઓ...." એમ કહેતાં તેણે માથું ધુણાવીને નકારમાંજ જવાબ દીધો.

"અરે શેઠ મરતી વખતે પણ ખોટું બોલો છો ! મ્હેં જાતેજ જોયું છે કે તમે પરનારીઓને દેખીને હેવાન જેવો બની જાઓ છો. તને તારી મા બ્હેનો ના જડી કે એક લાચાર વિધવા તે પ્રત્યે લાજ શરમ અને તારા બાપાંદાદાની આબરૂ પર પાણી ફેરવવાનું કહેણુ મોકલ્યું !

અરે એ દુષ્ટ? એનો બદલો તો હજી બાકી છે તેનો તો હું તને જરૂર બદલો આપીશ. કોઇ પણ જાતનો આરો તારો હવે રહયોજ નથી. હું તને પ્રાર્થના કરવા શિવાય બીજો વધું વખત આપી શકતો નથી. માત્ર પાંચજ ક્ષણ અને એ બાદ હવે તારે આ જગતમાંથી સદાને માટે જવુજ પડશે."

તેણે ગર્દન ઉપરનો હાથ જરા નરમ કર્યો અને કટાર મૂકેલી પાછી હાથમાં લીધી અને એકીટશે તેના મોં સામું જોઇ રહયો.

તેનો જીવ ગુંગળાવવાથી થોડાક વખત મુકત થતાં શેઠે કહયું. કે "હવે મને માફ કર મારી ભુલ થઈ"

"શેની તારી ભૂલ."

એટલે શેઠે જવાબ આપ્યો કે મેં તેની બરાબર કસોટી કરવા માટેજ કહેણ મોકલ્યું હતું.

"બોલ. બોલ. ત્હેં રમાની કસોટી કરતાં તને તે પવિત્ર રીતે માલુમ પડી તો તેના રૂપીઆ પાછા કેમ ન સોંપ્યા? તેની પાસે ત્હેં માફી કેમ ના માગી! મલિન હૃદયવાળા મદનપાળ! મને સ્રી વેષમાં જોઇને તું અંજાઇ જઇ ચેનચાળા કરતો હતો, અને જે બકબકારો મનમાં આવ્યો તેમ કરવામાં પાછી વાલી કયાં જોયું હતું. મ્હેં તારી તે પરથી પરીક્ષા કરીજ લીધી છે. તું પવિત્ર

આચરણુવાળો પુરૂષ નથી તે નથીજ? તારા જેવા જગત્‌માં ભાર રૂપ પુરૂષોનું જીવન શા માટે હોવું જોઈએ? તારી માતાને પેટ તું પથથર પડયો હોત તો સારૂં થાત, કે જેથી ધોબીને ધોવાના કામમાં પણુ આવી શકત, બસ, સંભારી લે શ્રી શ્યામને હવે તને હું વધુ વખત આ જગતમાં રાખી શકતો નથી."

એટલામાં એ ખંડની પાછલી બારી ઉઘાડી રહી ગઇ હતી તે બારીપર એક બુકાની બાંધેલો, માથે ફાળીઉ, ટુંકી બાંયોવાળું બદન અને ટુંકો ઢીંચણુ જેટલો સુરવાળ પહેર્યો હતો એવા વેષવાળો કાળો શાહી જેવો પુરૂષ અંદર તેજ ખંડમાં કુદકો મારીને દાખલ થઈ ગયો. તેના મોંમાં ખાવરીઉ હતું, હાથમાં એક ભારી છરો હતો. ખભે એક ઝોળી લટકાવેલી જણુાતી હતી. એ ઉપરથી તે કોઈ બદમાશ ચોર જેવો હોય, તેમ સ્પષ્ટ સાબિત થતું હતું.

મદનપાળની છાતીપર ચઢી બેઠેલા પુરૂષનું તેના પર ધ્યાન ગયું. આ માણુસ આજના જલસાનો લાભ લઇને ચોરી કરવા આવ્યો હોય એમ લાગતું હતું.

કાળા શાહી જેવો પુરૂષ દાખલ થતાંજ તેણે એક ઝાટકો માર્યો. જે માણુસ મદનપાળની છાતી ઉપર ચઢી બેઠેલો હતો તેને ઉઠાડવા યત્ન કર્યો. તેણે તે ચોરની સાથે ઉઠીને જરા ઝપાઝપી કરી. ને તે

પુરૂષ જરા દુર ખસીને બોલ્યો કે જેટલું લેવાય તેટલું લે. તું ચોર છું. બદમાશ લુટારાનો સાથી છું, તું જલસાનો લાભ જાણી ચોરી કરે છે તે હું જાણું છું. ભલે હવે મારૂં કામ પુરૂં થયું છે. હું હવે જઇશ. તું અને મદનપાળ તમારૂં ફોડી લેજો."

એટલામાં આ પુરૂષના બાહુપાસમાંથી છુટા થયેલા શેઠે મોટેથી બુમરાણ કરી મૂકયું.

"ચોર..........ચોર..........કોઇ........આવો—"

એટલે ચોર આ બુમરાણ થવાથી તે શેઠને મારવા તુટી પડયો અને તેના પેટમાંજ તેણે પોતાનો છરો હતો તેજ ભોકી દીધો.

અરેરે ? એક બાજુ મદનપાળ શેઠના પ્રાણ જાય છે. અને પેલી બાજુ સ્ત્રીના વેષનો પુરૂષ, ચોરવાળી ખુલ્લી બારીમાંથી ઝડપથી પસાર થઇ ચાલ્યો જાય છે.

શેઠનો અવાજ જરા બહાર સંભળાયો કે તરતજ બારણાં આગળ લોકો આવી પહોંચ્યા હતા, અને ખોલો ? ખોલો ? એમ કરી બુમ પાડવા માંડી.

બહારથી બુમો ઘણીજ પડી. બારણાનો ખડખડાટ ઘણોજ થઈ રહ્યો. ચોર ઘણોજ હિમ્મતવાન પુરૂષ પઠાણ જેવો હતો, તેણે લોકોના બહારના કોલાહલની લેશ પણ દરકાર કરી નહીં. તેણે તો મદનપાળના મૃત શરીરની ઝડતી લેવા માંડી. તેના ગળામાં એક સુંદર સોનાનો અછોડો હતો, તે ચોરે કાઢી પોતાની ઝોળીમાં

નાંખ્યો ? તેનાં ખિસ્સાં તપાસ્યાં તો કુચીઓનું ઝુમખું મલ્યું. ભયંકર હાસ્ય તેના મોંપર છવાઇ રહ્યું હતું. તેની નજર એક ક્ષણ ખખડાવતાં બારણાં તરફ ગઇ તે તરતજ તે તિજોરીને કુંચીઓ લગાડવા લાગ્યો.

બારણું બહારના લોકો જોરમાં ખડખડાવતા હતા. તેઓએ બારણું તોડવા ઠરાવજ કીધો હતો.

નસિબના સંજોગે તિજોરીને એક કુંચી લાગી ને એકદમ ઉઘડી ગઈ. ચોર અંદરના પૈસા જોઈ થોડીવાર વિસ્મય પામ્યો.

પુષ્કળ નાણાંની થેલીઓ તેમાં પડેલી હતી. ચોરે તો ઝડપથી બે ચાર થેલીઓ પોતાની ઝોળીમાં નાંખી. તેટલામાં તો બારણામાં એક મોટો ચીરાડો પડયો. બીજા એક ઘાએ એક ચપાટ ઉખાડી કાઢી.

"અંદર ચોર છે, તીજોરી ફોડેલી છે, હવે એકદમ બારણું ભાંગી નાંખો" એમ બહારના લોકો બુમો પાડવા લાગ્યા. તેઓએ વધારે જોરથી બારણું તોડવાના પ્રયત્નો કરવા લાગ્યા. બારણાની ફાટમાંથી જોતાં તેઓને લાગ્યું કે ચોર તો પાછલા બારીએથી નાસી છુટયો છે.

કેટલાકો પાછા એકદમ નીચે ઉતરી ગયા ને ઘરની પછવાડેના ભાગમાં જઇ પહોંચ્યા કે કદાચ ત્યાં પકડાય પણ ચોર તો કયારનેએ નાસી ગયો હતો. બારણા મહા મહેનતે તોડી પાડીને સૌ અંદર ગયાં.

શહેરનો કોટવાળ ત્યાંજ હતો. શેઠને ચતાપાટ જમીન ઉપર પડેલા જોઇને સૌ વિસ્મિત થયા.

તેઓની નાડી તપાસતાં તેમજ હૃદયના ધબકારા ચાલે છે કે નહિં તે તપાસતાં તેઓ આ દુનીઆમાંથી કુચ કરી ગએલા જણાયા.

બસ થઇ ચુકયું ! આ પૃથ્વીપર ભારરૂપ થઇ પડેલો નરવીર પોતાના કર્મની સજા ભોગવવા પ્રભુના દરબારમાં પહોંચી ગએલો હતો.

જલસો જલસાની બાજુએ રહ્યો અને વિવાહ-માંથી વરસી માફક સંગીત વાદ્ય અને આનંદને ઠેકાણે રૂદન કલ્પાંત અને શોક પ્રસરી રહયો.

લાખોની મિલ્કતવાળો શ્રીમંત પોતાની બધીએ સંપત્તિ અહીંજ છોડીને માત્ર પુણ્ય પાપનાં પોટલાં પોતાની સાથે લઇને ચાલતો થયો.

લોકોએ પોતાને ફાવ્યું તેમ હવે અભિપ્રાય આપ્યો તેનું ધારેલું કશું વળ્યું નહી. અને તેથીજ એ કહેવું ખરૂં ઠરે છે કે—

માલતી.

(મરાઠી સાખી)

"લાખો ફાંફાં મારે મુરખ પણ ધાર્યું ધણીનું થાય.
પડયાં રહે ઘરબાર જગત્‌માં જીવ લઇ જાય જમરાય.
સમજ નર તેથી તું પુણ્ય કાર્યનું ભાથું લેને બાંધીતું,

## પ્રકરણ ૧૦ મું.



### પ્રતિજ્ઞા ને તોપખાનાનો નાશ!

"કંચન હતો આ દેશને પાછો ફરી કંચન થશે."

(શયદા.)

અરિકેન્દના સીમા પ્રાંત ઉપર પ્રાત:કાળમાં સૈન્યની તૈયારીઓ થઇ રહી છે. ને તરવારોનો ખણુખણાટ અને ઘોડાઓનો હુમહુમાટ અને સૈનિકના હાસ્યના સ્વરો અહીં તહીં સંભળાયા કરે છે. શહેરના વૃદ્ધ ને શહેરની નવયૌવના સુંદરીઓ પોતાના પતિઓને ને ભાઇઓને વિદાયગીરી આપવા શહેરના મધ્ય ભાગમાં હસ્તે ચહેરે ઉભેલી છે.

તે બાજુના સર્વે ક્ષત્રિય વિરો પોતાના રાજાને રણાંગણમાં જતો જોઇ તેની પડખે ઉભા રહેવા નવાં શસ્ત્રોથી સુસજ્જિત થઇ દરબારગઢને આંગણે ઉભા રહ્યા છે. શહેરના સર્વ માણુસો કે જેઓ લડવાને અશકત હતા તેઓ પોતાના રાજાને લશ્કર સાથે જોવા શહેરની મધ્ય ભાગમાં એકઠા થાય છે. ક્ષત્રિય વીરો પણુ પોતપોતાના સગાં સ્નેહિઓને મળી આનંદથી રસ્તાપર આમથી તેમ ફરે છે. આવા લડાઇના વખતમાં તેઓની સ્ત્રીઓ તેમજ ભગિનીઓ આનંદથી

સ્વદેશના રક્ષણુ માટે તેઓને રજા આપે છે. કેટલીક નવોઢાઓ કે જેઓએ પરણ્યા પછી પતીની જોડે અલ્પ સમયજ રહેલી હતી તેઓ પોતાના મનમાં ગમે તેટલું પતિવિયોગનું દુઃખ થતું હશે છતાં પણ સ્વદેશ અને સ્વતંત્રતા ખાતર તેઓને લડવા જવાની રજા આપે છે. કેટલીક વીરાંગનાઓએ તો એટલે સુધી કહ્યું હતું કે જો પાછા આવો તો શત્રુને મારીનેજ આવજો નહિં તો અમારા હૃદયમાં તમારે વાસ્તે જરા પણ જગ્યા નથી. આખા શહેરની સર્વ બાળાઓ સર્વ સૈનિકોને પુષ્પના હારોથી વધાવતી હતી. દરેક સૈનિકના મુખપર હર્ષનું હસ્વું પથરાઈ રહેલું હતું.

હરઘડી છાતી કાઢીને, મૂછોપર હાથ નાખીને હથીયાર તરફ નજર કરીને તો ઘડીકમાં તરવારની મૂઠ પર હાથ મૂકીને કિંવા ઘોડાને થાબડીને તેઓ પોતાનામાં હિમ્મત, શૌર્ય અને આત્મ શ્રદ્ધા હોવાનું વારંવાર સૂચવી રહ્યા છે.

સૈનિકો અને લોકોનાં આ સંકેત વિનિમયમાં થોડોક કાલ વીત્યો હશે તેવામાં દુરથી બુમ સંભળાઇ. "મહારાજા રૂદ્રસિંહને ઘણી ખમા."

સૈનિકોની બે ટુકડીઓ બનાવી દેવામાં આવી અને એક જમણી બાજુએ તથા બીજી ડાબી બાજુએ હારબંધ ઉભી રહી. આ બન્ને ટુકડીઓની વચ્ચોવચ્ચ

મહારાજા રૂદ્રસિંહને મોખરે જવા દેવાનો માર્ગ કરી દીધો.

જરિયાનના સુંન્દર પોષાકમાં સજ્જ થયેલો, કપાલમાં કુકુંમ ટીલડીથી અને કંઠમાં સુગંધી ગુલાબ જુઇ ચંપાના પુષ્પહારથી શોભતો એક ભવ્ય અશ્વની ઉપર ચઢેલો અરિકંદનો સૌન્દર્યવાન, શૂરવીર, અને ગુવાન મહારાજા રૂદ્રસિહ પોતાના અંગત રસાલાના સૈનિકો સહિત સૈન્યે છોડેલા વચગાલાના રસ્તામાંથી પસાર થવા લાગ્યા. રણદુંદુભિ ને ડંકા વાગવા લાગ્યા, નિશાન ઉંચે ફરફરવા લાગ્યા, સૈન્યના સિપાઇયોએ હથીયારો નમાવીને માન આપ્યું. મહારાજાએ સૈનિકો તરફ પ્રતિભા યુકત અને ગંભીર દૃષ્ટિ કરી ને ધીમે ધીમે પોતાના અશ્વને ચલાવતો સૈન્યની વચમાં ચાલતો ચાલતો બધાની મોખરે આવી ઉભો.

તરતજ સૈનિકો ચાર ભાગમાં વહેંચાઇ ગયા. અને પ્રત્યેક ટુકડીઓવાળા એક પછી એક મહારાજાના ઘોડા સામે હારદોર ઉભા રહયા.

રૂદ્રસિંહે ગંભીર અને મીઠઠા મધુરા સ્વરે સૈનિકોને ઉદ્દેશીને કહયું.

હે ક્ષત્રિય કુલમાં ઉત્પન્ન થએલા વીરો, આજે ત્હમારી જીંદગીનો એક સરસમાં સરસ દહાડો છે. ત્હમારા જાત ભાઇઓને બચાવવાનો આ અણમોલ પ્રસંગ

છે. યાદ કરો કે ત્હમારી ઉપર પરદેશીઓના હુમલા યાદ કરો. ત્હમારા બાપદાદાનાં પરાક્રમો પણ યાદ કરો.. મોગલોના હાથે ભ્રષ્ટ થએલી આપણી જન્મ ભૂમિને સદાને માટે સ્વતંત્ર કરવા હૃદયમાં ઉત્સાહ રાખો. મહારાણા પ્રતાપની બહાદુરી અને શૌર્યતા હૃદયમાં રાખી શત્રુઓને નસાડવા તત્પર બનો. હે મ્હારા બંધુઓ, ત્હમારી જન્મ ભૂમિના રક્ષણ માટે ત્હમારા પોતાનાજ બાહુબળ પર શ્રદ્ધા રાખી શત્રુને નસાડવાના કાર્યમાં તત્પર બનો! જો તમને ત્હમારા પોતાનાજ બાહુબળમાં આત્મ શ્રદ્ધા હોય તો પછી મોગલોના ગમે તેટલા સૈન્યની સામે ટક્કર જીલવા તમે સામર્થવાન થસો એમાં લેશ પણ શંકા નથી. આપણી કુલદેવી માતા ભવાની આપણા આ કાર્યમાં મદદ કરશે. મ્હારા વિરો હિંમતથી શત્રુઓને નસાડો, કદાચ લડાઇમાં આપણે માર્યા જઇશું તો સ્વર્ગનાં દ્વાર આપણે વાસ્તે ખુલ્લાં છે ને ત્યાં અપ્સરાઓ આપણને હર્ષથી વધાવવા ફુલોના હાર લઇને ઉભેલી છે.”

આ પ્રમાણે બોલીને તેણે જુસ્સામાં પોતાની તરવાર ખેંચીને પ્રતિજ્ઞા કરી કે હે માતા ભવાની, આજે ત્હારા પુત્રો ત્હારા દુશ્મનની સામે જાય છે. તો તેમને મદદ કરજે. આજથી હું પણ પ્રતિજ્ઞા કરૂં છું કે જ્યાં સુધી મ્હારા શરીરમાં પ્રાણ હશે ત્યાં સુધી શત્રુઓ સામે લડીશ. ને જ્યાં સુધી આખા રાજપુતાનાને સ્વતંત્ર

નહિં કરૂં ત્યાં સુધી મ્હારી તરવારને હું કોઇ પણ દિવસ મ્યાનમાં મુકીશ નહિં. માટે હે ભવાની તું નિશ્ચીંત રહેજે.

હમારાં જીવન અર્પીશું હમારા દેશને માટે,
હમારાં સ્નેહિ હોમીશું સ્વાતંત્ર્યને માટે,
જે માટીથી પેદા થયા તે માટીમાં જાશું મળી,
દેશ સેવા કાજ, રણ યજ્ઞમાં ઘુમશું અમે.

હમારાં બાળ બચ્ચાંને સ્વાતંત્ર્ય શીખવીશું હમે,
સ્વાતંત્ર્ય ખાતે તેમનું બલીદાન પણ દઇશું હમે.

પરદેશીઓના ત્રાસથી અમ દેશ મુકતી પામશે,
તે કાર્ય કરતાં જો કદાપી જીવનનો નાશજ થશે.

"અમારૂં અમારા માટે" એ સૂત્ર કદી ભુલશું નહિં,
તે સૂત્ર શીખવવા ફરી આ દેશમાં અવતરશું અમે.

પોતાના મહારાણાની આભીષણ પ્રતિજ્ઞા સાંભળી સર્વ સૈનિકોનાં હૃદયમાં એકદમ શૂરાતન ભરાઇ ગયું અને તેઓ પણ પોતાની માતૃભુમિને બચાવવા એવીજ પ્રતિજ્ઞા કરી. તેઓએ જવાબમાં પોતાની શમશેરો બહાર કાઢી અને "મહારાજા રૂદ્રસિંહનો જય" એમ પોકાર કર્યો.

તેઓના પોકારોથી આસ્માન અને જમીન ધ્રુજી ઉઠયું ! ડંકાનો મોટો ગડગડાટ થઇ રહયો. દુંદભિ

જોરથી વાગવા લાગ્યાં અને સૈન્યે કુચ કરી ચાલવા માંડયુ'.

એ સમયનો દેખાવ અને પ્રતિજ્ઞા જોઇને સૈનિકોને વિદાય કરવા આવેલા લોકોનાં ટોળાંમાં પણ એક જાતની અજબ શૌર્યભરી લાગણી ફેલાઇ ગઇ. સૌના મનમાં નિશ્ચય થયો કે, મહારાણાશ્રીની હિમ્મત અને શૌર્યતા ક્ષત્રિયોને જરૂર વિજય અપાવશે.

હર્ષ અને ઉત્સાહ ભરેલી લાગણીઓથી સૈન્ય રક્ષકો માંહોમાંહે વાત કરતા વિખરાયા અને સૈન્યે આગળ ને આગળ ચાલવા માંડયુ'. મહારાણાના સર્વ સૈનિકો પોતાના દેશના રક્ષણ માટે શહેરની મધ્યમાંથી દરવાજા આગળ જવા લાગ્યા. રસ્તામાં તેઓ ઉપર પુષ્પની વૃષ્ટિઓ થવા લાગી. સર્વ સૈનિકોને શહેરના વૃદ્ધ મનુષ્યો શૂરાતન ચઢાવવા લાગ્યા. નવયૌવના વિરાંગનાઓ હર્ષથી તેમને વિદાયગીરી આપવા લાગી. સૈનિકો પોતાને મળતા ઉત્સાહથી ઘણાજ હર્ષમાં આવી ગયા ને શત્રુને મારવાનો ઉત્સાહ વધતો ગયો.

અરિકુન્દની સીમા પુરી થતાં ત્યાં એક ચોકી આવતી હતી. આ ચોકી રૂદ્રસિંહ તરફથી સરહદના રક્ષણાર્થે રાખવામાં આવી હતી. અહીં જાલિમસિંહ નામના એક હવાલદારને અગાઉથી આપેલી સુચનાઓ મુજબ મૃગેન્દ્રસિંહની વાટ જોવા માટે રૂદ્રસિંહે ફર-

માગ્યું હતું. તે પ્રમાણે તે હવાલદાર રોકાયો અને સૈન્ય આગળ વધ્યું.

માર્ગમાં જયસિંહ નામના સેનાધિપતિએ રૂદ્રસિંહને કહ્યું.

"મહારાણાશ્રીનો જય થાઓ. મોગલોની સેના આપણા કરતાં લગભગ ત્રણ ગણી છે એ આપશ્રી જાણો છો. યુધ્ધના નિયમો પ્રમાણે ઓછા સૈન્યવાળાઓ પ્રારંભમાં પ્રગટ યુધ્ધ ન કરતાં કળ અને ભેદથી શત્રુને પરાસ્ત કરવાનો યત્નો કરે તો તે અધર્મ્ય નથી જણાતું ? તેથી મ્હારી એવી વિનંતી છે કે, હાલ તુરત આપણે આખા સૈન્યને કંઇ ગુપ્ત જગ્યાએ રાખવું, અને મુસલમાન સૈન્યની આસપાસ જાસુસો રાખીને કિલ્લાની અંદર જવા માટે આપણને કોઇ રીતનો રસ્તો મળે તેમ છે કે નહી તેની બરાબર રીતે તપાસ કરવી. કિલ્લાની અંદર પેઠા એટલે શત્રુના ભાર નથી કે આપણા મરણીઆ સૈનિકોને તે હંફાવી શકે. રૂદ્રસિંહે વિચાર કરવામાં થોડો ઘણો વખત ગાળ્યા બાદ વિજયસિંહની સૂચનાને અનુમતિ આપી અને નાગોર દુર્ગની હદમાં ક્યાં આગળ રજપુત સૈન્યને છુપું રાખવું તેની તપાસ માટે બે શૂરવીર અને ચપળ જાસુસોને મોકલવા તૈયાર કર્યા. એટલામાં એક રજપુત ઘોડેસ્વાર આવીને રાણાને નમન કરીને બોલ્યો.

મહારાણાનો જય થાઓ. શત્રુએ ગુજરાતમાંથી

પોતાનું તોપખાનું નાગોર દુર્ગનો કિલ્લો તોડવા માટે મંગાવ્યું છે. એ તોપખાનું ધીમે ધીમે નાગોર દુર્ગના માર્ગમાં જતું જણાય છે—

રૂદ્રસિંહ, "એના રક્ષણ માટે કેટલાં માણસો છે ?"

જાસુસ, "મહારાજ તેના રક્ષણ વાસ્તે બહુજ થોડા સીપાઈઓ છે. એમાંના ઘણાક તો કેવળ બેદરકારીથી ઠઠ્ઠા મશ્કરી કરતા અને જાણે કેટલાક તો દારૂની ધુનમાં હોય તેમ ગમે તેવો લવારો કરતા જણાય છે."

વિજયસિંહે અધવચમાંજ પુછ્યું,

"તો મહારાણાશ્રીને મારી ખાસ વિનતી છે કે, એ તોપખાનું હસ્તગત કરવાની આપે મને પરવાનગી આપવી. હું શૂરા બસો સૈનિકો સાથે આ બહાદુર જાસુસની સાથે જાઉં છું અને સર્વને કેદ કરી આપની આગળ લાવું છું,"

જાસુસે કહ્યું "હા કૃપાળુ ! એ ઉપાય બરાબર છે જો તોપખાનું નાગોર દુર્ગના કિલ્લા ઉપર અજમાવવામાં આવશે તો નાગોર દુર્ગની રંક અને નિરપરાધી પ્રજાની પાયમાલી સમજવી. મેં જોયું છે કે તોપખાના પર તોપચીઓ વિદેશી ગોરા લોકો છે. તેઓ તોપોમાંથી ગોળા છોડવાના કામમાં બહુજ પ્રવીણ જણાય છે. તેઓને કેદ કરવાની અત્યારે ઘણીજ જરૂર છે."

રૂદ્રસિંહ મહારાણાએ હુકમ આપ્યો, "એ કામને માટે બહાદુર વિજયસિંહ, આપણા સૈન્યમાંથી માણસો

સહિત તમે જલદી પહોંચો અને ભગવાન એકલિંગજીની કૃપાથી વિજય કરીને પાછા સત્વર આજ જગ્યાએ આવો! અમે અહીંજ કામ ચલાઉ છાવણી નાંખીશું."

વિજયસિંહ પોતાને મળેલી આજ્ઞા શિરસાવંદ્ય ગણીને રજપુત જાસુસ સાથે ઘોડેસ્વાર સૈનિકો સહિત તોપખાનું સર કરવા ગયો.

જાસુસ આ સૈનિકોને એક ખીણના મ્હોં આગલ લઈ ગયો. એ ખીણ લગભગ ૨૦૦૦ ફુટ લાંબી હતી. નાગૌર દુર્ગના માર્ગ તરફના ખીણના મ્હોં આગલ અડધા સ્વારોને ને બીજી બાજુના મ્હોં તરફ અડધા મોકલવામાં આવ્યા કે જેથી ખીણમાં દાખલ થયા પછી અકેકે પાસથી તોપખાનાને પસાર થવાનો અવકાશજ રહે નહી. વિજયસિંહ પોંતે નાગૌર દુર્ગવાળા મુખ આગલ તોપખાનાની રાહ જોતો ઉભો રહયો.

થોડાક સમય વ્યતીત થતાં સુબાનું તોપખાનું જણાવા લાગ્યું. મોટી મોટી તોપોને બળદો જોડેલા હતા. તોપોની આગળ થોડાક ઘોડેસ્વારો જણાતા હતા. વિંજયસિંહે પાછલા મુખ આગળ ગયેલા ઘોડેસ્વારોને એવી સૂચના આપી હતી કે તેઓ પોતાને સ્થાને પહોચીને શત્રુ ઉપર તુટી પડવા માટે તૈયાર થઇ જાઓ એટલે રણશિંગડું વગાડીને ખબર આપવી કે જેથી સામું રણશિંગડું વગાડીને આ બાજુથી તૈયાર રહેલા સૈનકો તોપખાના ઉપર તુટી પડે.

તોપખાનું ખીણના મધ્ય ભાગમાં આવ્યું હશે એટલામાં વિજયસિંહની સૂચના પ્રમાણે રણશિંગડું ફુંકાયું. અને તેનો પ્રતિ ઉત્તર અપાવીને વિજયસિંહે પોતના ઘોડેસ્વારોને તોપખાના ઉપર તૂટી પડવાનો હુકમ આપ્યો.

બીજી બાજુના સૈનિકો પણ તોપખાના ઉપર તૂટી પડયા અને બેફામ મોગલો ઉપર આ રજપુતોએ એક સામટો ધસારો કરવાથી તેઓ પ્રથમ તો ઘણાજ ગભરાઇ ગયા. પણ પછીથી થોડીકજ વારમાં તેઓ ઝપાઝપીમાં સામેલ થયા. મોગલ સ્વારોએ પોતાની બંદુકો માંથી ગોળીબાર કરવા માંડયા. રજપુત સ્વારોએ તીર કામટાંનો ઘણો સારો ઉપયોગ કરવા માંડયો. વિજયસિંહે આશરે વીસ જણની મદદથી સૌથી પહેલી ચોટ પોર્ટુગીઝ ગાલંદાજો ઉપર લગાવી; તેને ભય હતો કે, જો એ લોકો છુટા રહેશે તો તોપોમાંથી ગોળા છોડવા માંડશે. તેણે હિંમ્મત ભેર ધસારો કરીને ગાલંદાજોનેજ હતપ્રાણ કરવા માંડયા.

લગભગ થોડાજ વખતમાં તો આ તોપખાનાના સંરક્ષણાર્થે આવેલાઓમાંથી એક પણ માણસ ગુજરાતના સુબાને ખબર કહેવા માટે જીવતો રહેવા પામ્યો નહી. તોપખાનાના બળદોમાંથી કેટલાકને તીર વાગ્યાં હતાં. એટલે એવા જખ્મી બળદોથી કામ લેવાને બદલે રજપુતોએ બધાજ બળદોને છુટા કરીને ખીણ બહાર

દોડાવી મૂક્યા. આ મૂંગાં પ્રાણીઓ પણ સમય, સ્થળ અને સંજોગ પિછાની શકે છે તેઓ પણ પોતાની સ્થિતિ સમજી ચારે બાજુ દોડી ગયા. એ પછી રજપુતોએ "હર હર મહાદેવ" એવી ગગનભેદી ગર્જનાઓ કરી મુકી. હવે તોપખાનાનું શું કરવું એ સવાલ વિજયસિંહ આગળ ખડો થયો.

તોપખાનું વાપરવાનો પ્રસંગ પોતાને માટે આવવાનો નથી એમ નક્કી કરીને તેણે ખીણુ બહાર તે તોપો પોતાના સૈનિકો મારફત ધસડાવી. ઘણા ઘણા મજબૂત કદાવર બાંધાના શરીરના સૈનિકો એ તોપો ખેંચવાના કામે લાગી ગયા. અને જેમ "ઝાઝી કીડીઓ સાપને તાણે" તેવીજ તોપોની ગત થઇ. બધા સૈનિકો ભેગા મળીને આ મોટી મોટી વજનદાર તોપોવાળું તોપખાનું ખીણુ બહાર લાવી મૂક્યું.

ખીણુથી થોડે દુર એક તળાવ હતું. એ તળાવ આગળ મજકુર તોપો લઈ જવામાં આવી, અને તેમાં ખીલાઓ ઠોકીને કોઇથી તે ઉપડી કે વાપરી પણ શકાય નહી એવી છિન્ન ભિન્ન હાલતમાં કરી નાંખી ને મોટા તળાવમાં "હર હર મહાદેવ"ના ધ્વનિ સાથે પધરાવી દેવામાં આવી.

રજપુત સૈન્યમાંના આશરે આઠ-દશ માણસો ઘવાયા હતા; એ ઘવાયલાઓને સાથે લઇને રજપુત

સૈન્ય પોતાની છાવણીમાં આવી પહોંચ્યું. રૂદ્રસિંહને જ્યારે તોપખાનું છિન્ન ભિન્ન કરી નાંખ્યાની ખબર કહેવામાં આવી ત્યારે તે ઘણોજ ખુશી થયો. તે બોલ્યો કે જ્યારે મોગલ સુબાને કાને આ વાત પહોંચશે ત્યારે તેને પોતાનો જમણો હાથ તૂટી પડવા જેટલુંજ દુઃખ થશે એમ તેણે માની લીધું, અને એ માનવું ખરૂંજ હતું; કારણ કે, હવે તેને નાગોરદુર્ગનો કિલ્લો હસ્તગત કરવાનો બીજો કોઇપણ રસ્તો રહ્યો ન હતો. ત્યારેજ ફિરોઝશાહે પોતાના તોપખાના ઉપર મોટો મદાર બાંધીને તે મંગાવ્યું હતું. માનવીની જે એકજ વસ્તુ ઉપર અંતિમ ઘણી આશા ઠરેલી હોય છે ને જ્યારે તેજ વસ્તુ એકદમ લય પામે છે, ત્યારે તેના મનમાં ઘણોજ સખ્ત આઘાત થઇ જાય છે.

ગુજરાતનો સુબો હવે પોતાના અમાનુષિક અને ઘાતકી વિચારોને અમલમાં મુકી શકશે નહીં. નાગોરમાં વસતી નિરપરાધી ધંધાદારી કિંવા બિન ધંધાદારી સર્વ જાતની વસ્તી ઉપર હવે અચાનક મોતરૂપ તરવાર ઝઝુમતી રહેશે નહી એ વિચારોથી રૂદ્રસિંહને ઘણોજ આનંદ થયો; પણ તે આનંદમાં તે એકદમ છલકાઇ ગયો નહીં; કારણ કે, આ તો હજી "પાસેરામાં પહેલી પુણી" હતી હજી તો પોતાનાં સૈન્યથી ત્રણ ગણા મોગલ સૈન્યને નાગોરની સરહદ હમેંશાને માટે નભાવવાની

બાકી રહી હતી; હજી તો દિલિપસિંહના રાજ્ય ઉપર ફરીથી કદી પણ મોગલો હુમલા નહીં કરે એવી પતિજ્ઞા ગુજરાતના સુબા પાસે લેવડાવવાની હતી. એ બધાં કાર્યો કરીને જ્યારે જ્યારે પોતે વિજય દુંદભિ વગડાવી નાગૌર ભય મુકત કરે ત્યારેજ તેણે ખરેખરો વિજય મેળવ્યો કહી શકાય.

રૂદ્રસિંહે આથી હાલ તરત વિજયસિંહ અને તેની સાથે ગયેલા સૈનિકોને અભિનંદન આપીને તથા તેમને હજી પણ ઘણાં કામ કરવાનાં બાકી છે તેનો વીચાર કરતા કરતા તેઓએ પોતાની છાવણી ઉઠાવવાનો વિચાર કર્યો ને તે મુજબ ત્યાંથી પ્રયાણ શરૂ કર્યું. વિજય ઘેલા ક્ષત્રિયો શરૂઆતમાં ફતેહ પામવાથી હર્ષઘેલા થઈ ગયા હતા.

---:o:---

## પ્રકરણ ૧૧ મું.

---:o:---

### અણધારી આફત.

મૃગેન્દ્ર અને શૈલબાળા અરિકન્દથી નીકળી નાગૌર તરફ જવા લાગ્યા. શૈલબાળાએ પુરૂષનો વેષ લીધો હતો એ આપણે આગળ જણાવેલું છે. તેઓ મોગલ સૈનિકોની નજરે ન પડાય, એ હેતુથી નાગૌરદુર્ગ જવાના

મોટા સારા સરિયામ માર્ગે ન જતાં આડા અવળાં ગામડાંઓને રસ્તે રસ્તે થઈને જવા લાગ્યાં. મૃગેન્દ્રસિંહ જાણતા હતા, કે આ રસ્તો લીધો છે તે સરિયામ મોટા રસ્તા કરતાં ઘણોજ લાંબો હતો, કારણ કે તેમને આડા અવળા માર્ગોએથી જવાનું હતું.

સરિયામ માર્ગ તેઓ પહોંચ્યા હોત, તેના કરતાં બે ચાર દિવસ વધારે માર્ગમાં ભાગી જશે, તેમ તેઓ બન્ને જણ સારી રીતે જાણતાં હતાં, છતાં પણ તેમ કર્યા વગર છુટકો નહોતો.

પ્રથમ દિવસે રાત્રી પડવા આવી. ત્યારે તેઓ એક ગામડાંમાં જઈ પહોંચ્યાં. ગામની ભાગોળે એક સારી મોટી ધર્મશાળા હતી, કે તેમાં સારા સદ્ગ્રહસ્થોને ઉતરવાની દરેક રીતે અનુકુળતા પ્રમાણે સાધન હતાં પરંતુ રખેવાળ જરા અફીણી ગાંજાખોરો હતો. એટલે ધર્મશાળા બરાબર શાફસુફ કરેલી જણાતી ન હતી, એટલીજ ધર્મશાળા બંધાવનારની ભૂલ દેખીતી જણાઇ આવે છે. આગળ પાછળ મોટાં મોટાં રાજ્યો રહ્યાં, એટલે અવરનવર ત્યાં જતા આવતા ધર્મશાળામાં ઘણા રાત્રવાસો કરવા ઉતરે છે; તેજ પ્રમાણે આ મૃગેન્દ્રસિંહને શૈલબાળાને પણ રાત્રે એજ ધર્મશાળામાં પડાવ નાંખવો પડયો. તેમણે પોતાની સાથે ખાવા માટે કંઇ પણ જાતનું સાધન કે

ખાવાનું ભાથું બાંધેલું ન હતું. તેથી શૈલબાળાએ મૃગેન્દ્રસિંહને કહયું કે, પેટની પૂજા કરવાની કાંઈ વ્યવસ્થા કરવાનો ઇરાદો છે કે નહી? બધા દેવની લોકો પૂજા કરે ત્યારે આપણે હવે કંઇ પેટની તો કરવી જોઈએ. મૃગેન્દ્રસિંહે હસતાં હસતાં જવાબ દીધો.

"કોઇને પેટની પૂજા કર્યા વગર ચાલે છે. દેવની ના કરે તો ચાલે. હાલના સુધારકો કેટલાક દેવને માનતા પણ નથી. પહેલો દેહ ને પછી દેવ, તેમ ઘણા હાલના સુધારકોના મગજમાં પવન ભરાઇ ચુક્યા છે. પણ શૈલબાળા, તેવા અજ્ઞાની લોકોને ક્યાં ખબર છે કે આગળ આગળ મોટા મહા પુરૂષોએ અન્ન વગર અનેક રીતે દુ:ખો વેઠી તપ કર્યાં છે. શૈલબાળા તમે બેસો, ને પછી કહો કે આપણે શી રીતે ગોઠવણ કરીશું."

મૃગેન્દ્રે જણાવ્યું કે ધર્મશાળાના રખેવાળને હું પુછી જોઉં છું. તે જો આટલામાં તૈયાર સામગ્રી આ ગામમાંથી મળતી હશે ને લાવી આપશે તો આપણને કોઈ પણ જાતની કડાકુટ કરવી નહીજ પડે.

પણ ધારો કે જો તૈયાર સામગ્રી નાજ મલી શકતી હોય તો હાથે રસોઇ પકવવા માટે બજારમાંથી હું સીધું લાવું તે તમારેજ બનાવવું પડશે."

શૈલબાળા "આપે જે સૂચના કરી તે બરાબર છે,"

આ પ્રમાણે બન્ને જણે મલીને મનસુબો કર્યા પછી મૃગેન્દ્રસિંહ તે ધર્મશાળાના રક્ષક પાસે ગયો. અને પુછપરછ કરવા માંડી પણ રખવાળે સિધો જવાબ ન દેતાં ઘણોજ બેદરકારી ભરેલો જવાબ દીધો કે હમને કંઈ ખબર નથી.

ઘણી વખત એવા સંજોગો આવે છે કે જે વખતે પૈસાની કંજુસાઇ કરી કામની નથી. મૃગેન્દ્રસિંહ આ વાત સારી રીતે સમજતો હતો. તેમાં આવા પ્રસંગો વખતે તો "દામ કરે કામ" એ મૃગેન્દ્રને પહેલેથી સુવિદિત હોવાથી તેણે રખેવાળના હાથમાં કંઇક ચળકતી વસ્તુ મૂકી દીધી; એટલે રખેવાળ હસ્તો હસ્તો કહેવા લાગ્યો, "અહો! મ્હેરબાન સાહેબ? આપ કંઈ મોટા માણસ જણાઓ છો. મારી બેદરકારી માટે માફ કરશો; મ્હેં અફીણની ધૂનમાં બેદરકારી વાપરી છે તે માફ કરશો. મેં આપને ઘેનમાં ને ઘેનમાં જવાબ આપ્યો તેથી પ્રથમ આપને જવાબ બરાબર ચોકસ દઇ શકયો નહોતો. હવે બોલો? આપ સાહેબની શી ફરમાશ છે."

મૃગેન્દ્રે કહયું "આ ગામમાંથી તૈયાર રાંધેલું અન્ન મળી શકશે કે નહિ!"

રખેવાળ "એમ કેમ પુછોછો? અહીં ગામમાં ઘણીએ બ્રાહ્મણીઆ વીશીઓ છે. ને સૌથી સારામાં

સારી ને જાણીતી અને પંકાયલી વીશી તો મોહનજી મહારાજની કહેવાય છે. તે વીશીમાં જશો તો સ્વાદીષ્ટ ઉત્તમમાં ઉત્તમ ખોરાક મલશે. તે વીશી જરા તમે અહીંથી દુર જશો એટલે સામી તરતજ દેખાશે. તે લોકોમાં જાણીતી છે. મહારાજ બહુ સારો ને ભલો માણસ છે. આપના જેવા શ્રીમંતો પૈસાદારોનો તો તે ગુલામજ બનીને રહે છે.”

મૃગેન્દ્રને લાગ્યું કે કોઇ જગ્યાએથી તૈયાર રાંધેલું અન્ન અહીં મંગાવવા કરતાં વીશીમાં જઇને જમવું ઉત્તમ છે. પણ તેને વિચાર આવ્યો કે શૈલબાળા સ્ત્રી હોવાથી તેને ત્યાં કપડાં કાઢી બીજાઓના દેખતાં જમવા બેસવું તે શી રીતે ફાવી શકે ? કદાચ વખત છે ને ફેંટો કાઢે તો તેના લાંબા કેશ કદાચ એકદમ જણાઇ આવે; અને ફેંટો પહેરીને પણ જમવા બેસવું એ પણ સારૂં દેખાય નહીં; જેથી વીશીમાં જઇને જમી આવવું એતો બની શકે તેમ લાગતુંજ નથી. આવા વિચારોથી તેણે રખેવાળને ફરીથી બોલાવીને પુછી જોયું કે, “હમને વીશીમાં જમવા જવું પસંદ પડતું નથી. જો ભાઇ, તમે જરા એવી ગોઠવણ હમોને કરી આપો નહીં કે વીશીવાળો જે મહારાજ છે, તે હમારે બન્નેને માટે બે થાળીઓ; અહીંજ બરાબર રીતે આપી જાય ?”

રખેવાળ-"પણ આપ જાણો છો કે એ મહારાજ ઘણો લોભી છે. અહીં લાવશે ખરો! પણ નાણું વધારે માગશે. આખરે બ્રાહ્મણની જાત! માટે વધારે નાણું આપવા ઇચ્છા હોય તો કહો; પૈસા ખરચસો તો કહો તેવી સગવડ મલશે!

મૃગેન્દ્રે-"અરે? રખેવાળ! તું નાણું નાણું શું ઝંખી રહ્યો છે? અકેક થાળીની અકેક સોના મહોર માંગશે, તોએ હમારે ફિકર નથી સમજ્યો? પણ જમણ અહીંજ આવવું જોઇએ, ને ઘણુંજ સ્વાદિષ્ટ ચોખ્ખું આવે તેની સંભાલ રાખજે."

રખેવાળ-"ઠીક ત્યારે હું એવી રીતે ગોઠવણ બરાબર રીતે કરી આપીશ."

એમ કહીને રખેવાળ તરત વીશી તરફ ગયો. અને આશરે અરધો કલાક નહી થયો હોય તેટલા અરસામાં ભોજનના બે થાળ બે બ્રાહ્મણો પાસે ઉંચ-કાવીને સાથે ધર્મશાળામાં લાવ્યો.

મૃગેન્દ્રે રખેવાળને ધર્મશાળામાંની એક અલગ ઓરડી પોતાને સારૂં ઉઘાડી આપવાની વિનંતી કરી. જે આ લાલચુ રખેવાળે તરતજ માન્ય કરી તેઓ બન્ને ઓરડીમાં જઇ તેનાં બારણાં અંદરથી બંધ કરીને જમવા બેઠાં.

જમી લીધા બાદ વીશીવાળાને જે કહેલાં તે યોગ્ય રીતનાં નાણું ચુકવી આપ્યા બાદ તેના બન્ને થાળ હતા તે લઇ જવા દીધા, અને આજની રાત આજ સ્થળેજ ગાળવાનો નિશ્ચય કર્યો.

મૃગેન્દ્રસિંહ એક સાચો રજપુત હતો. શૈલબાળા પર તેને ઘણોજ પ્રેમ ઉપજ્યો હતો. અને તે જાણતોજ હતો કે તે સુંદરીએ પણ પોતાનો પ્રેમ તેને આપેલો છે. પરંતુ અત્યારના સંજોગોને અનુસરીને તે તેના એક રક્ષકને સ્થાને હતો; જેથી કોઇપણ પ્રકારે તેની અસહાય કિંવા એકાંન્ત સ્થિતિનો લાભ લઇને વિવેક મર્યાદાની હદ ઉલ્લંઘવાનું સાહસ કરવું, તેને યોગ્ય લાગ્યું નહીં; તેણે શૈલબાળાને માટે ઓરડાની અંદર સુવાની વ્યવસ્થા બરાબર રીતે કરાવી આપી અને પોતે ઓરડીની બહાર સૂતો.

સવાર પડતાંજ શૈલબાળાએ ઓરડીની બહાર આવીને જોયું તો મૃગેન્દ્રસિંહ તેની સુવાની જગ્યાપર જોવામાં આવ્યો નહીં.

પરન્તુ મનમાં વિચાર કરતી હતી કે હમણાં આવશે, આટલામાં ગયા હશે. એટલે હમણાં જરા વારમાં આવી પહોંચશે. એમ મનમાં ધારીને મનને શાંન્તિ રાખી તેની આવવાની રાહ જોવા લાગી. આમને આમ અરધો કલાક પસાર થયો પણ તે દેખાયો નહીં. તેણી મનમાં મુંઝાવા લાગી. વધુ એમને એમ

એકાદ કલાક પણ ગયો. ઘણી વખત વાટ જોયા છતાં મૃગેન્દ્ર દેખાયો નહીં એટલે તેણી મનમાં મુઝાઇ ગભરાઇને રોવા લાગી. હે પ્રભૂ! આ અજાણ્યા દેશમાં સાથે આવી, આવી રીતે મૂકીને તે કયાં ગયા હશે! પુરૂષોનાં હૃદય ઘણાં પથ્થર જેવાં હોય છે, શું તેવા નિર્દય હૃદયના આ હશે? શું ત્યારે મને અહીંજ આટલા સુધી મૂકી આવી અધવચ સ્થિતિમાં એકલી અટુલીને પડતી મૂકીને તે પાછો જતો રહયો હશે? ના—ના એમ તો કરે નહીં? તે એક ખરો ક્ષત્રિય છે. ખરો શુરવીર હોય તે અબળાઓને અસહાય હાલતમાં પડતી મુકીને તેને દગો દઇને કદી પણ જતો રહેજ નહીં? ત્યારે તે કયાં ગયો હશે! અહીં કંઈ કેમ જણાતો નથી? હે પ્રભૂ! પ્રભૂ! તારી ગતીને માનવીઓ કોઇ જાણી શકતા નથી. તેમ અનેકવાર નિશ્વાસો નાંખીને આંસુ સારતી બેઠી હતી. પરંતુ હિંમ્મત રાખી છેવટે મનમાં વિચારો કરીને થાકી તે ઉભી થઈ! તેવામાં ધર્મશાળાનો રખવાળ હતો તે શૈલબાળાની પાસે આવીને પુછવા લાગ્યો.

"બાઈ? પેલા ભાઇ ગયા તેમની સાથે તમે પણ કેમ ગયાં નહીં! તમે શું હજુ કેટલા દહાડા અહીં રોકાશો."

શૈલબાળાના મનમાં આ સવાલોથી મોટી ફાળ

પડી, પણ તેણે પોતાનો ગભરાટ ફફડાટ જરા પણ બહાર જણાવવા દીધો નહીં. અને મન શાંત રાખીને મ્હોં ઠાવકું રાખીને કહ્યું.

"એ ભાઇને જરા વહેલાં જવાનું હતું તેથી તે ગયા. શું મ્હારે માટે કાંઇ તમને સંદેશો કહેતા ગયા છે."

"હા એમણે એટલું કહ્યું છે કે મારી ચિંતા કરશો નહીં."

"બસ, એટલુંજ કહ્યું છે! એ શિવાય બીજું કંઇજ નહીં."

"ના કાંઇજ નહીં? પણ તમે મહારા બીજા સવાલનો જવાબ આપ્યો કેમ નથી. તમે અહીં બાઇ કેટલા દહાડા રોકાશો?"

"હું!" શૈલબાળાએ કહ્યું "હું હવે એકાદ કલાકમાં અહીંથી જઇશ. કેમ તમે રોકાવવા સંબંધી શા માટે પુછયું?"

"અરે! મેં તો પૈસા માટે પુછેલું, બીજું તે બાઇ હમારે શું કારણ હોય? આપ વધારે દીવસ રોકાવાનાં હો તો વળી અમારૂં વધારે પાકે. બે પૈસા વધુ મલે. કેમ બાઇ હવે તો તમો સમજ્યાંને?"

"રખવાળ તું એ વાતની ફીકર રાખીશ નહીં. તમને રાજી કરીનેજ હું અહીંથી પસાર થઇશ."

શૈલબાળાએ હિંમ્મતથી આ પ્રમાણે કહ્યા પછી રખવાળ ત્યાંથી જતો રહયો.

શૈલબાળાને કંઇજ સમજ પડી નહીં કે મૃગેન્દ્રસિંહ શા કારણથી જતો રહયો; આખરે તેણે અહીંથી ઉઠાંગરી કરવાનો છેવટે વિચાર કર્યો; રખવાળના હાથમાં તેણે થોડાક દામ મુકીને બહારગામ જવા માટે ચાલવા માંડયું, થોડેક દુર તે ગઇ હશે એટલામાં એક ઝાડી માંથી કેટલાક માણસોએ તેને દીઠી એટલે તુરત નીકળી આવ્યા અને તેઓએ તેણીને ઘેરી લીધી!

શૈલબાળાને નાસવાની જરાપણ તક નહીં આપતાં ચારે બાજુ ઘેરી ઉભા રહી મ્હોંમાં ડુચો માર્યો અને દોરડાંના બંધનથી જકડી લીધી; એ પછી તેને એક કોથળામાં નાંખીને તેઓએ તે જગ્યાએથી ઉઠાવી ચાલતા થયા.

આ મજકુર ગામમાંજ પાછા ફર્યા. અને એક મકાનમાં જઇને તેઓએ તેને એક ઓરડીમાં લઈ જઈને કોથલામાંથી બહાર કાઢી એ પછી તેમનાંમાંનો એક પુરૂષ બોલ્યો, "અલ્યા? આતો પુરૂષ વેષનાં કપડાં પહેર્યાં હશે. એતો કોઇ સ્ત્રી જણાય છે. જુઓ? જુઓ? ને આ તેનો ફેંટો નીકલી ગયો. એટલે તેના લાંબા લાંબા કાળાભમર જેવા વાળ જણાઈ આવે છે. અને.... અને........"

એમ કહીને તેણે તેના મ્હોં ઉપર ચોંટાડેલી ખોટી મૂછો ખેંચી એટલે તે તરતજ ઉખડી ગઇ. તેથી તે પુરૂષ બોલ્યો "જોયું ને તેણે ખોટી મૂછો ચોટાડેલી તે પણ ઉખડી ગઇ. બાઇ, તું કોણ છે? શા માટે મરદનો વેષ પહેરી ફર્યા કરે છે?"

"બોલ? બોલ? બાઇ," તેમ કહીને તેના મ્હોમાંનો ડુચો કાઢી નાંખ્યો. પણ દોરડાના બંધનો રહેવા દીધા.

શૈલબાળા તો આ બધા ઓચીંતા બનાવોથી ગભરાઈ ગઇ હતી. પરંતુ જ્યારે તેણે પોતાની ચારે બાજુ આ નર રાક્ષસોનું ટોળું ઉભું રહેલું દીઠું ત્યારે હવે પોતાના શીયળ રક્ષણની ખાતર હિમ્મત લાવી કહેવા લાગી, હું ગમે તે છું. તમે મને બધા ભેગા થઈ શા માટે કેદ કરી લીધી છે. અને તમે કોણ છો તેનો હમને પહેલો ખુલાસો કરો."

બધા ભેગા થયેલા નર રાક્ષસો મોટેથી હસી લાગ્યા.

એક જણે કહયું "શું તારે તારી વાતનો ખરો ખુલાસો કરી જણાવવું નથી! તારે અમારો ખુલાસો મેળવવો છે કેમ ખરૂં ને? બાઇ, હમે કંઇ આજ કાલના નાના કીકલા નથી કે તારા જેવી એક બાઇ જાતથી ડરી જઈએ. લાંબી લાંબી પંચાતો મૂકી તારી

જાત વિગેરે હમને જણાવી દે. સમજી?"

શૈલબાળાએ કહયું "ચાહે તેમ થશે તો પણ હું કોણ છું તે તમારૂં નામઠામ જાણ્યા વગર હું કહેવાની નથી."

"તમે એટલું ધ્યાનમાં રાખજો કે હું એક ક્ષત્રિય બાળા છું ને તમારા જેવા નર પિશાચોની હું તલ ભાર પણ બીક કે પરવા રાખતી નથી.

આ લોકો વિચારોમાં પડયા કે હવે શું કરવું? તેમણે મસલત ચલાવી જોઇ અને આખરે તે ટોળીમાંના એક જણે કહયું, "જોઇએ છીએ કે તું તારા મગજમાં કયાં સુધી રાઇ ભરેલી રાખે છે! તને ભુખે તરસે અનેક રીતે દુઃખી દુઃખી કરીશું; તું તારા મગજમાં જાણે ખાંડ ખાતી હશે. પણ બાઇ તું યાદ રાખજે કે તારામાં અભીમાન ભરેલું હશે તેના કરતાં હમારામાં વધારે છે તેટલામાં એક બીજાએ કહયું કે દુનીયામાં શેરને માથે સવાશેર એ કહેવત પ્રમાણે પડેલા છે બાઇ સિધી રીતે જણાવ! હમારા જેવા જોડે હઠીલાઈ કરેલી મુદલ કામની નથી.

"તમારે જાણવાની સત્તા શી છે નર રાક્ષસો; તમારા શબ્દોથી હું ડરી જાઉં તેમ નથી."

એટલે એક જણે કહયું કે તે હવડે ઠેકાણે આવે તેમ

લાગતું નથી. એને આ મેડીમાં પુરી ચાલો એટલે દુઃખથી ત્રાસ પામીને તેની હાથેજ કહેશે; માટે સર્વે ચાલો. એમ કહીને તેઓ બધા તે ઓરડીનું બારણું બહારથી બંધ કરી તેને તાળું લગાવીને ચાલતાં થયાં.

પરંતુ આશરે અરધો કલાક વીત્યો હશે એટલામાંજ શૈલબાળાને કાને તે ઓરડીની નીચે જમીન ઉપર ઘાંટાઘાંટા ને બુમો પડતી સંભળાવવા લાગી. કોઈક માણસ બહુજ ગુસ્સે થઇને જેમ બરાડા પાડતો હોય તેમ સંભળાયું.

શૈલબાળાને દોરડાના બંધ બાંધેલીજ અવસ્થામાં ભોંય ઉપર નાંખેલી હતી. તેણે પોતાના કાન જમીન સરસા દઇને તે નીચેના બુમ બરાડાના અવાજ એક ચિત્તે સાંભળવા લાગી.

“અરે ઓ દુષ્ટો? મને ક્યાં ઘસડી લઈ જાઓ છો? પણ યાદ રાખજો કે તમારા આખા ગામના લોકોનો એક દીવસ એવો લાવીશ કે તેઓનો સપાટામાં નાશ કરી નાખીશ”

આ શબ્દોનો અવાજ કંઇક શૈલબાળાએ સાંભલ્યા એટલે બરાબર કાન દઇને સાંભળ્યું, તેણીને લાગ્યું કે તે અવાજ પોતાના પ્રીયતમનોજ હોવો જોઇએ. મૃગેન્દ્ર-સિંહને પણ એ દુષ્ટ લોકો દગા ફટકાથી મારી પેઠેજ

ગઇ કાલે રાતે ઉઠાવી લાવ્યા હશે. તે પોતાની સમીપ હતો—ભલે, કેદી અવસ્થામાં હતો, તોપણ—તેના દિલમાં હિમ્મત આવી, તેણે વિચાર કરી જોયો, દગા સામે દગો કર્યો હોય. કપટની સામે કપટથી કામ લીધું હોય તો આવા દાખલાઓમાં હમેશાં વહેલો વિજય મલે છે. અહીં જો જોર કર્યાથી નાશ પણ થવાનો ઘણોજ સંભવ જણાય છે, તેથી હવે કંઈક નવી યુક્તિ કરવામાંજ સાર છે."

આવો ચોકસ વિચાર કરી જોઇને કાંઈક યુક્તિ કરવી કે જેથી પોતાનો છુટકારો જલદી થાય, નીચે બોલાબોલી હજુ ચાલુ હતી, તોપણ તે તરફ હવે ઝાઝું પોતાનું ધ્યાન રોકવાની તેણે જરૂર જોઇ નહીં.

તે શાંતીથી થોડીવાર પડી રહી, અને મનમાજ યુક્તિ ઘડવામાં રોકાઇ કેટલીક વારે તેણે કેવી રીતે કામ પાર પાડવું તેની યોજના વિચાર કરી ઘડી કાઢી.

થોડીવાર પછી નીચેની ઘુમરાણ ને ઘાંટાઘાંટ બહુ વખત ચાલી નહીં. દીવસના કલાકો એકદમ વહી ગયા અને કેટલીકવાર સુધી જાણે એ મકાનમાં કોઈ માણુ-સજ નથી. એમ શાંતી વ્યાપેલી જણાવા લાગી; આશરે પાંચ-છ કલાક જતા રહ્યા બાદ એક માણુસ શલબાળાની ઓરડી ઉગાડી અંદર આવ્યો અને ચારે બાજુ નજર કરીને તે આવનાર માણુસ બોલ્યો કે નાહાન બાળા!

તું શા માટે દુઃખી થાય છે? અમને તારી સર્વ હકીકતથી વાકેફ કર."

શૈલબાળાએ કહ્યું. "મ્હારી હકીકત હું કહું તેથી તમને શો લાભ થવાનો છે, તે તો તમે જણાવો."

"લાભ તો એજ કે તું કેવી સ્થિતીની બાઇ છો તે અમે જાણી શકીએ. અને તે ઉપરથી તને કેવી શરતે છોડવી એ હમે નકકી કરી શકીએ."

શૈલબાળા—"મને છોડવામાં વળી શરતો કરવાની શું હોય! તમારે પૈસા લેવાના ઠરાવવાના છે કેમ?"

"એ તો તારી બધી હાલત જાણ્યા બાદ શું કરવું તે કહેવાય."

શૈલબાળા—વારૂ ત્યારે સરદાર! મ્હારી સર્વ હકીકત તમારે સાંભળવી હોય તો મારી બે શરત પહેલી પુરી કરો. મને પહેલું ખાવાનું આપો. હું ઘણા દીવસની ભૂખી છું. તે ખાઉં તો ચેન પડે અને બીજી શરત કે મને આ બાંધેલાં દોરડાં છોડી નાંખો. મારૂં શરીર બધુ સજ્જડ રીતે જકડાઈ ગયું છે. જુઓ, હવે મહારા ઉપર દયા કરો. હું તમને મહારી સર્વ હકીકત તે પછી કહીને તમે કહેશો તેટલા પૈસા આપીશ."

"એમ કરીને તારે છુટી જવાની હીકમત કરવી છે. એમ તું ના સમજીશ કે તને ખાવાનું આપીએ અને

છોડીએ, એટલે તો બસ—થઇજ ચુકયું તો! એમ તો નાજ બને."

શૈલબાળાએ હવે પોતાની યુકતીઓનો પહેલો પાસો ફેંકયો. "અરેરે? શું તમને કોમળ શરીરની સ્રીઓની જરાકે દયા નથી આવતી. પુરૂષોનાં જેવી કઠણ કાયાવાળી સ્રીઓ હોય છે ખરી કે? સરદાર? મને હવે લાગે છે કે તમને સ્રીઓ સાથે પુર્વ જન્મનું વેર હશે. જે વખતે સ્ત્રીઓનું દિલ દુભાય તો તે વખતે કેટલાક પોતાના પ્રાણુની પણ પરવા નથી કરતા. પોતાના પ્રાણ પણ આપવા તૈયાર થાય છે એવા એવા રજપુતો ગરાશીઆઓ અને ઠાકોરો આ દેશમાં કંઇક મોજુદ છે તે વખતે તમે આવા કઠણ કાળજાના કેમ છો. એ હું હજી સમજી શકતી નથી." આમ કહીને ઠપકો આપતી હોય તેવી દ્રષ્ટિથી તે તેના મ્હોં સામું જોઇ રહી. તેણીએ એક નયન કટાક્ષ કર્યો.

તે માણસ જરાકવાર વિચારમાં પડયો.

શૈલબાળા બોલી "હું એક ગરીબ રજપુત કન્યા છું. પણ મોટા મોટા દરબારીઓ અને રાજ રજવાડાઓ સાથે મારે ઘણાં ઘણાં ઓળખાણ છે સરદાર; તમને એક પલકમાં હું કોઇ સારા અને મોટા રાજ્યમાંથી માન કીર્તિ અને ધન ચાહશો તેટલું અપાવી શકીશ. પણ હા? હવે માહરાથી......બો.......લાતું........નથી.

આંખે અંધારાં ઘણાં આવે છે. કંઠ રૂંધાઇ જાય છે. જીવ ચુંથાઇ........જાય છે........અરે ઓ પ્રભુ ? આ દુઃખ ક્યાંથી ?"

આમ કહીને શૈલબાળાએ પોતાની આંખો મીચી લીધી; અને જાણી જોઇને આંખમાં આંસુ આણ્યાં, તેણીએ જોઈજ લીધું હતું કે તે માણસની દૃષ્ટિ તેણીની તરફ મોહથી ખેંચાઈ રહી હતી.

પેલો માણસ તેના સામું એકી ટસે ક્યારનો જોઈજ રહ્યો હતો. તે પોતાના બીજા મિત્રોની સલાહ લેવી કે નહી તેના વિચારમાં પડયો હતો.

"તમને પલકમાં કહેશો તેટલું બતાવી શકીશ. સ્ત્રીઓ સાથે તમને પુર્વ જન્મનું વેર હશે ? કોમળ શરીરની સ્ત્રીઓને તમને કઠણ હૃદયવાલાને દયા નથી ? હે પ્રભૂ પ્રભૂ ?" વગેરે વગેરે ઘણા શબ્દો તેના કાનમાં ગુંજાર કરી રહ્યા હતા. શો માર્ગ લેવો, એના સંબંધમાં તેની ગુંચવણ હજી પણ પુરી થઇ નહીં; તે બોલ્યો,

"બાઇ ? અમે તો પૈસાના લોભી આદમી રહ્યા. પૈસો એ અમારો પરમેશ્વર. અમારે પહેલી પૈસાની જરૂર બાઇ. અમે બૈરાંથી બ્હીતાજ ચાલીએ છીએ. પણ એમ છતાં તું મને આમ આવા શબ્દો કહી સતાવું તેના કરતાં કાંઇ વધારે લાભ આપવા

તઇયાર થાય તેની મને કાંઇક ખાત્રી પડે તેમ કરી આપ. બોલ તારૂં કાંઇ ઘરેણું મને હમણાં આપીશ ?

શૈલબાળા હસીને બોલી. "શું ભલા આદમી ? મ્હેં તમને આટલું બધું કહ્યું તોએ તને ખાત્રી થઇ નહીં, અને છેવટે ઘરેણાંમાંજ તારો જીવ ગયો ? વારૂં મને છુટી કરી મને ભોજન આપશો. તેથી જરા સ્વસ્થ થઇને હું તમને વિસ્તારથી કહીશ કે હું કોણ છું, અને કેવી લાગવગવાળી સ્ત્રી છું. તે બધું ધીરે ધીરે જણાવીશ."

"ઠીક જોજે હોં ! તું ફરી જઈશ નહીં." એમ કહીને તે માણસે તેના શરીરે બાંધેલાં દોરડાં છોડી નાંખ્યાં

શૈલબાળા—"હા........હા ?" એમ કહીને છુટકારાની જરા શાન્તિનો ઉદ્દગાર કાઢયો. "હવે મને કાંઇક ખાવાનું લાવી આપો." શૈલબાળાએ કહયું.

તે માણસ યંત્રની પેઠે કાંઇપણ બોલ્યા વિના ત્યાંથી જતો રહયો. શૈલબાળાએ તે કેવી વૃતિનો છે કેવા પ્રકારનો છે, તે સર્વ રીતે જાણી લીધું. પૈસાને પુજનારો એ માણસ ઘણોજ લોભી છે. પણ કોઇ જાતના વિકારો વાળો નથી. આમ જોઇને તે કાંઇક ખુશી થઇ. દશેક મીનીટમાં તે એક રોટલો અને ગોળ લઇને આવ્યો.

"બાઈ! ખાવાનું તો આ છે! એ શિવાય બીજું કાંઇજ નથી." તે તેને આપતાં બોલ્યો.

શૈલબાળા—કાંઇ ચિંતા નહીં, સ્હેજ મલ્યાં સો દુધ બરાબર વારૂં સરદાર? મ્હેં તને કહયું હતું તે પ્રમાણે હું મારૂં વચન પાળું છું, આ મારૂં હાથનું કંકણ લ્યો! અને મને બરાબર અર્ધા કલાક પછી તમે મારી પાસે આવજો, એટલે હું સ્વસ્થ થઈને તમને ઘણી ઘણી જાણવા જેવી અનેક રીતની વાતો કરીશ." તેણે પોતાના હાથમાંથી કંકણ કાઢી આપ્યું. તે લઇ ખુશી થતો થતો તે માણસ ત્યાંથી ચાલ્યો ગયો, શૈલબાળાએ હવે તે ઓરડી અંદરથી બંધ કરી દીધી.

રોટલોને ગોળ ખાવાની તેની જરાપણ વૃત્તિ નહોતી તેથી તે એક કોરણે મૂકી દીધાં. એ પછી ઓરડામાં તેણે આસપાસ નજર નાંખી તો તેના જોવામાં આવ્યું કે ઓરડાને એકપણ બારી ન હતી. જમીનમાં પણ ક્યાંયે જાળીઉં ન હતું. છાપરાં તરફ તેણે નજર કરી, ઓરડીની દિવાલો તરફ નજર કરી. તેને જણાયું કે છાપરૂં પોતાની ઉંચાઇથી બમણી ઉંચાઇ જેટલું ઉંચે હતું. એક દીવાલમાં આડાઅવળા બે ત્રણ ખીલા ખોસેલા જણાતા હતા. તેને વિચાર આવ્યો કે એ ખીલાઓ મારફત દીવાલ ઉપર ચઢીને છાપરૂં ખોલી

નાંખવું, અને તે દ્વારા છાપરા ઉપર ચઢી જઇને બહાર પડવું સહેલાઇથી ઠીક થઇ પડશે.

વખત ખોવામાં હવે સાર નહોતો. પોતાને માથે તેણે ફાળીઉં જલદી વીંટી લીધું. જે દોરડાંથી તેને બંધ બાંધ્યા હતા તે દોરડું તેણે દિવાલના એક ખીલામાં સટકીઉં વાળીને પરોવી દીધું, અને પછી તે ખીલાઓ મારફત દિવાલ ઉપર ચઢવા તૈયાર થઇ. જમિનથી પાંચેક ફીટની ઉંચાઇએ એક ખીલો હતો. અને તેનાથી ઉંચે પણ ત્રાંસી લીટીમાં ત્રણેક ફીટ દૂર એક બીજો ખીલો હતો. શૈલબાળાએ પ્રથમના ખીલામાં દોરડું નાખ્યું દોરડાને વળગીને તે દિવાલે ઓઠંગતાં ઓઠં-ગતાં પહેલા ખીલા પાસે ગઇ. તેના ઉપર એક પગ મુકીને તરતજ તેણે દોરડું એક હાથમાં મજબુત રીતે પકડી રાખીને બીજો ખીલો બીજા હાથથી પકડી લીધો. તે ખીલા ઉપર દોરડું નાંખીને તે બીજા ખીલા ઉપર ગઈ અને છાપરાની એક વળી તેણે સજ્જડ રીતે પકડી લીધી. ધીમે ધીમે ત્રણેક નળીઆં દુર કર્યાં. ખપાટીઆં ભાંગી નાંખ્યાં અને એક મોટું જાળીઆ જેવડું બાકું છાપરામાં બનાવી દીધું.

ચપળતાથી આ રજપુતાણી પોતાના બીજા હાથે એક બીજી વળી પકડી લઈને શરીરનું સમતોલપણું સાચવી છાપરાની બહાર કુદી પડી!

હવે તે તો જાતે સ્વતંત્રતામાં હતી. પણ તેને પોતાની એકલીનીજ સ્વતંત્રતાથી સંતુષ્ટ થવાનું ન હતું. મૃગેન્દ્રસિંહને તે છોડવવા માગતી હતી. તે ધીમે ધીમે છાપરાંનાં નેવાં આગળ ગઈ અને માથું નેવા તરફ રાખીને તે છાપરા ઉપર સુઇ ગઇ. તેણે નીચે જોવા માંડયું તો એક નળીનો રસ્તો જણાવા લાગ્યો. તેણીએ બારીકાઇથી તપાસ કરવા માંડી ને તેને પરિણામે તેની આંખમાં ચમકારો જણાયો. હૃદય વધારે ધડકવા લાગ્યું. એક જાળીઉં નીચેના ઓરડાને હોય એમ તેને અનુમાનથી લાગ્યું, પોતાનું ફાળીઉં તેણે નીચેના લાકડાના થોભીઆને બાંધ્યું. માથાના .વાળનો બરોબર રીતે અંબોડો બાંધ્યો; તેણીએ ખિસામાંથી એક રૂમાલ કાઢી તેનાથી માથું બાંધી લીધું અને પછી ફાળીઆના લટકતા છેડા મારફતે તે ધીમે ધીમે જમીન તરફ સરકવા લાગી. ફાળીઉં ઘણુંજ મોટું હતું એટલે તે જાળીઆ સુધી હરકત વિના જઇ પહોંચી. જાળીઆ પાસે ધીરે જઇ જુએ છે તો તેને લોઢાના શળીઆ હતા.

તેણી તે જાળીઆનાં શળીઆ ઝાલીને અઢુકડી બેઠી; અંદર મૃગેન્દ્રસિંહ લમણે હાથ દઈને નીચું માથું ઘાલીને ઘણાજ ઉંડા વિચારમાં બેઠેલો હતો. તેણે સિસોટી વગાડીને તેને જાળી પાસે બોલાવ્યો અને કહેવા લાગી.

તમારે છુટા થવું છે કે પડયાં પડયાં વિચારોમાં ગોથાં મારવાં છે?"

"કોણ? શૈલ—"

"ચૂપ વાત કરવાનો હાલમાં સમય નથી. આ શળીઆ ઉખાડી નાંખવાનું બળ છે કે નહીં.! શું આમ નમાલા જેવા ઉંડા વિચાર શૂન્ય બેસી રહયા છો? જલદી પ્રયત્ન કરો! એટલામાં હું બજારમાંથી એક છીની હથોડી અથવા કુહાડી પેદા કરી લાવું છું."

મૃગેન્દ્રસિંહ અત્યાર સુધી ઘણા ઉંડા વિચારો કરી નિશ્વાસો નાંખ્યા કરતો હતો, ને છેવટે નિરાશ થતાં હે પ્રભૂ! મ્હારી આ સ્થિતિમાં પડયાં પડયાં કયાં સુધી સબડવાનું હશે! પરંતુ હવે જ્યારે એક અબળામાં તેણે ઘણીજ સારી રીતે ચપળતા આવેલી જોઇ અને તે અબળા પોતાને છોડવવા માટે જ્યારે તૈયાર થઇ ગઇ છે એમ તેને ખાત્રીથી લાગ્યું એટલે તેનામાં એક જાતની લજ્જા ઉત્પન્ન થઇ. "શું એક સ્ત્રી કરતાં પણ હું નપાટ! કયાં ગયું મારૂં રાક્ષસી બળ? કયાં ગયું મારૂં ક્ષાત્ર તેજ? હે એકલિંગજી ભગવાન! હવે તું મને સહાય કર!" એમ મનમાંજ ગણગણીને તેણે જાળીઆના શળીઆ ઉખાડી નાંખવાના પ્રયત્નો આરંભ્યા; ઉપર અને નીચે જે લાકડાના કડકાઓમાં તે લોઢાના શળીઆ બેસાડેલા હતા તે લાકડાના કટ-

કાઓ પાસેજ તેણે બળપુર્વક પોતાનું જોર ઘણીજ સારી રીતે હિમ્મતથી અજમાવ્યું, તેણે પોતાનામાં હતું તેટલા બળનો ઉપયોગ કર્યો. તેમ કરતાં તેનું આખું શરીર પરસેવાથી ભરાઇ ગયું. છેવટે તે પોતાના પ્રયત્નમાં ફ-તેહ પામ્યો.

હવે તેની ખુશાલીનો જરાપણ પાર રહયો નહીં તેણે એકદમ જાળીને વાટે બહાર પડવું ઉચિત ધાર્યું; અને જેવો તે બહાર પડયો કે, પાછળથી કોઇ કે બુમ મારી, "બદમાશ! નાઠો કે! ઉભો રહે, કેદી હરામખોર, ઉભો રહે."

ગલીના નાકા આગળ સામેથી શૈલબાળા પણ ઉતાવળી એક કુહાડી લઇને આવતી જણાઈ. તે શૈલબાળાને એકદમ મલ્યો ને કહ્યું કે તેઓની નાસવાની વાત પકડાઇ ગઇ છે; તેથી તેઓએ એકદમ નાસવા માંડયું શૈલબાળા ઘણીજ હિમ્મતવાલી હોવાથી તેનામાં શૌર્યતા આવી ગઇ. તેઓ એકદમ નાસવા લાગ્યાં. કહેવત છે કે, "રામ રાખે તેને કોણ મારે."



## પ્રકરણ ૧૨ મું.

—:o:—

### પ્રણય બંધન.

શૈલબાળાએ ઠગારાઓની ટોળીના સરદારને આપેલો અર્ધા કલાકનો અવધિ પુરો થવાની લગભગ હતી, તે વખતે તે સરદાર તેની ઓરડી આગળ ધીમે ધીમે ગયો અને બારણું ઠેલવા લાગ્યો તો અંદરથી બંધ જણાયું. તેણે તે ખુબ જોરથી હચમચાવ્યું, ખુબ બળ કરીને હાથવતી ધકેલ્યુ, તેને જોરથી લાતો મારી પણ સઘળી મહેનત વ્યર્થ ગઇ. કળથી તેમજ બળથી ઉઘાડવા પ્રયત્ન કર્યા. તેણે બુમોપર બુમો મારી પણ અંતે નિરાશાજ મળી.

"બાઇ ? ઓ બાઇ ?" પણ બાઈ અંદર હોય તો બોલેને ? તેને હવે બરાબર રીતે શક પડયો કે જરૂર એ બાઇએ દગો કર્યો હોવો જોઇએ. બારણું અંદરથી બંધ હતું અને પોતે અત્યારે એકલો હતો. તેના બીજા બધા સાથીઓ ગામમાં ગયેલા હતા. હવે શું કરવું ?

તેણે મૃગેન્દ્રસિંહની તપાસ કરવાનો નિશ્ચય કર્યો. કદાચ બેઉએ મળીને દગો તો નહિં કર્યો હોય !

આથી તેણે તેની ઓરડી ઉઘાડી તો તેમાં મૃગેન્દ્રસિંહ દેખાયો નહીં. જાળીના શલીઆ તોડેલા દેખી તેણે જાળી બહાર ડોકું કરી જોયું તો મૃગેન્દ્રને આપણે પાછલા પ્રકરણમાં જણાવેલી ઝુમો મારી અને તરતજ તે બારી વાટે તેની પાછળ બહાર દોડવા લાગ્યો.

મૃગેન્દ્રસિંહે ધીરેથી પાછળ જોયું તો પેલો ઠગારો તેની પાછળ ખુબ જોરથી દોડતો જોયો. મૃગેન્દ્રસિંહના મનમાં વેર લેવાની તીવ્ર ઇચ્છા થઇ. તેટલામાં ઠગારો આવી પહોંચતાં બન્ને જણ ઘણાજ સખત રીતે લડવા લાગ્યા અને મુકકા મુકકીથી એક બીજાને મહાત કરવા લાગ્યા. મુકકા મુકકી થોડીવાર ચાલ્યા બાદ તેઓ હવે કુસ્તી કરવા લાગ્યા. એકને બીજો નીચે પાડવા યત્ન કરવા લાગ્યો. કદાચ મૃગેન્દ્ર થાકી જાય તો શું કરવું તેનો શૈલબાળાએ હવે સંપુર્ણ નિશ્ચય કરી લીધો. તેણે પોતાના હાથમાંની કુહાડીનો અગાઉ જાળીઓ તોડવા માટે ઉપયોગ કરવા ધાર્યો હતો કે તેના વડે જાળીમાંનો લાકડાનો ભાગ છોલીને મૃગેન્દ્રસિંહને છુટો કરવો, પણ એ ઉપયોગને બદલે હવે તેણે આ ઠગારાના દેહને તેના આત્મામાંથી તે કુહાડી વડે છુટો કરવાનો વિચાર મન સાથે કર્યો. તેણે તરતજ બન્ને જણા ઝપાઝપી કરતા હતા ત્યાં આગળ જઇ કુહાડી પોતાના બંને હાથ વતી ઝાલીને ઉંચી કરી. અને તેનો ઘા પોતાના બાહુબળથી

ઠગારાના ખભા ઉપર સજ્જડ લગાવ્યો. એટલે તરતજ તે ચીસ પાડીને જમીનપર તુટી પડયો.

મૃગેન્દ્રસિંહ અને શૈલબાળા તેની હાલત હવે શી થઈ તે જોવા માટે જરાપણ ઉભાં રહ્યાં નહીં, અને તે ગલીમાંથી તરત પસાર થયાં, અને ગામના મોટા મોટા રસ્તાઓ જલદી વટાવીને ગામ બહાર નીકળી ગયાં.

તેઓ બંને જણે નાગૌરદુર્ગના માર્ગો તરફ હવે જવા માંડયું. જંગલો, ખેતરો, અને એક બે બીજાં ગામડાં પસાર કરી તેઓ રાતના લગભગ પ્રથમ પ્રહરે નાગૌરદુર્ગના કિલ્લા પાસે આવી પહોંચ્યાં. માર્ગમાં શૈલબાળાને કેવી રીતે ઠગારાઓએ પકડેલી અને કેવી રીતે છુટી થઇ તેની સર્વ હકીકત મૃગેન્દ્રસિંહને તમામ સવિસ્તર કહી સંભળાવી, અને મૃગેન્દ્રે પોતાને જે જે હકીકતો બનેલી, તે તમામ કહી; કેવી રીતે બેશુધ્ધ કરીને ઉપાડી જવામાં આવેલો, વગેરે તમામ વાત કહી સંભળાવી. તેઓ વાતો કરતાં જતાં હોવાથી રસ્તો સહેલાઇથી કપાઇ ગયો.

હવે શૈલબાળાને કશો ભય ન હતો. કિલ્લાનો છુપો દરવાજો કયાં આગળ આવેલો છે તેની ખબર શૈલબાળાને બરાબર રીતે હતી. મૃગેન્દ્રસિંહ અહીંથીજ હવે છુટો પડવા અને પોતાના ભાઇ રૂદ્રસિંહજીના લશ્કરને

જઇ મલવા માગતો હતો. હવે હું અહીંથી ચાલ્યો જઈશ. હવે તમો તમારી હદમાં આવ્યાં છો ? મ્હારા ભાઇ રાહ જોતા હશેજ ? એમ કહી તેણે રજા માંગી. પણ શૈલબાળાએ તેને ઘણોજ આગ્રહ કર્યો, "ના ! ના ! મારા સમ ! વધુ નહીં, તો એક દીવસ તો તમારે જરૂર રહેવુંજ પડશે. મારી બહેન પન્ના કુમારીને તમારો પરિચય મારે કરાવવોજ જોઈએ. તેઓ તમને જોઇને બહુજ ખુશી થઇ જશે ?" આતો એક બહાનું હતું કારણ કે તેણી તેનાથી છુટી પડવા માગતીજ નહોતી. કારણ કે એવી કઇ સ્ત્રી હશે કે જે પોતાના પ્રેમીને પોતાનાજ હાથે દુર જવા રજા આપે !

" પણ ભાઇએ મારે માટે ખાસ એક સૈનિકને અરિકન્દની સરહદ આગળ ઉભો રાખ્યો હશે. અને તે પોતે મારી ઘણીજ રાહ જોતા હશે. હું જો જરા મોડો થઈશ તો જરૂર તે મને ઠપકો આપશે." મૃગેન્દ્રસિંહે જવાબ આપ્યો.

"જો કદાચ તમારા ભાઇ રૂદ્રસિંહજી તમને ઠપકો આપે તો કહેજો કે કોઈના શારિરિક બળ સામે હું જીતી શકું છું, પણ મનોબળ આગળ હું લાચાર થઇ જાઉં છું ?" શૈલબાળાએ હસીને કહ્યું.

"મારી સામે કોનું મનોબળ ફાવી શકે તેમ છે ?"

" તમારા હૃદયનેજ પુછોને ? મને શું પુછોછો ?"

"મ્હેં મારા હૃદયને પુછ્યું છે ને મને જવાબ મલ્યો છે કે મારી સામે કોઇનું મનોબળ જીતે તેમ નથી. લ્યો હું તો આ ચાલ્યો ?" તેમ કરી મૃગેન્દ્રસિંહે ધીરે ધીરે પાછા ચાલવા માંડયું. કિલ્લા પાસે તેઓ હતાં. આસપાસ ઘણુંજ અંધારૂં હતું—એ અંધારામાં આંખો ચમકાવીને શૈલબાળાએ મૃગેન્દ્રસિંહનો હાથ પકડયો.

"શૂરા કુમાર, આટલા બધા અવિનયી ના થાઓ. સમજ્યા કે ! મને સહી સલામતીથી મારા મકાને પહોંચાડયા વિના એકલી અટુલી મૂકી જતાં શું તમે શરમાતા નથી ? શું આશ્રિત બાળાને એકલી મુકી જવામાંજ ત્હમારી મહત્તા છે !"

શૈલબાળાનો હાથ અત્યારે મૃગેન્દ્રસિંહને અડકતાં તેના હૃદયમાં કાંઇ અજબ ઝણકાર થયો હતો. શૈલનાં નયન કટાક્ષોથી તે પ્રથમથીજ ઘાયલ થયો હતો, પણ હવે ત્હેના સુંદર હાથોનો સ્પર્શ થતાં તે વધારે મહાત થયો. તેના મંજુલ શબ્દો તેનાં હૃદયમાં રણકાર કરી રહ્યા. મૃગેન્દ્રસિંહ કે જે પ્રથમ દર્શને શૈલની ઉપર મોહિત થયો હતો તે તેની વિનંતી કેવી રીતે પાછી ઠેલી શકે ! એક બાજુ શત્રુ સામે લડવા જવાની ઉતાવળ હતી બીજી બાજુ એક સુકુમાર સુંદરીનું વચન માન્ય કરવાનું હતું ! છેવટે પ્રણય પ્રેમનીજ જીત થઈ !

"ક્ષત્રિયાણીઓએ આજકાલ પુરૂષોને કાનની બુટ પકડાવે એવાં પરાક્રમો કરવા માંડયાં છે! છતાં પણ જો તમારા ઘર પાસેજ તમને બીક લાગે એવું તમારૂં મન પોચું થઈ ગયું હોય તો ચાલો હું તમારી સાથે આવવા તૈયાર છું."

શૈલબાળા હસતી હસતી કશો પણ જવાબ દીધા વીના કિલ્લા તરફ ચાલવા લાગી. અને મૃગેન્દ્રસિંહ તેણે કેમ કાંઇ જવાબ તે વખતે દીધો નહીં. એ માટે મનમાં વિચાર ચકીત થતો થતો તેની પાછળ જવા લાગ્યો. અત્યારે ત્હેની આંખોની જ્યોતિ શૈલ હતી ને તેના તેજથી તે તેની પાછળ જવા લાગ્યો.

કિલ્લાની દિવાલ આગળ એક સ્થળે આવી પહોંચતાં શૈલબાળાએ દિવાલને પોતાનો હાથ અરકાડયો એટલે અંદરથી બે મોટા ધબકારા થયા. તેના જવાબમાં શૈલબાળા બોલી,

"મહારાજા."

એટલે દિવાલમાં એક મોટું જાળી જેવું બારી જેવું નાનું જણાયું ને તેમાંથી નીચા નમીને અંદર બન્ને જણ સાથે તે બારી વાટે દાખલ થયાં.

એટલે અંદર એક પહેરેગીર ઉભો હતો. તેઓ દાખલ થયાં એટલે તેમના સામે પહેરેગીરે દીવો ધર્યો.

શૈલબાળાને તેણે ઓળખી ને નમન કર્યું અને પુછયું, "આપ સાથે આ યુવાન——"

"એ આપણા હિતસ્વી છે. તેઓ મારી સાથે આવ્યા છે."

"પરંતુ તેમને દાખલ કરવાથી મને કોઈપણ રીતે ઠપકો નહીં મળેને——"

"અરે મુર્ખ છે શું? છુપો શબ્દ તો તને કહી સંભળાવ્યો, તે મારી સાથેજ આવેલા છે એમ કહ્યા છતાં પુછે છે? તે આપણા હિતસ્વી રાજયવીર છે. પછી તારે વધારે આનાકાની કરવાની શી જરૂર છે!" શૈલબાળાએ દમ ભરાવ્યો.

પહેરગીર ચુપ થઇ ગયો, અને શૈલને તેણે પુનઃ નમન કરી દરવાજો બંધ કરી દીધો; તેઓ અંદર દાખલ થઇને રાજમહેલને રસ્તે જવા લાગ્યાં. રસ્તામાં ચાલતાં ચાલતાં મૃગેન્દ્રસિંહે કહયું.

"વાહ સુંદરી! તમે તો ઘણુંજ જબરાં છો હો?"

"પણ તમારા મનોબળ સામે એ બધું નિરર્થક છે?"

શૈલબાળા હસીને બોલી અને તેની સામે જોઈ રહી. મૃગેન્દ્રસિંહ આ જવાબથી ચકિતજ ગઇ ગયો. તેણે કિલ્લામાં આવતા પહેલાં તેને કહયું હતું કે, "તમારૂં મન ઘણુંજ પોચું થઈ ગયું હોય તો હું તમારી સાથે

આવીશ." તે વખતે શૈલબાળાએ જે ચુપકીદી ધારણ કરી હતી તેનો વ્યાજ સાથે અને પોતાને એકકી સામટો ચુપ કરી નાંખે એવો આ હાજર જવાબ હતો. તેણે પોતાના મનોબળની બડાઇ મારી હતી પણ એ મનોબળ અત્યારે તો તે બાળાના પાશમાં જકડાઇ ગયું હતું એટલે તે બડાઇ પણ નિરર્થક ઠરી, પરંતુ તેણીના શબ્દોથી તેના હૃદયમાં આનંદ થયો. પોતાની મનોહારિણી આટલી બધી ચબરાક છે એ જોઇને કીયો ક્ષત્રિય અથવા તો કહો કે કિયો સામાન્ય પુરૂષ પ્રસન્ન થાય નહીં? હંમેશાં રીવાજ પ્રમાણે પોતે પસંદ કરેલી ચીજ જોઇ દરેક મનુષ્ય આનંદ પામે છે તો આતો એક સુકુમાર સુંદરી! એક તો તે તેના સૌંદર્યપર મોહિત થએલો હતો ને બીજું દુશ્મનોના હાથમાંથી બહાદુરી કરી તેના પ્રાણ બચાવ્યા હતા. મૃગેન્દ્રસિંહ ખરી રીતે તો તેનાપર દીવાનોજ થઈ ગયો હતો.

"મહાત કરેલા કેદીને ટાંણા મારવા એ શું ક્ષત્રિયાણીનો ધર્મ છે!" તે બોલ્યો.

શૈલ—"એવો કેદી ક્યાં આગળ છે?"

"મૃગેન્દ્ર—આ તમારી સમીપ ઉભો છે તે? સુંદરી? હવે તો જ્યારે મારૂં મનોબળ તમારામાં સમાયું છે, ત્યારે મને પોતાને તમારામાં——

" હાં...........હાં...........આતો રાજમાર્ગ છે! તમારૂ એ જાતનું ભાષણ તો રાજમહેલમાંજ શોભે."

શૈલે હસીને જવાબ દીધો અને જાણે પોતે તેના કેહવાનો બધો મર્મ સારી પેઠે સમજી ચુકી હોય તેમ તેનો હાથ પોતાના હાથમાં લઇને જરાક દાબ્યો; એ પછી થોડીકજ વારમાં તેઓ રાજમહેલમાં જઈ પહોંચ્યાં.

શૈલે, રાજકુમારી પન્ના પાસે જઈને રૂદ્રસિંહ તરફથી કંકણના સ્વીકારની તથા રિવાજ મુજબ તેનાં તરફથી અપાયલી બનારસી સાડીની વાત કરીને તે સાડી તેને ભેટ કરી તેણે વધારામાં જાહેર કર્યું કે, રૂદ્રસિંહજી પોતાનું સૈન્ય લઇને નીકળી પણ ચુકયા છે અને જે વખત પસાર થાય છે તે દરમિયાન આપણે સાંભલીશું કે તેમણે શત્રુ દળના કુચ્ચેકુચ્ચા ઉરાડી દીધા છે.

"વાહ બહેન, વાહ! હું તારો કેટલો બધો આભાર માનું?" "વધારે તો શું કહું પણ રૂદ્રસિંહજીના નાનાભાઇ મારી સાથે મને અહીં સુધી મુકવા આવેલા છે."

" બહેન ? શું ત્યારે મને પહેલેથી કેમ એમના આવ્યાની વાત કહી નહી. અને તેમને તારી સાથેજ મારી પાસે કેમ લાવી નહી."

"બહેન, એનું કારણ એ છે કે તેઓ પોતાના

શરીર બળ કરતાં મનોબળ ઉપર ખુબ આધાર રાખે છે. ઠગારાઓના ગામમાં હું તેમની સાથે પકડાઇ ત્યારે તેમણે લોઢાના શળીઆ એક જાળીમાંથી પોતાના શરીર બળ વડે હચમચાવી કાઢી નાંખ્યા અને પોતે છુટા થયા. પણ પોતાના એ શરીર બલની વડાઈ કરવી તે તેમને ગમી નહીં, એટલે અહીં કિલ્લા આગલ આવીને તેઓ મનોબલથી પાછા જવા માગતા હતા. મ્હેં બહુ બહુ કહયું પણ તે પાછાજ ચાલ્યા ગયા!"

"અરે વાહ! આ તું શું બોલે છે! પહેલાં કહ્યું કે અહીં સુધી તે આવ્યા છે ને પાછી કહે છે કે ચાલ્યા ગયા."

"હવે આમાં ખરૂં શું?" પન્ના કુમારીએ આશ્ચર્ય ચકિત થઇને પુછ્યું.

"તમારે ખરૂં જાણવું હોય તો તેમને પોતાનેજ બોલાવીને પુછી જુઓને બ્હેન, દ્રઢ મનોબળથી પાછા જવાનું કહીને તેઓ આપણા કિલ્લામાં કોઇની પાછળ ભમતા ભમતા આવ્યા હશે તો? મને હજી બરાબર ખબર નથી કે તેઓ કિયા મનોબળથી આવ્યા હશે?" આમ કહી શૈલ હસી પડી.

ચતુર પન્ના કુમારી તેના હસવા ઉપરથી તુરત સમજી ગઇ કે શૈલબાળાએ રૂદ્રસિંહજીના નાના ભાઇને

જરૂર પ્રેમબંધનથી જકડી લીધો હોવો જોઇએ. તેણે શૈલના ગાલ ઉપર વ્હાલ ભર્યો ધીમો તમાચો લગાવી કહ્યું "મ્હેં તને કંકણ આપવા મોકલી હતી કે આ પ્રેમબંધન માટે ?"

"બ્હેન ? મને શું કહો છો જે ? એમાં મહારો ગુન્હો કે વાંક——"

"એજ કે બે ભાઇઓને બંધનમાં નાંખ્યા ? વાહ બ્હેન વાહ ? એકને કંકણ બંધનમાં અને બીજાને—"

"વાહ વળી બીજાને શુંય ! શેમાં વળી ?"

"વાહ વળી તે એ કે પ્રણય બંધનમાં ?"

સ્વાભાવિક રીતેજ શૈલથી હસી જવાયું, પન્ના કુમારીએ તે પછી એક દાસીને મોકલી મૃગેન્દ્રસિંહને પોતાની પાસે બોલાવ્યો. તેને ઘણાજ યોગ્ય વિનય ભર્યા શબ્દોમાં તેના ભાઇ રૂદ્રસિંહજીનો આભાર માન્યો. તેણે ઇચ્છયું કે રૂદ્રસિંહજી ટુંક વખતમાં જય મેળવે અને સૌ રીતે સારા વાનાં થાય.

મૃગેન્દ્રસિંહે ક્ષત્રિયોની ફરજ વિષે એક ટુંકું વિવેચન કર્યું, અને પોતાના ભાઇએ આ કાર્યમાં પોતાનો ધર્મ બજાવવા શિવાય બીજું કાંઇજ કર્યું નથી એમ પણ કહ્યું. તે આમ કહેતો હતો એટલે શૈલથી બોલ્યા વિના રહેવાયું નહીં. તેણે કહ્યું, "બ્હેને

તો કેવળ રૂદ્રસિંહજીનોજ આભાર માન્યો. પણ હું આપનો પણ આભાર માનું છું. આપે મારૂં રક્ષણ કર્યું, અને મને અહીં સુધી સહી સલામતીથી પોંહ-ચાડી એ આભાર હું કદી પણ વિસરી શકીશ નહીં."

પન્નાએ કહયું, "ખરૂં છે. સિંહના બાળ સિંહ સમાંજ હોય. તેમ તમે પણ તમારા વીર બંધુ જેવા દરેક કાર્યમાં કુશળતા વાપરો છો એ વાત જાણી મને ઘણોજ આનંદ થાય છે. માર્ગમાં તમારા ઉપર જે જે વિટંબણાઓ પડી હતી પણ તમે તે તમારા અનુપમ શરીર બળથી દુર કરી મારી બ્હેનને ઠગારાઓના હાથમાંથી બચાવી માટે હું અને તે બન્ને તમારાં આભારી છીએ."

"આપે શૈલવતીની પોતાની બહાદુરીની વાત સાંભળી લાગતી નથી. જો તેમણે પોતે છાપરા વાંટે બહાર નીકલી મારામાં ઉત્સાહ પૂર્યો નહોત તો ઠગારાઓના પાશમાંથી હું વખતસર છુટી શકયો. હોતજ નહી તમારાં બહેને વળી અરિંકન્દ આવતાં આવતાં મોગલ સિપાઇઓને થાપ આપીને પોતાની સમયસૂચકતાની છાપ પણ અમારા ઉપર પાડી છે. એ વખતે તેમણે લીધેલો પુરૂષ વેષ જોઇને ખરેખરે કોઇ ત્રાહિત તો એમજ સમજે કે તેઓ પુરૂષજ છે સ્ત્રી નથી; પણ માત્ર વેષજ નહી,

પરંતુ તેમનાં કાર્ય જોઇને હું તો એમજ કહું છું કે તેઓ પુરૂષના મોંમાં આંગલાં પકડાવે એવાં બહાદુર અને હિમ્મતવાન છે."

"તમને ત્યારે એના એ બે ગુણોની ખાત્રી બરાબર થઇ ચુકી છે ને?" પન્નાએ હવે રમુજ શરૂ કરી.

"મારે નિષ્પક્ષપાતપણે કહેવું જોઇએ કે તેઓ ભલભલા પુરૂષોને પણ લજવે એવાં અનેક કાર્ય કરી શકે છે." શરળ મનથીજ મૃગેન્દ્રસિંહે જવાબ આપ્યો.

"ત્યારે તો પુરૂષોનું મનોબળ મારી બ્હેન શૈલબાળા આગળ નિરર્થકજ છેને?" પન્નાએ કહ્યું.

હવે મૃગેન્દ્રસિંહ સમજ્યો કે આ ટોળ શરૂ થઇ છે ને તેને બનાવવાનો વિચાર તે બંને બાળાઓએ કર્યો છે.

તે શૈલબાળા તરફ જોઇ રહ્યો. શૈલબાળા નીચું જોઇને વક્ર દ્રષ્ટિથી તેના તરફ જોવા લાગી. "આનો જવાબ હું હાલ તુર્ત આપી શકું નહીં." મૃગેન્દ્રસિંહે વાત ઉડાવવા માટે જવાબ દીધો.

શૈલવંતી—બહેન? તેમણે તો મને એનો જવાબ એવો આપ્યો હતો કે—

"કોઈની ખાનગી વાત તમારે તેની પરવાનગી વીના કહી દેવી જોઇએ નહીં." મૃગેન્દ્રસિંહે અધ-વચમાંજ કહ્યું.

શૈલવતીએ મૃગેન્દ્રસિંહની સામે આવીને અને પન્નાકુમારીની પુઠ કરીને કહ્યું, "એ વાત તો રાજ-માર્ગમાં કહેવાયલી હતી. તમે ચોખ્ખું તે વખતે જણાવ્યું હતું કે——"

આમ કહીને શૈલવંતી પન્નાકુમારીને સંબોધવા માટે પાછી ફરી પણ જુએ છે તો પન્ના ત્યાં ન હતી. તે સમજી ગઈ કે બ્હેન ખરે સમયે વિદાય થઈ ગયાં છે. બે પ્રણયી જ્યાં એકાંતમાં હોય ત્યાં ત્રાહિત માણસ તેઓને વિઘ્નરૂપ થઇ પડે છે.

મૃગેન્દ્રસિંહે હવે વખત ખોયો નહીં. તરતજ ઘુંટણ મંડીએ પડીને તે બોલ્યો. "વિરાંગના, તારાં પુનઃ ને પુનઃ વખાણ મારા મુખે એકવાર નહીં પણ સહસ્ત્ર-વાર કરવા હું જાતે તૈયાર છું; કારણ કે હું તારો—"

શૈલબાળાએ પોતાના બંને હાથથી તેને ઉઠાડતાં ઉઠાડતાં કહ્યું. "મારા મનોપ્રદેશમાં રહો, અને આનંદ કરો, ખુશ રહો ને રાખો! હું સદાને માટે તમારી કિંકરી થઈને રહીશ."

છું કીંકરી હું આપની, તમ ચરણુની સેવા કરીશ;
મ્હારી અમોલી જીંદગી, તમ સ્નેહ માટે હું ધરીશ.

જ્યાં હૃદય બંને એક છે, જ્યાં પ્રણયનાં સામ્રાજ્ય છે,
અર્પી મ્હને સ્નેહાંજલી, તમ હૃદયથી ઉપકૃત કરો!

વાચકવૃંદ! અત્રે વિશેષ કહેવું જરૂરનું નથી પણ આ બંને જણાં એક બીજાને જીંદગી અર્પણુ કરી ચુકયાં. તેઓ બન્ને એકલા અનેક પ્રકારની આનંદ ગોષ્ઠિમાં પ્રવૃત હતાં તેવામાં એકદમ એક દાસી હાંફળી ફાંફળી શૈલવતી પાસે આવીને કહેવા લાગી.

"બહેન? ઓ બહેન? બાપુ આપને તાકીદે બોલાવે છે? કોઈક માણુસ કિલ્લામાં છુપાઇ આવ્યો છે અને તે માણુસ તમારી સાથે આવ્યો છે એમ કહે છે. આથી બાપુ તમારા પર ઘણાજ ગુસ્સે થઇ ગયા છે. તેઓ કહે છે કે તમે કિલ્લા બહારજ શા માટે ગયાં હતાં. તેઓ આપને ખુલાસો કરવા હાલ તુરતને તુરતજ બોલાવે છે."

શૈલ "શું? તેઓ ઘણુાજ ગુસ્સે છે?"

દાસી "હા હા? અંત્યંત"

શૈલવતી આ સાંભલી પ્રથમ તો ગુંચવાઇ ગઇ

પણ પછી ધીરેથી દાસીને કહયું, "બાપુને કહે કે હું આવું છું."

મૃગેન્દ્રસિંહને ત્યાંજ બેસાડી તે પન્ના પાસે ધીરજરાખી ગઇ, અને બાપુ પાસે કેવી રીતનો ખુલાસો કરવો તે સંબંધમાં તેની સલ્લાહ લેવા લાગી.

મૃગેન્દ્રસિંહ પણ પોતાના ઉપર શું આફત આવશે તેનો વિચાર કરતો બેસી રહયો.



## પ્રકરણ ૧૩ મું.

—:o:—

### શત્રુ પક્ષમાં હોવાનો આરોપ!

રાત્રિના અગીયાર વાગ્યાનો સુમાર હતો. અહીં તહીં સર્વત્ર અંધકાર ફેલાઇ રહયો હતો. નાગોર શહેરમાં અત્યારે લોકો શાંતિથી સૂઈ ગયાં હતાં, શહેરના કિલ્લા બહાર મોગલ છાવણીમાં પણ સંત્રીઓ શિવાય કોઇ જાગૃત હોય તો તે કિલ્લાની અંદર મહારાજા દિલિપસિંહ અને તેમના પ્રધાન તેમજ પન્ના, શૈલ, મૃગેન્દ્ર, અને એક બે દાસીઓ અને મહારાજાના થોડાક વિશ્વાસુ પરીજનોજ હતા.

મહારાજા કીલ્લાની અંદર પોતાના વીચાર ભુવનમાં બંદીવાન સાથે ઉભો હતો, થોડે દુર દ્વારપાળ ઉભા હતા.

અને મહારાજા ક્રોધથી લાલચોળ થઈ કાંઇક ગંભીર વીચારમાં ઉભા રહ્યા હતા, એટલામાં દાસીએ આવીને સમાચાર આપ્યા કે શૈલમાળા આવે છે.

"પણ કેટલીવાર? કેમ! તારી સાથેજ તે શા માટે આવી નહીં?" મહારાજા દીલીપસીંહે પુછ્યું.

દાસી—"તેની મને ખબર નથી."

"ફરીથી જા! તેને અબઘડી તાબડતોબ સત્વર બોલાવી લાવ. આ કાંઇ હસવા રમવાના ખેલ કે મશ્કરી સમજવાની નથી?" મહારાજાએ હુકમ આપ્યો.

શૈલવતી આવી પહોંચતાં પ્રધાને તેને એક આસન ઉપર બેસાડી અને કહયું, "જુઓ બ્હેન, તમે બરાબર સાચું કહેજો. તમારી એક ન સમજાય એવી વર્તણુંકથી એક મોટો રાજદ્વારી ગોટાળો ઉભો થયો છે."

"આ બંદીવાનને તમે ઓળખો છો?"

શૈલે તે માણસ સામે જોયું; રજપુત વેષ ધારણ કરેલો એવો તે એક યુવક હતો, તે ચપળ આંખથી શૈલવતી સામે જોઇ રહયો હતો.

શૈલે કહયું."ના એને હું બિલકુલ ઓળખતી નથી."

"તમે આજે રાત્રે કયાંયે બહાર ગયાં હતાં?"

શૈલવતીએ કાંઇપણ જવાબ વાલ્યો નહીં. પ્રધાને પાછું કહયું, "જુઓ આમાં જરા પણ ગભરાવાનું કામ

નથી, જે ખરી વાત હોય તે તમારે કહી દેવામાં આના-
કાની કરવાની નથી, તમે જાણો છો કે અત્યારે આપણે
આપત્તિમાં આવી પડયાં છીએ.

શૈલવતી—"તમે મને આડા અવળા સવાલો પુછો
તેના ઉત્તર હું શી રીતે દઇ શકું? કંઇ બાબતમાં મારે
લીધે તમોને ગુંચવાડો ઉભો થયો છે તે બધું વિસ્તારથી
કહો તોજ મારાથી તેના બરાબર જવાબ આપી શકાય?"

મહારાજાએ અત્રે ઘણાજ ગુસ્સે થઇને કહયું. "શુ
અમે કાંઇ તારા બંધાયલા છીએ? તું મુર્ખાઈ ભર્યાં
કામો કરી આવીને પાછી ઉડતી ગમે તેવા શબ્દો બોલી
અમોને સવાલો કરે છે? પ્રધાનના સવાલોના એકદમ
જલદી જવાબ આપ?"

મહારાજાના ગુસ્સાથી શૈલવતીને પણ ઘણોજ ગુસ્સો
ચઢયો. પરજનોના દેખતાં તેનું માન જાળવવામાં પછાત
પડેલા આ ક્રોધિષ્ટ રાજાને તેણે કહયું "કાકાશ્રી!
હું પણ ક્ષત્રિયાણી છું. હું તમારૂં બાળક છું એ
ખરૂં, પણ હવે હું ઉમ્મરે પહોંચેલી છું. જો ઘટતા
વિવેક સાથે કાંઇ વિષેશ પુછવું હોય તો પુછજો નહિ-
તર મારા મ્હોંથી એક પણ શબ્દ તમે સાંભળવા પામશો
નહી. કદાપિ મારા દેહ પર તમે જુલ્મ વાપરી શકશો
પણ મારો આત્મા સ્વતંત્ર છે. એ આપ ભૂલી જશો
નહી."

મહારાજા દિલીપસિંહ આ જવાબથી ઘણોજ વીચારમાં પડયો ને વધારે ક્રોધાયમાન થયો. તે તરવાર પર હાથ નાંખવા જતો હતો; એ જોતાંજ પ્રધાને કહ્યું "બહેન ? હવે તમે જરા શાન્તિ રાખો. આમ આકળાં થવા જેવું અહીં કશુંજ નથી. તમારે અત્યારે રાજા સાહેબની મુશ્કેલીઓ કેવા પ્રકારની છે તે સમજવી જોઇએ. તેમનું મન અત્યારે અનેક રાજ્ય વિગેરે ગુંચવણોમાં ગુંથાયલું છે. અને તેવા વખતે તેમને અનેક પ્રકારની તમારે શાંન્તી આપવા બદલ તમે ગુંચવણીમાં નાંખો તે ઠીક નહીં, આવા સંજોગોમાં તેમને શાંતિ ન હોય તે પણ સ્વભાવીક છે. જુઓ, હું તમને એક ટુંકે હકીકત કહી જાઉં છું. આ બંદીવાન કહે છે કે હું એક પ્રતીષ્ઠિત રજપુત સાથે અહીં આવ્યો છું. એ રજપુત આજે આશરે દોઢેક કલાક પર તમારી સાથે અહીં દાખલ થયલો છે. આ માણસ કીલ્લાની અંદર આમતેમ બાથોડીઆં મારતો જોવામાં આવ્યો તેથી એક સૈનીકને શક જવાથી તેને પકડીને અત્રે આણ્યો છે. તેથી અમારે જાણવાનું એ રહે છે કે એ કીયા પ્રતીષ્ઠીત રજપુતની સાથે તે આવ્યો છે? તે શત્રુદળનો જાસુસ છે કે નહીં? અને ત્રીજી વાત એ કે, તમારે પોતાને બહાર જવાની શી જરૂર હતી?

"હું બહાર ગઇ હતી એમ તમને કોણે કહ્યું ?"

"આ દ્વારપાળ કહે છે, તે વધુ ખુલાસો કરે છે કે—તમે તમારી સાથે એક રજપુતને લાવેલાં હતાં. વળી તમે સ્ત્રી વેષમાં નહીં, પણ પુરૂષના વેષનાં કપડાં પહેર્યાં હતાં ?"

"જો એનું કહેવું દલીલની ખાતર ખરૂંજ માનવામાં આવે તોપણ આ ત્રીજા માણસને અને મારે કાંઇ લેવા દેવા નથી એ આપોઆપ ખુલ્લું થઇ જાય છે ?" એમ શૈલવતિએ કહ્યું.

"હા અમે પણ એમજ માનીએ છીએ કે આ માણસ તમારી સાથે તો આવ્યોજ નથી. દ્વારપાલે તેને દાખલ થતાં જોયો પણ નથી પણ કલ્પના કરતાં હું માનું છું કે તમે જે વખતે દાખલ થતાં હશો અને દ્વારપાળ સાથે વાત કરતાં હશો તે વખતનો લાભ લઇને તે ગુપચુપ અંદર દાખલ થઈ ગયો હશે. તમારે દાખલ થતી વખતે જે રકઝક થઇ હતી તે તેણે અમને કહી સંભળાવી છે. બોલો ? હવે તમારો આ વાતનો શો ખુલાસો છે. તે બરાબર કહી દયો ?"

"હું બીજો કંઈજ ખુલાસો કરી શકતી નથી. માત્ર એટલુંજ હું પ્રતિજ્ઞા પુર્વક કહું છું કે આ માણસને હું ઓળખતી નથી."

"પણ તમે શા કારણથી બહાર અને કયાં ગયાં

હતાં એ જણાવો; હાલમાં કટાકટીના વખતમાં શું તમે એ ઠીક કર્યું હતું. રાત્રીનો વખત અને તેમાં પણ કોઈ અજાણ્યા માણસ સાથે તમે આપણા કિલ્લામાં છુપા માર્ગથી પ્રવેશ થયાં એ અમને શક ઉપજાવનારૂં લાગે કે નહી? પરંતુ હું ધારૂં છું ને એક વાત મારી ધ્યાનમાં છે કે તમે રાજ્યના હિતાર્થે અને બાપુજીના ભલા માટે બહાર ગયાં હશો. પણ હવે એ વખત આવ્યો છે કે જ્યારે તમારે શા માટે બહાર જવું પડયું તેનો અને તમારા અપરિચિત સાથીનો ભેદ અમને જાહેર કરવોજ જોઇએ."

"જો હું તેમ ના કરૂં તો?"

"તો તો તને હું જરૂર કેદમાંજ લાગલી નાંખીશ; તારી સાથેના માણસની પણ એવીજ સ્થિતિ થશે અને આ ત્રીજા માણસને લશ્કરના કાયદા પ્રમાણે ગોળી બહાર કરવામાં આવશે." મહારાજાએ અધવચ વચ્ચે જવાબ દીધો.

"તો હવે મારો ખુલાસો સાંભળી લ્યો. હું આ રાજ્ય વિરૂધ્ધ કોઇ પણ રીતનાં કાવતરામાં સામેલ નથી. મારી વર્તણુંક વિષે તમે જે જે સાંભળ્યું છે તેથી તમને શક પણ ઉપજે એ બનવા જોગ છે. પણ હું તે નથી; તમે મને કાંઇપણ કરી શકો તેમ નથી. તમે બંને કોઈ પ્રકારની મને શિક્ષા કરશો તે હું

ખુશીથી સહન કરવા અત્યારે તૈયાર છું. આથી વધારે એક પણ શબ્દ હવે હું કહી શકતી નથી.”

શૈલવતીએ ખરેખરો ખુલાસો કેમ કર્યો નહીં તેનું એક ખાસ કારણ હતું. પન્નાકુમારીએ દિલિપસિંહની મરજી વિરૂધ્ધ શૈલવતીને અરિકન્દ મોકલી હતી. અરિકન્દના મહારાણા રૂદ્રસિંહ સાથે દિલિપસિંહને થોડાજ દીવસ ઉપર વેર બંધાયલું હોવાથી દિલિપસીંહને રૂદ્રસીંહની મદદ જોઇતી ન હોતી.

આવી વસ્તુ સ્થીતીમાં જો પન્નાએ શૈલવતીને મોકલ્યાની વાત જાહેર થાય તો દિલીપસિંહ વળી વધારે ક્રોધમાં ગુસ્સા ભર્યા શબ્દો કહે. તે એવા સ્વભાવનો હતો કે પોતાનું હિત સધાયું છે. કે નહીં એ જોવા રહેજ નહી. કદાચ રૂદ્રસિંહ ઉપર ગુસ્સે થઇને તેનું વધારે અપમાન કરે અને તેથી મોગલ શત્રુ ઉપરાંત પાછું દિલીપસિંહને રૂદ્રસિંહ સાથે હાલને હાલ તુરત યુધ્ધમાં ઉતરવું પડેજ. આનું પરીણામ નાગોરના પતનમાં આવે. આથીજ પન્ના કુમારીએ શૈલવતીને સલાહ આપી હતી. કે કંકણ બંધનને લગતો એક પણ શબ્દ રાજાને કહેવો નહી. બાપુજી બહુજ ગુસ્સે થશે તો માત્ર તેને કેદમાં મોકલશે, તેથી બીજુ વધારામાં કાંઈ કરી શકશે નહી.

જો ગુપ્ત નહીં કહેવાથી કેદમાં જવું પડે તો ભેલા-

શક જવું એવી પન્ના કુમારીએ શૈલવતીને સલાહ આપી હતી. પાછળથી પોતે છોડાવશે એવી છાતી ઠોકીને હીંમ્મત પણ આપી હતી.

પ્રધાને કહ્યું. "શૈલ એક રજપૂતાણી હોવાની બડાઇ મારો છો પણ આ બંન્દીવાન કહે છે કે અમે ત્રણે મોગલ છાવણીમાંથી આવીએ છીએ તેનું કેમ ? તેનો શો જવાબ ? શું એક રજપૂતાણીને આ કરવું ઘટે છે કે ? અત્યારે જ્યારે બાપુજી મોગલો સામે યુધ્ધમાં જોડાયલા છે, ત્યારે તમે તે છાવણીની મુલાકાત લ્યો છો ?"

"એ તદન જુઠ્ઠું બોલે છે." શૈલવતીએ કહ્યું.

"તમે તે અમને સાબિત કરી આપો."

"હાલમાં કેટલાંક ખાસ અગત્યનાં કારણસર હું કોઇપણ રીતની સાબિતી આપી શકું તેમ નથી. મારા વચન ઉપર વિશ્વાસ રાખવા મારી વિનંતી છે."

"હું દીલગીર છું બ્હેન કે એવી તમારી વિનંતી આ બાબતમાં નિરૂપયોગી થઇ પડે છે, વારૂં તમે કાંઈ બીજા ગૃહસ્થ સાથે અહીં આવ્યાં છો એ તો તમે હવે કબુલ કરો છો ને ?"

"મને તમે નાહક સવાલો પુછો છો. મેં મારો સર્વ રીતનો ખુલાસો કરી દીધો છે. તમને ચાહે

તે કરો એમ પણ કહી દીધું છે.” શૈલવતીએ હિમ્મતથી કહ્યું.

પ્રધાનજી—“બોલાવો એ માણસને” દિલિપસિંહે તરત હુકમ કર્યો એક દાસીને મોકલીને પ્રધાને મૃગેન્દ્રસિંહને તુરત બોલાવી મંગાવ્યો, તે દરમીયાન દિલિપસિંહ તથા પ્રધાને માંહોમાંહે કેટલીક મસલત કરી લીધી.

મૃગેન્દ્રસિંહ તુરત દાસી સાથે આવી પહોંચ્યો, પ્રધાન તેને જોતાંજ તુરત ઓળખી શકયો ને મનમાં ચોંકયો, પણ તે વખતે તરત દિલિપસિંહને કાંઇપણ કહ્યું નહીં, તેમજ પોતે પણ તેને ઓળખે છે એમ પણ જણાવા દીધું નહીં.

“રજપુત? તમે કયા કારણથી ને શા સંજોગોથી આ શહેરમાં દાખલ થયા હતા?”

“મહારાજા?”

“વારૂં હવે તમારે જો બહાર જવું હોય તો શું કરો?” “એજ શબ્દોથી હું બહાર જઇ શકું.”

દિલિપસિંહ તેના આવા શબ્દો સાંભળી અત્યંત ગુસ્સે થયો. હવે તેને કંઇપણ તપાસનું ફારસ કરવાનું જરા પણ ગમતું ન હતું. તેથી તેણે તરત હુકમ કર્યો કે, “પ્રધાનજી, હવે કોઇ જાતની પુછપરછ કરવાની જરૂર નથી. આ બે માણસો જાસુસ હોવા જોઇએ, એમ

તેમની ચાલચલણુથી પકકી રીતે ખાત્રી થઈ છે, કે તેઓ ક્ષત્રિય હોવા જોઇએ, પણ મોગલો સાથે મળી ગયેલા હશે. તેઓ આ કીલ્લાનો ભેદ જાણવાજ આવેલા હોવા જોઇએ, અને એ નાદાન છોકરી ? અરેરે ! હવે હું તને શું કરૂં ? તું મારી ભત્રીજી છે, જો તેમ ન હોત., તો જરૂર તારી જીભ મેં તારા મ્હોંમાંથી બહાર ખેંચાવી કઢાવી હોત.—"

" ત્યારે તો આપનામાં અને મોગલોમાં કશોએ ફરક રહેત નહીં, બાપુજી," શૈલબાળાએ અધવચ કહ્યું.

"મુર્ખબાળા ? શું તું મારી સાથે આમ પતરાજી કરે છે ? મારી સામે થાય છે ? આજ કાલની છોકરીઓ કેટલી બધી છકી ગઈ છે, તેનો તું નમુનો છે. પ્રધાનજી, આને પણ એકદમ તાકીદથી કેદીની કોટડીમાં પુરી દો. ભલે તે મારી ભત્રીજી હોય પણ હું હવે મારા કાર્યમાં સગપણ બિલકુલ આડે આવવા દઇશ નહીં."

મૃગેન્દ્રસિંહ અત્રે કંઇક અધવચ બોલવા જતો હતો પરંતુ શૈલબાળાએ નાકે આંગળી દઇ સાન કરી તેથી ચુપ રહયો. તે મુંઝવણમાં ઘણોજ પડયો કે, આમ કેમ. તેણી ખરી વાત બોલવા શા માટે ના પાડે છે તે તે સમજી શકયો નહીં.

દિલ્હિપસિંહે તે પછી હાથથી ઇશારતે આ

લોકોને લઇ જવા જણાવ્યું. અને શૈલવતી, મૃગેન્દ્ર-સિંહ પ્રત્યે હસતાં હસતાં જોતી તથા હરઘડી નાકપર આંગળી મુકતી સાનથી સમજાવતી ચાલી.

સિપાઇઓ સાથે એ બધાં કેદખાનામાં ગયાં.



## પ્રકરણ ૧૪ મું.

—:o:—

### પિંજર મૂકત પક્ષીઓ.

નાગૌર રાજ્યનો પ્રધાન સુવર્ણસિંહ એક ચાણાક્ષ બુધ્ધીનો મંત્રી હતો. મહારાજા દિલીપસિંહના વીચાર ભૂવનમાંથી વીદાય થયા પછી તે લાગલોજ પન્ના કુમારીના મહેલમાં ગયો.

પરંતુ હવે આપણે આગલા પ્રકરણમાં જોયું કે પ્રધાન પન્ના કુમારીના અરિકંન્દના મહારાણા પ્રત્યેના પક્ષપાતથી અજાણ્યો નહતો. તેણે મૃગેન્દ્રસિંહને અરિકંન્દના રાજ્યના નાનાભાઇ તરીકે ઓળખ્યો, અને શૈલનો ખુલાસો ટુંકો અને ગોળ ગોળ હતો એ પણ તેણે સાંભળ્યો; ઉપરાંત મહારાજા દિલિપસિંહ અને અરિ-કંન્દના મહારાણા રૂદ્રસિંહ વચ્ચે અણબનાવથી પણ તે સારી રીતે વાકેફગાર હતો, આ બધી બાબતોની સાંકળ તેણે પોતાના મનમાં જોડી જોઇ, અને તેને તસ્તજ

લાગ્યું કે જરૂર પન્નાકુમારીજ આ બનાવની સૂત્રધાર છે. તે પડદાની પાછળ રહીને કોઈ એવી ખુબીબંધ દોરી ખેંચી રહી છે કે જેની જાણ મહારાજાને થવા પામેજ નહીં.

આ બધો ભેદ શો હતો તે જાણવા અને પોતાના કેટલાક તર્ક ખરા છે કે ખોટા તેની કસોટી કરવા ખાતર તેણે પન્નાકુમારીના મ્હેલ આગળ આવીને દાસીને કહયું કે, “પન્નાકુમારીને ખબર આપો કે તમને પ્રધાનજી મળવા માગે છે.”

દાસીએ શૈલવતી અને મૃગેન્દ્રસિંહને કારાગૃહવાસની સજા થયાના સમાચાર પન્નાકુમારીને તરતજ આપ્યા હતા. એ પછી પન્નાકુમારી પાસે પ્રધાનનું આગમન થયું. પન્નાએ પ્રધાનને સારી રીતે આદર સત્કારથી બોલાવ્યો, અને પોતાની સામે બેસવા માટે આસન આપ્યું.

પ્રધાને વાતચિત કરવાની હવે શરૂઆત કરી.

“ બ્હેન! મહારાજા બહુજ ક્રોધે ભરાયલા છે.”

પન્નાકુમાર—“ કોના ઉપર? મ્હેં શું તેમનું બગાડેલું છે?”

પ્રધાન—“આપના ઉપર નહીં પરંતુ શૈલવતી ઉપર અને પેલા બે જાસુસો ઉપર,” શૈલવતીએ મોગલ બાદ-

ણીમાં જવાનો પ્રપંચ કર્યો એ શું? તે શું તેમને છાજતું હતું? મને ખાત્રી છે કે, તમારી જાણ બહાર તેમ થવા પામ્યું નહીજ હોય.

પન્ના—"બાપુજી જેવા ક્રોધી મહારાજા છકકડ ખાય એતો બનવા જોગ છે પણ પ્રધાનજી તમારા જેવા દરેક બાબતમાં અનુભવી વિવેકી પણ જો બાપુજીના જેવુંજ અનુમાન બાંધે તો પછી હું ખાત્રીથી કહું છું કે—હાલના સમયમાં ખરા ચાણાક્ષ મંત્રીઓ પૃથ્વીના પડ-માંથી નિર્મુળજ થઇ ગયા છે." પ્રધાન મનમાં જરા મંદ મંદ હાસ્ય કરવા લાગ્યો. એટલે આમાં હસવા જેવું તમને શું લાગે છે પ્રધાનજી!" એમ પન્નાકુમા-રીએ પુછયું.

"હસવા જેવું ગણું તો બધુંજ છે. અને ન ગણું તો કંઇજ નથી."

"પાડાને રોગ અને પખાલીને ડહામ? એવી હાલતમાં હું હસું નહીં તો શું કરૂં? હું બીજું શું કહું."

"ત્યારે પ્રધાનજી. શું તમને એમજ લાગે છે કે, આમાં કોઇ બીજીજ બાબત સંકળાયલી છે."

"બહેન? પ્રભુ કૃપાથી મારામાં હજી બુદ્ધિના કાંઇક ચમકારા રહયા છે ખરા. અરિંદનના મૃગેન્દ્રસિંહને જોઇને આમાં શો ભેદ છે તેનો મેં થોડાક તર્ક વિચાર પુર્વક કરી મૂકયો છે."

"મને તમારા વિશ્વાસમાં લેશો તો હું આ બાબતમાં કાંઇક વિષેશ ખુલાસો કરી બતાવીશ." ત્યાર પછી તે બોલ્યો કે,

"બાપુજીએ હું ધારૂં છું કે મૃગેન્દ્રસિંહને જરા પણ ઓળખ્યા હોય એમ મને લાગતું નથી."

"વારૂં, પ્રધાનજી તમારો આ બાબતનો શો વીચાર છે. કેવી જાતનો તર્ક વિતર્ક કરો છો તે અંતઃકરણ પુર્વક મને જણાવો. શું તમે એમ માનો છો કે શલ સ્વપ્નમાંયે મોગલ છાવણીમાં સંતલશ કરવા જાય?" પન્નાએ પુછયું.

પ્રધાન—"બહેન? જરાક વધારે સ્પષ્ટતાથી હું કાંઇ કહું ને મારો વીચાર જણાવું પણ તે માટે મારા ઉપર તમે ગુસ્સે નહીં થાવ એવું તમે મને વચન આપશો?"

"હા! હા ઘણીજ ખુશીથી, પ્રધાનજી"

"તો હવે સાંભળો; મ્હારા વીચારનો તર્ક આ બાબતમાં એવો છે કે શૂરવીર રણવીર મહારાણા અરિકન્દ નરેશને તમે આ કિલ્લાના સંરક્ષણાર્થે શૈલવતી સાથે કહેવડાવ્યું હશે. આ કાર્ય સાધવાનું તમેજ તેને સોંપ્યું હશે. અરિકંન્દ નરેશે તમારા કહેણનો સ્વીકારજ કર્યો હશે કારણ કે એ ક્ષત્રિય

યુવાન તરફનો તમારો પક્ષપાત મેં એકવાર ચિત્રાલયમાં અનુભવેલો છે. તમે અંતરનો પોકાર કરી ને તેમને કહેણ મોકલ્યુ હશે અને તે ક્ષત્રિયે અવસ્ય તે વાતનો સ્વિકાર કર્યોજ હશે. તેઓ શૈલવતી સાથે અહીં આવતાં, મોગલ છાવણીના કોઈ જાસૂસે ગુપચુપ કિલ્લામાં પ્રવેશી આ બધું ધાંધલ મચાવ્યું છે. કેમ મારો તર્ક ખરો છે કે નહી!" પ્રધાને છેવટનું કટાક્ષ કરતાં મંદમંદ હાસ્ય કર્યું.

પન્ના કુમારીએ કહ્યું. "ધન્ય છે. સુવર્ણસિંહજી; તમે અને તમારી બુધ્ધિએ જે તર્ક કર્યો તે વાજબી છે. અત્યારે તો મારી પાસે કાંઇબી સાધન નથી પણ એક બે દિવસમાં હું તમને કહી શકીશ કે આપણા રાજ્યને કેવળ ક્ષત્રિયત્વની ખરી લાગણીથી પ્રેરાઇને બચાવનાર અન્ય વીર કોઇજ નહીં પણ તેજ અરિકન્દ નરેશ છે. તો બહેન તમે નકકી માનજો કે—એ સમયે તમને હું આપો આપ સૌથી પહેલાં મંગલ આશીર્વાદ આપવા આવનાર હઇશ. આ તમારો બુઠ્ઠો સેવક તે વખતે પ્રસન્ન થશે."

"મંત્રીજી! ખરી હકીકત તમે હવે જાણી ચુકયા છો. મૃગેન્દ્રસિંહજીએ મને સમાચાર આપ્યા છે કે— તેમના ભાઇ શત્રુની છાવણી પર હલ્લો કરવા માટે

ઉપડી ચૂકયા છેજ. હવે આપણે શું કરવુ ! પિતાજીને આ સમાચાર અત્યારથી કહેવામાં સાર નથી; જ્યારે અરિંકન્દાધિપતી બરાબર સંપૂર્ણ વિજયશાલી થઈ અહીં આવશે ત્યારેજ બધી વાતનો સ્ફોટ થશે પિતાજી તે વખતે જરૂર તેમના આભારી થશે અને પોતાનો ગુસ્સો જે મનમાં હશે તે તુરત ઉતારી દેશે પણ તે દરમિયાન મૃગેન્દ્રસિંહ અને શૈલને કેદમાં રાખવાથી શો લાભ?"

"લાભ તો જાણે કાંઇજ નથી. પણ એમને અત્યારે છોડીએ તો પિતાજી વધારે ગુસ્સે થઇ ક્રોધે ભરાય ને પરિણામ સારૂં ના આવે તેમ મારૂં ધારવું થાય છે. પછી તમારી મરજીએ મરજી.'' પ્રધાને કહયું.

"પિતાજીના ગુસ્સાનો વિચાર મેં તો કોઇ બાબતમાં પ્રાધાન્યપણે વિસાતમાં લેખ્યોજ નથી. એ તો સદાય ધુંધવાયલાજ રહેવાના; આપણો હેતું એ છે કે આપણું કામ થાય ને બરાબર સચવાય એજ આવી બાબતોમાં ખાસ તપાસવાનું છે. પિતાજી વિરૂધ્ધ આપણે કાંઇ પ્રંપચ કર્યો નથી; તેમની સલામતી વિના આપણે બીજું કશું ચાહયું નથી. આપણાં હૃદય જો સાફ હોય, આપણે તેમના હિત માટેજ, અને તેમની કીર્તિ માટેજ, અને તેમના સુખ માટેજ આ કાર્ય કરાવા મથતાં હોઇએ, તો એ આપણા માટે ગુસ્સે રહયા કરે તેમાં આપણે શું કરીએ ?

તેમની દરકારજ ના કરવી અને આપણું ધાર્યું સિદ્ધ કરવું. આવી બાબતોમાં હું ખાસ તે કર્તવ્યનું ગણું છું. આથી પ્રધાનજી, જો તમે મૃગેન્દ્ર અને શૈલને છોડાવી શકો તેમ નહો તો હું તમને ખબર આપું છું કે—અત્યારથી ચોવીસ કલાકની અંદર હું તેમને કોઇને કોઇ રીતે તુરંગમાંથી નસાડી મુકીશ"

"એથી તો અમને અમલદાર વર્ગને વધારે ગુસ્સાના ચક્રમાં મુકશો?" પ્રધાને કહ્યુ

"અમલદાર વર્ગનું કે તમારૂં ચાહે તે થાય એમાં હું શું કરૂં? એક ક્ષત્રિય વીરની જે વખતે રણાંગણમાં ખરી જરૂર છે તે વખતે પિતાજી અવિચારીપણાથી કેદમાં ગાંધી રાખે એ શું વ્યાજબી છે?"

"શૈલે તે વખતે ચોખ્ખુ કહ્યું કે—હું કોઇ કાવતરામાં કે તમારી વિરૂદ્ધતા ભરેલું કંઇજ કામ કરવામાં સામેલ નથી" તેણીએ જરા રોષમાંજ આગળ ચલાવ્યું. કે બસ તેનો એટલો ખુલાસો પિતાજીએ માન્ય કરવો જોઇતો હતો. અરિકન્દ નરેશને તેમણે પહેલાંથીજ અન્યાય કર્યો છે. ક્ષત્રિય વીરનું તેમણે અપમાન કરેલું છે. તેઓ તેમની મદદ માટે લાયક પણ નથી, છતાં પણ તેમને મદદ કરવા પ્રવૃત થઈ ચૂકેલા છે. મને ખાત્રી છે કે તે જરૂર વીજય મેળવશે ને તે પછીજ

હું પીતાજીને મલી બધી બાબતનો ખુલાસો કરીશ પણ હમણાં તો હું ગુપ્ત રીતેજ બધાં યંત્રો ગોઠવતી રહીશ." પન્ના કુમારીએ કહયું.

"તમે ઘણાંજ જબરાં સૂત્રધાર છો. તમારા શુભ હેતુઓ જોઇને હું તમારા કામમાં મદદ કરવા પ્રયત્ન કરીશ." પ્રધાનજીએ કહયું.

"ના એવું અધું વચન મારે ન જોઇએ, તમે સ્પષ્ટ રીતે ચોખ્ખું કહો કે તેમને છુટાં કરીશજ, એ વચન નહી આપો ત્યાં સુધી હું મારી સર્વ રીતે ગોઠવણો પડતી મૂકીશ નહી. હું તો ખાત્રીથી કહું છું. કે પિતાને ખરી વાત કહયા શિવાય હું એ બંનેને નસાડી મૂકીશ." તેમ પન્નાએ ધૃષ્ટતાથી કહયું.

"તમે બહુજ હઠીલાં છો હો? વારૂં તમારો જ્યારે આમ ઘણોજ આગ્રહ છે ત્યારે હું તમને વચન આપું છું કે—તેમને આજ પ્રાતઃકાળમાં છ વાગ્યે હું જરૂર છુટાં કરાવીશ."

"તમે કેવી રીતે છુટાં કરાવશો?"

પ્રધાને થોડોક વખત વિચાર કરીને કહયું કે પિતાજીના મનમાં હું એમ ઠસાવીશ કે—આ લોકોને હદપાર કરી દેવાં અને ચેતવણી આપવી કે—પુનઃ તેઓ નજરે પડે નહીં.

"એથી તો શૈલને પણ હદપાર થવું પડશે" પન્નાએ કહ્યું.

પ્રધાન—" હા, પિતાજીને હાલ ખરી હકીકત ના કહેતાં એ લોકોને છોડાવવાનો માર્ગ આ એકલોજ છે. ગુસ્સે થયેલા પિતાજી તેઓને હદપાર કરવા કબુલજ થશે. હવે પછી તેઓ અરિકન્દ તો જવાનાં છેજ." આ છેલ્લું વાકય કહેતાં પ્રધાને મંદ મંદ હાસ્ય કર્યું.

પન્ના પ્રધાનના વાકયનો ઉદ્દેશ સમજી પણ તે વાકય એમને એમ પસાર થઇ જવા દીધું નહી. તે વિચારી ને બોલી, "એમ આપ શા ઉપરથી કહો છો ?"

"પિતાજી તે વખતે ક્રોધિત હતા. પણ મારાથી ક્રોધ કર્યે પાલવે નહી. મારી આંખો મેં ઘરાણે મુકી ન હતી. મૃગેન્દ્રસિંહે પોતાની ઓળખાણ કેમ ન આપી એથી હું આશ્ચર્ય ચકિત થયેલો શૈલવતી તરફ બાડી નજરે જોઇ રહયો હતો. મેં તે વખત અવલોકન કર્યું હતું કે—શૈલ તેને વારંવાર નાક પર આંગળી અરકાડી છાનામાના ચુપ રહેવા સમજાવતાં હતાં. તેમ કરતી વખતે તેમની આંખોમાંનો મિઠો મધુરો સ્નેહ બહાર છલકાઇ આવેલો તે મારી અનુભવી આંખ કાંઈ પારખ્યા વિના રહે ખરી કે ? વળી તે ઉપરાંત તુરંગમાં જતી વખતે શૈલ હાસ્ય કરી રહી હતી ને એજ હસિત મુદ્રાથી મૃગેન્દ્ર તરફ

વારંવાર જોતાં હતાં; એથી આ આ તમારો તાબેદાર ધોળાં વાળવાળો બુઢ્ઢો સેવક તરતજ પારખી ગયો હતો કે—એ બે એકમેક ક્યારનાંયે થઇ ગયાં છે. એ વાત પણ ઘણીજ આનંદની છે. અને પ્રભુ કરશે તો એ બે હદપાર થનારાંઓને આપણે થોડા વખતમાં પાછાં તુર્ત બોલાવી શકીશું."

પન્નાએ હસીને પ્રધાનની વાતનો સ્વિકાર કર્યો અને કહ્યું: "પ્રધાનજી ? પૃથ્વીના પડમાંથી સાચા મંત્રીઓ નિર્મૂળ થવાની મેં જે વાત કહી હતી તે તમે ખોટી પાડી છે. હું તમારી ઝીણવટ, તથા બુદ્ધિથી પ્રસન્ન થઇને આ એક નજીવી બક્ષિસ આપું છું તેનો સ્વીકાર કરી આભારી કરશો."

પન્નાએ પોતાના કંઠમાંથી એક મોતીનો હાર કાઢીને પ્રધાનના હાથમાં મૂકયો. શિરસ્તા મુજબ તે લેવામાં કશી અડચણ ન હોવાથી પ્રધાને લેવા માટે આનાકાની કરી નહી. તેણે કહ્યું. "મેં મારી ફરજ બજાવી છે એ શિવાય બીજું કંઇજ કર્યું નથી. પ્રધાનોએ તો પ્રત્યેક બાબતમાં મગજ ઠેકાણે રાખી નેજ કાર્ય કરવાનું હોય છે. મગજ ગુમાવી બેસવું એ પ્રધાનોને પાલવેજ નહી. હું એજ ઇચ્છું છું. અને પ્રભુ પાસે માગું છું કે—હે પિતા એવો શુભ અવસર તરતજ લાવો કે જ્યારે અરિંકન્દ અને નાગોર એ

બન્ને રાજ્યો એકજ બને." કેટલોક વાર્તાલાપ થવા બાદ પ્રધાન તે મહેલમાંથી વિદાય થયો.

પ્રાત:કાળમાં છ વાગ્યા પછી તરતજ પન્નાકુમારી ઉપર પ્રધાન તરફથી એક ચીઠ્ઠી આવી તેમાં ફકત એટલાજ શબ્દો લખ્યા હતા કે "પક્ષિયો પિંજરમાંથી મુકત થયાં છે."

પન્નાકુમારી તુરત સમજી ગઇ કે—પ્રધાને કહ્યા પ્રમાણે તે બન્નેને છુટાં કરાવ્યાં છે, અને તેઓ બન્ને તેથી ખુશી થયાં છે, પન્ના પણ આથી મનમાં ઘણોજ આનંદ પામી.

---

## પ્રકરણ ૧૫ મું.

—:o:—

### સુલેહનું કહેણ !

પ્રાત:કાળના છ વાગે મૃગેન્દ્રસિંહ શૈલબાળા અને પેલા મોગલ જાસૂસને નાગોર શહેરના મુખ્ય દરવાજા બહાર કાઢવામાં આવ્યાં. તે પછી થોડેક દુર જતાં ધીરેથી મૃગેન્દ્રસિંહે પેલા જાસૂસનું કાંડું જોરથી પકડયું. અને જોરભેર થથરાવી નાખનારા અવાજથી પુછયું. "દુષ્ટ ? બોલ, તું કોણ છું ? અને શા કારણે તેં અમને બદનામ કર્યા ! હરામખોર ! અમારી સાથે તું આવ્યો ન હતો છતાં શા માટે અમારૂં નામ દીધું. ?"

"મારો જીવ બચાવવા ખાતરજ મ્હેં આપનું નામ દીધું હતું. જો હું તેમ ન કહેત તો તેઓ જરૂર મને ત્યાંજ ઠાર કરી નાંખત." જાસુસે જવાબ આપ્યો.

"તું મોગલ છાવણીમાંથી આવ્યો હને કેમ?"

"હા? હા? તેમાં શું છે?"

"કેમ મૂર્ખ પાંશરો જવાબ આપ ? તું જાસુસ છે કે નહિં?"

"હા."

"મને મોગલ લશ્કરની સંપુર્ણ રીતે માહિતી પૂરી પાડ; ફિરોઝશાહનું લશ્કર હાલમાં કેટલું છે? સૈનિકો કેવા છે?" તેણે થોડોવાર રહીને પુછયું.

"દારૂગોળાનું સાધન કેવું છે?"

"હું તો હમણા આઠેક દિવસથી મોગલ સૈન્યમાં દાખલ થયો છું. એટલે મને પુરેપુરી ચોકસ રીતે માહિતી નથી."

"શું એમ? અધ્ધર જવાબ દે છે?"

એટલું કહીને મૃગેન્દ્રસિંહે તેનો હાથ એવા જોરથી અમળાવ્યો કે જાસુસ "ઓહ? ઓહ? અરેરે? એવી અનેક રીતે બુમો મારી આડો ફરી ગયો. "બોલ દુષ્ટ બોલ નહીંતર હવડે ઠાર થઇ જઇશ ને જમીન

ભેગો કરી દઇશ. માહિતી બરાબર આપવી છે કે નહીં ?" તેમ મૃગેન્દ્રસિંહે પુછયું.

"જવાબ બરાબર આપું છું. આપ મ્હેરબાન સાહેબને કહું છું. શાંત થાઓ. તેમ પોકાર કરવા લાગ્યો. એટલું બોલી કહેવા લાગ્યો કે લગભગ ૨૫૦૦૦ હજાર માણસોનું હમારૂં મોટું સૈન્ય છે. ઘોડેસ્વારો, ભાલેદારો, બંદુકદારો, પાયદળ અને કેટલાક ઉંટ ઉપર સ્વારી કરનારાઓ એવા પાંચ મુખ્ય વિભાગો છે. બધાઓના કરતાં ઘોડેસ્વારો ઉંચી પ્રતીના સૈનિકો છે. દારૂગોળો હાલમાં તો પુરતો છે. પણ ગુજરાતમાંથી અમારૂં મોટું તોપખાનું મંગાવ્યું છે તે હવે થોડાક દિવસમાં આવી પહોંચશે. મોગલ સૈન્યને તમારા રજપુતોનાં નાનાં બધાં રાજ્યોનાં લશ્કરો એકઠાં થશે તોએ હંફાવી સકશે નહીં."

"જાસુસ ? ખોરાકનો જથ્થો પુષ્કળ છે કે ?"

"હા સાહેબ ગુજરાતની રાજધાનીમાથી ખોરાકના તો ગાડે ગાડાં ભરીને મંગાવવામાં આવે છે."

"કયા રસ્તા મારફતે મંગાવાય છે ?"

"એની મને બરાબર ખબર નથી."

"વળી પાછો ચસકયો કેમ ખરૂંને ?" મૃગેન્દ્રસિંહે એમ કહીને બે ચાર મુકકીઓ તેની કમ્મરપર લગાવી

દીધી. એટલે પાછો તે બોલ્યો, "ના–ના મારશો ભાઇ સાહેબ કહું છું? અરેરે એ પ્રભુ?" થોડીવાર જરા શ્વાસ ખાઇ તે ધીરે ધીરે પાછો બોલ્યો. "ગુજરાતની રાજધાની અહમદાવાદથી નૈઋત્ય કોણને માર્ગે ખોરાકનાં ગાડાં લાવવામાં આવે છે."

"ત્યારે એ રસ્તો કેવો છે? વચ્ચે ઝાડી ઝાંખરાં ને નેળ જેવા ભાગો આવે છે કે નહી?"

"મેદાન જેવો રસ્તો કેટલો છે? સાચેસાચું કહી દેજે નહીંતર હવે તો ચોકકસ સ્વધામજ પહોંચાડી દઇશ. તારા મોતથી મને કાંઇ સ્નાનસુતક લાગવાનું નથી."

"મ્હેરબાન સાહેબ સાચેસાચું કહું કે કાચેકાચું કહું સાબ? મેં તો સાચું બોલવાના સોગન ખાધા છે. સાચું કોણ બોલે?

અરે પાછો ખસ્યો તેમ કરી તેને તમાચા ફડોફડ લગાવી દીધા.

સરદાર? હવે મરી ગયો? તમારા જુલ્મી ત્રાસથી તોબા તોબા પોકરાવો છો. લ્યો કહું છું સાચેસાચું ને બધી વાત કબુલ કરૂં છું." તેણે આગળ ચલાવ્યું.

"અર્ધો રસ્તો મેદાન જેવો આવે છે. પણ તે રેતીનાં રણ જેવું મેદાન નહી. જંગલ જેવું મેદાન, જેમાં ઝાડો અને ઝાડીઓ પણ હોય. કયાંક નદીઓ પણ આવે, નેળ જેવા ભાગ પણ એક બે ઠેકાણે છે—

"વારૂ ? એ નેળમાંથી પસાર થાય ત્યારે અમારા જેવા શત્રુઓ તેના ઉપર હલ્લા કરીને તે કબજે કરી શકે કે નહી ?"

"ગાડાં સાથે સૈનિકો કેટલા રાખવામાં આવે છે. ફરીથી ચેતવણી આપું છું કે સાચે સાચુંજ મારી પાસે બોલવામાં સાર છે ?"

"અહિંથી થોડાક માઇલપર એક લાંબી નેળ આવે છે તે બહુ તો દસેક ફુટ પહોળી હશે. એ ગાડાંનાં સમુહ સાથે આશરે ૧૦૦ કે ૧૫૦ સૈનિકો ઘણું ખરૂં રખાય છે. અને તે મોગલોમાં શુરવીર ગણાતા ઘોડ-સ્વારોજ હોય છે."

"વારૂ ? ત્યારે હવે ફિરોઝશાહ વિષે મારે થોડી હકીકત જાણવી છે. તેનો તંબુ છાવણીની વચમાંજ હોય છે કે ?"

"ફીરોઝશાનો તંબુ સૌથી ઉંચો છે અને તેના ઉપર મોગલ વાવટો ફરકે છે."

"આસપાસ અમલદારોના તંબુઓ છે કે ? સંત્રીઓના પહોરા કેટલા કેટલા કલાકે બદલાય છે ? અને ફિરોઝશાહના તંબુની આસપાસ કેટલા સંત્રીઓ હોયછે?"

તે માણસ થોડીવાર આડુ અવળું જોવા લાગ્યો એટલે મૃગેન્દ્રસિંહે કહ્યું "કેમ પાછું મેથીપાક ખાવાનું

મન થઇ આવ્યું લાગે છે. જવાબ દે ! સિધ્ધો જવાબ દે નહીંતર હવે તો આ મ્યાનમાંથી તરવાર કાઢીશ તેટલીજ વાર છે. તું ગમે તેટલી લુચ્ચાઇ કરશે પણ અમારા જેવાને બનાવી શકાશે નહિં."

"ફિરોઝશાહના તંબુની આસપાસ સૈન્યની જુદી જુદી ટુકડીઓના મોટા અમલદારોના તથા મુખ્ય સેનાધિપતિના તંબુઓ છે. દરેક તંબુ આગળ છ છ સંત્રીઓ હોય છે. ખાસ ફિરોઝશાહના તંબુ આગળ વધારે પહેરો રાખવામાં આવે છે કારણકે તેના જાનની સલામતી ઉપર મોગલ સમ્રાટની જીતનો આધાર છે!"

"હવે તારા પોતાના વિષે બરાબર માહિતી આપ. તું કેવી જાતનો અને કોણ છે?"

"સરદાર સાહેબ, હું જાતનો રજપુત છું."

"શું એમ છતાં તું મોગલ સૈન્યમાં?"

"તેનું કારણ એટલુંજ કે મોગલો તરફથી મને જેટલું ધન મલી શકે છે તેટલું રજપુતોમાંથી મલી શકતું નથી."

"એમ તો ધિક્કાર છે તારી જીંદગીને કે તું કેવળ ધનની લાલચથી તારા જાતિ ભાઇઓનાં ગલાં રેંશવાનો ધંધો લઇ બેઠો છે. મોગલ સૈન્યમાં જોડાયા પહેલાં તું શું કરતો હતો?"

"મેવાડ નરેશને ત્યાં હતો!" "શું આવા મહાન ક્ષત્રિય વિરની નોકરી તજી મોગલોમાં તું ગયો? પણ મારે હવે તારી કથા સાંભળવાની રહી નથી. કારણ એ મને સાંભળવાથી ઘણુંજ પ્રાયશ્ચિત્ત લાગે એમ હું સમજું છું. મારે તને હવે વિશેષ કહેવાનું રહ્યું નથી, હું હવે તને એટલીજ સલ્લાહ આપું છું કે તારે ચાહે તેવી શારિરીક બળની મદદ તું મોગલોને આપજે. પણ કદી તારા જાતિ ભાઇઓને કોઇ દિવસ ફસાવવાનો ધંધો ફરીથી કરીશ નહી. તેં અકકલ હીણ બનીને અમારૂં નામ નાગૌર નરેશ આગળ દીધું ને એનાં પરિણામે અમને કેટલી ગુંચવણીમાં નાંખ્યાં; અને અમે મુશ્કેલીઓમાં આવી પડયાં? એ માટે ખરૂં જોતાં જો ક્રોધ અને ગુસ્સો કરીને મારે તારા પ્રાણનો નાશજ કરવો જોઇએ. પરંતુ તેમ ના કરતાં તું અહીંથી જા. રજપુતોના ધર્મ પ્રમાણે તને જીવતો છોડું છું ને તે સાથે એટલી ખાસ ચેતવણી આપું છું કે ફરીથી કોઇ વાર તું મારી નજરે પડીશ તો જરૂર હું તેજ વખતે તને ઉભો ને ઉભો ઠાર કરીશ." હવે મૃગેન્દ્રસિંહે તેના હાથનું કાંડું પકડેલું તે મૂકી દીધું. એટલે તે જાસૂસ આડું અવળું જોયા વિના મોગલ છાવણી તરફ દોડી ગયો.

હવે આ બન્ને જણે ત્યાંથી જેમ બને તેમ

ઉતાવળે દુર જતાં રહેવું એવો નિશ્ચય કર્યો. તેમનો ઇરાદો અરિકન્દના દળમાં જઇને ભળવાનો હતો પણ એ સૈન્ય હાલમાં ક્યાં હશે તેની મૃગેન્દ્રસિંહને જરા પણ ખબર નહોતી. પણ તેને તેટલામાંજ પાછું યાદ આવ્યું કે મ્હારા ભાઇ રૂદ્રસિંહે એક ખાસ સૈનિકને ત્યાં અરિકન્દની સરહદ ઉપર પોતાને માટે રાહ જોતાં બેસાડવા માટે કહ્યું હતું. તેથી હવે સાૈથી પહેલાં ત્યાંજ જવું એવો મન સાથે વિચાર કરીને બન્ને જણ અરિકન્દની સરહદની વાટે જવા લાગ્યાં.

જે મોગલ જાસૂસ નાગાૈરના કિલ્લામાં ચોરી છુપીથી દાખલ થયો હતો તેણે મોગલ છાવણીમાં જઇને જબરૂ ધાંધળ જગાડયું. પોતાની નોકરી તે નાણાંની ખાતરજ બજાવતો હતો; આ જાસુસ ધનનો ઘણોજ લોભી હતો ને તેના મનને રાત દિવસ ધન મેળવવાના વિચારો મનમાં રમી રહયા હતા. પૈસાને ખાતર તે પોતાના દેશને, પોતાની સ્વતંત્રતાને પરદેશીઓની ગુલામીમાં મુકતો હતો. પોતાના જાત ભાઇઓને તેણે એ દુષ્ટ પૈસાની ખાતરજ મોગલ સૈનીકોના પ્રચંડ યજ્ઞીમાં હોમવા તત્પર થયો હતો.

જે સમયે આ જાસુસ ફિરોજશાહના તંબુમાં પહોંચ્યો તે સમયે ફિરોઝશાહ પાસે અમલદાર વર્ગ ચારે બાજુ વેરાઇને ઘણા મોટા મોટા વિચારોમાં

ગરકાવ થઈ બેઠા હતા તેને તેજ વખતે એવી અપાર નિરાશાના સમાચાર મલ્યા હતા કે જે પછી શું કરવું તેની મોટી વિમાસણ થઈ પડી હતી.

વાંચકવૃંદને એ ખબર છે કે ફિરોઝશાહના તોપ-ખાનાના અરિકન્દના મહારાણા રૂદ્રસિંહે ચુરેચુરા ને ખેદાન મેદાન કરી નાંખીને જંગલમાં કયાં પધરાવી દીધું હતું તેમજ તે તોપખાનાના રક્ષણાર્થે જે સૈનિકો હતા તેઓમાંના ઘણાક જણને ઠાર કરીને કેટલાકને તેણે કેદ કર્યા હતા.

આથી ફિરોઝશાહે તોપખાનું લેવા જાસુસને મોકલ્યો હતો પણ તેને ગયે ઘણોજ વખત થઇ ગયો હતો, ફિરોજશાહ વિચારમાં તલ્લીન બની ગયો હતો.

પણ તે જાસુસ તો કયારનોએ દેહ મૂકત થઈ ગયો હતો એની એ મૂર્ખને કયાં ખબર હતી?

વિચાર કરતાં કરતાં બે ચાર દિવસ થઇ ગયા. સુબાને વહેમ પડયો કે કદાચ રસ્તામાં રજપૂતો એ હલ્લો કરી તે તાબે તો નહિં કર્યું હોય! પોતાનો વહેમ બરાબર છે કે નહિં તેનો તપાસ કરવા તેણે એક બીજા જાસુસને તરતજ રવાના કરી દીધો.

પરંતુ જાસુસ તો ગુજરાત ગયો તેવોજ તે પોતે ગુજરાત પાછો આવ્યો. જાસુસ જયારે ગયો ત્યારે

તેના મ્હોં ઉપર જે લાલાશ અને આનંદ દેખાતાં હતાં. તેને બદલે તે પાછો આવ્યો ત્યારે ફિકકાશ અને નિરાશા દેખાવા લાગ્યાં.

તેણે તરતજ તોપખાનાના નાશ થયાની હકીકત કહી. ફિરોઝશાહ ઘણોજ ક્રોધી હતો. તેણે અમલદાર વર્ગ સહિત તોપખાના ઉપર મોટો આધાર બાંધ્યો હતો કે શત્રુની દિવાલની એકેએક કાંકરી તોપખાના-માંની તોપોના ધડાકા અને ભડાકાથી તોડી પાડવાનો મનસુબો કરી રાખ્યો હતો.

પરંતુ જ્યાં તોપખાનું તોડી ફોડી ને તળાવમાં નાંખી દેવામાં આવ્યું તે વાત સાંભળી ત્યારે સર્વે ઠંડા-ગાર બની ગયા.

આ સમયે આપણો પરિચીત જાસુસ ફિરોઝશાહના તંબુમાં દાખલ થયો અને દાખલ થતાં વેંતજ તેણે આશાનાં કિર્ણ જેમ પહેલાં પડે છે તેમ જ્યાં ફિરોઝ-શાહ અને તેના પરીજન મંડલના મનમાં આશાની ચિણગારીઓ થવા માંડી અને તે પછી તે જાસુસ બોલ્યો. "નામદાર સુબા સાહેબનો જય થાઓ ! નાગૌરના કીલ્લામાં આપનો આ ગરીબ તાબેદાર જાસુસ અંદર જઇને, આવ્યો છે અને મારા અવલોકન પછી હું આપને ખાત્રી આપું છું કે એક યુકિત કરશો તો જરૂર એ કિલ્લો સોએ સો ટકા સાથે સંપુર્ણ રીતે હાથ કરી શકશો."

ફિરોઝશાહ, "યુકિત મારે નથી જોઇતી એની વાત પછીથી બધી થઈ પડશે. પણ જાસુસ પહેલાં એ તો કહે કે તે કિલ્લાની અંદર જઇ પરિક્ષા કેવી રીતે કરી ને અંદર શું શું જોયું ?"

જાસુસ, "આપને ટુંકાંમાં ટુંકું એકજ વાકય કહું છું કે રજપુતોના કિલ્લામાં સાવજ પોલંમ પોલ છે."

ફિરોઝશાહ "કેવી રીતે ?"

જાસૂસ, "ત્યારે સાંભળો, નામદાર સુબાસાહેબ ? મેં અંદર ફરીને જોયું છે કે કિલ્લામાં એક મોટો ભવ્ય છુપો દરવાજો છે. એ દરવાજો અમુકજ કંઇક નિસાનીઓ કરવાથી તરતજ ઉગડે છે. ત્યાર પછી મેં જોયું કે કિલ્લો ઇંટો અને ચુનાનોજ બનાવેલો છે. શહેરના દરેક દરવાજા આગળ રાતની વખતેજ દશ-બાર પહેરગીરો રાખવામાં આવે છે. પણ દિવસે તો એકથી વધુ પહેરગીર જોવામાં આવતોજ નથી. આપ નામદાર એક યુકિત કરો તો જરૂર કિલ્લો મેળવવામાં ફ્તેહ મલશે પરંતુ એક બાબત આપને કહેવાની ખાસ રહી ગઈ. દિલીપસિંહ કેવળ તદન કાચાકાનનોજ મુર્ખ રાજા છે. નાની નાની બાબતોમાં પણ એકદમ મગજ ગુમાવી બેસે છે. શાંન્તિને અને તેને હજારો ગાઉનું છેટું છે. આવા

રાજાને વશ કરવા માટે આ સેવક પાસે એક યુકિત છે.”

ફિરોઝશાહ કાંઈ ન બોલતાં પોતાના અમલદારો સામું જોવા લાગ્યો. અને અમલદારો તેના સામે વિચારો કરતા જોઈ રહ્યા. પરંતુ તેમાંથી એક જણે પુછયું. “ જાસુસ, બરાબર ચોકસ કહે તો ખરો કે તારી પાસે કઇ યુકિત છે ?”

જાસુસે આમ તેમ આડું અવળું જોઇને તથા કોઇ શત્રુ પક્ષનું સાંભળનાર અહીં હાજર છે કે નહિ તે ચારે તરફ જોઇને મનને ખાત્રી કરી લઇ કહેવા માંડયું, “આપણે દિલીપસિંહને એક ઘડીના છઠા ભાગમાં ઉંદરની માફક આમ ચપટીમાં સપડાવી શકીએ તેમ છીએ, પણ મુજ ગરીબનું કહેવું એવું છે કે આપણે તેને એમ કહેવડાવવું કે હવે અમે સુલેહ કરવા તૈયાર છીએ. તેની આગળ ખોટે ખોટું ડિંગ મારવું કે અમે તમારા મિત્ર છીએ ને વળી સ્નેહી હિતેચ્છું પણ છીએ; આતો જરાક મજાક કરતા હતા. હવે અમે સૈન્ય સાથે અમારા દેશમાં પાછા જવાનો નીશ્ચય કર્યો છે. આ તદન બનાવટી ખોટી વાત છે. જેમ ગળગોળા પવનના આવે છે તેમ આ વાત પણ પાયા વગરની તદન ખોટી છે. તો પણ આપણે તેને એમ કહેવરાવવું.” “એમાં તે શું વળ્યું ?” વચમાં એક જણે ડાહપણ ડોલ્યું—

"સાંભળો તો ખરા ? મારૂં કહેવું બરાબર પુરે પુરૂ સાંભલી લ્યો. પછી તમારે જેને જે કહેવું હોય તે કહેજો; યુકિત આબાદ છે, વારૂં પછી આપણે તેને પાછા જવાનું કહાવીએ તે સાથે એવી યુકિતથી એક શરત કરવી કે, અમે તમને ભેટીને એક બીજાના મિત્રો તરીકે હાથ મેળાપ કરીને છુટા પડવા માગીએ છીએ માટે દસ માણસો સાથે અમારા સુબાસાહેબને મારા શહેરમાં આવવાની પરવાનગી આપવી—"

"અરે ? જા, જા, એવો તે શું દિલીપસિંહ મુર્ખ છે કે તે પરવાનગી આપે ?" સેનાપતિએ પુછયું.

જાસૂસ "એવી પરવાનગી ન આપે તો આપણે એક બીજી શરત રજૂ કરવી કે તમે જો અમને તમારા શહેરમાં આવવા ન દયો તો તમારાં દસ માણસો સાથે તમે અમારી છાવણીમાં આવો; છાવણીમાં પણ નજ આવવું હોય તો કોઇ એવી અલગ જગ્યાએ મળવાનું ઠરાવો કે જ્યાં તમારી સલામતી છે એમ લાગે. તમને જે જગ્યા પસંદ હોય તે ઠેકાણે રાખો હમારે તો માત્ર તમને મિત્ર ભાવે મળવુંજ છે. અમારા તરફથી સુલેહની ખાત્રી આપવી છે. અને અમારામાં તમારે માટે બિલકુલ વેર નથી એમ પણ બરાબર તેના મનમાં ઉતરે તેમ જાહેર કરવું. તે સાથે અમારા તરફનું હમારી યથા શકતી નજરાણું તમારા ચરણ પક્ષ આગળ મુકીને

બન્ને હશી ખુશી ને મિત્રો તરીકે હવે છુટા પડીશું. આવી રીતે બરાબર ચોકસ આપણે તેને કહાવીશું તો તે કિલ્લો છોડીને કોઇ અલગ જગ્યાએ આવવા તૈયાર થશે ને કદાચ કિલ્લો નહીં છોડે અને આપણનેજ શહેરમાં દાખલ થવા દેશે તો આપણાં જે દસ માણસોમાંનાં બાહુબળ વાળાં હોંશીયાર હોય તેમાંનાં બે ત્રણ માણસોએ શહેરમાં દાખલ થઇને તરતજ જે પહેલું કામ કરવાનું તે જ્યાં ફાવે ત્યાં પહેલી આગ લગાડવી; ખાસ ધ્યાન દરવાજાઓ બાળી નાંખવા તરફ વિશેષ આપવાનું છે કારણ કે આમ કરવાથી શહેરમાં અંન્ધા ધુધી ફેલાશે અને એકલો કિલ્લોજ હાથ કરી લેવા ઉપર ચોકસ રીતે ધ્યાન આપવાનું રહેશે. જો દિલીપસીંહ કિલ્લા બહાર આવશે તો પછી એને કેદ કરી લેતાં જરાપણ વીલંબ લાગશે નહીં, આ વીચારો મારા મનમાં આવ્યા છે તે જણાવ્યા છે હવે આપ સર્વેને વ્યાજબી લાગે તે ખરૂં."

પરંતુ થોડીવાર સુધી સર્વેજણે ચુપકીદી પકડી ને ફીરોજશાહ આ જાસુસની કહેલી યુકિત મનન કરવા લાગ્યો. અંત તે થોડીવાર વીચાર કરી બોલ્યો કે યુકિત તો આબાદ છે. બસ હવે સફેદ વાવટા સાથે આપણા એક અમલદારને રજપુત રાજા તરફ સત્વર મોકલી આપો. તે કઇ સરત મંજુર રાખે છે તે જણાયા પછી શું કરવું તેનો વીચાર થશે!"

તરતજ ફીરોઝશાહની ઇચ્છાને માન આપવામાં આવ્યું. એક અમલદાર જવા માટે તૈયાર થયો અને તે "અલ્લાહો અકબર"ના ધ્વની સહીત સફેદ વાવટો હાથમાં લઇને નાગોરના કિલ્લા તરફ જવા લાગ્યો. આ અમલદારની શી સ્થિતી થઈ, તે હવે આપણે બરાબર રીતે તપાસીએ. સફેદ વાવટા સાથે તેને આવતો જોઇને એક પહેરગીરે રાજાને તુરતજ ખબર આપ્યા. રાજા પોતે કિલ્લા ઉપર આવ્યો અને તેણે તે સૈનિકને સફેદ વાવટા સાથે આવતો જોઇને પોતાનાં માણસોને જલદી હુકમ આપ્યો કે દરવાજાની એક બારી તેને માટે ખુલ્લી કરો અને તેનાં શસ્ત્ર દુર રખાવીને તેને વાવટા સાથે અંદર આવવા દો."

તે પોતાના વીચાર ભુવનમાં ગયો, અને પ્રધાન તથા સેનાપતિને તેણે મસલત માટે બોલાવ્યા; તેની સૂચના મુજબ દ્વારપાળોએ વાવટાવાલા મોગલ સૈનિકને શસ્ત્રો વીના અંદર દાખલ કર્યો. તેઓએ તેને સીધો વીચાર ભુવનમાં આણ્યો.

પ્રધાને તેને પુછ્યું "કેમ તારે શા કારણથી અત્રે આવવું થયું છે."

દૂત "જનાબને રોશન થાય કે હું ગુજરાતના બહાદુર સુબા સાહેબ તરફથી સમાધાની કરવાનો સંદેશો લઇને આપની પાસે આવ્યો છું."

પ્રધાન, "તમારા સુબાસાહેબને કહેજો કે એ સંદેશો હમને બહુજ માંડો મલ્યો છે તેથી હવે હમે લાચાર છીએ."

દૂત—"અમારા સુબા સાહેબે કહેવડાવ્યું છે કે અમે અત્યાર સુધી તમારી કસોટી કરતા હતા. અમારો હેતુ પહેલેથીજ પવિત્ર હતો. અમને તમારા તરફ કોઇ પણ જાતનું અંગત વેર નથી, અમે માત્ર અમારી મિત્ર ભાવના તમોને જાહેર કરીને પાછા ફરવા માગીએ છીએ."

પ્રધાન—"ઘણી સારી વાત છે કે તમે પાછા જવાને તૈયાર છો કેમકે એ બાજુનો રસ્તો તમારે માટે હમેશાં ખુલ્લોજ છે માટે તમે સત્વર સિધાવો. બોલો હવે કંઇ પુછવું છે."

દૂત—"પ્રધાનજી આપ હજી હમારો શો હેતુ છે તે સમજ્યા પણ નથી. સુબાસાહેબે ઘણાજ સ્નેહ સાથે કહેવરાવ્યું છે કે અમે તમારા મિત્રો છીએ. અને અમારી મિત્રતા સાચા ખરા હૃદયની ને અંતઃકરણની છે એમ આપને પુરાવા સહીત જાહેર કરવાની અમને આપે આ વખતે તક આપવી જોઇએ. મહારાજાશ્રીને એ વાત જાહેર થઇ ચુકી છે."

મહારાજાએ કહ્યું, "અને અમો પણ અત્રે જાહેર કરીએ છીએ કે અમે તમને મિત્રો તરીકે કબુલ રાખીએ છીએ: તમે હવે જરા તલમાત્ર મનમાં અંદેશો લાવ્યા વિના અહીંથી પાછા ફરી શકશો."

દૂત—"નામવર મહારાજાને રોશન થાય કે હવે હમારે અંદેશાનું કંઇ કારણ તો રહેલું નથી. અમારૂં સૈન્ય નિશ્ચિંતપણે પાછું ફરતું હોય તે વેળા તમારા માણસો કિલ્લામાંથી અમારા ઉપર ગોળીઓનો વર્ષાદ વરસાવે અથવા તો અમારો પીછો પકડે એવો હમને સંભવ હોવાથી અમારા સુબાસાહેબ ઇચ્છે છે કે,—બન્ને વચ્ચે સુલેહની શરતો નકી થવી જોઇએ, અને એ શરતો નકકી કરવા માટે સુબાસાહેબ પોતે આપ નામવર મહારાજાની હજુરમાં દસ માણસોના રિશાલા સાથે આવવા આપની રજા માગે છે. જો આપ મહારાજા પરવાનગી આપો તેમજ કોઈ પણ રીતનો દગો ન થાય એવી મને ખાત્રી આપની જબાનથી આપો તો આપ નકકી કરો તે વખતે હમારા સુબાસાહેબ અહીં આવવા ખુશીથી નીકળશે."

પ્રધાન "આ વાતે તમે કંઇક વિચારવા જેવી કહી ખરી પણ અમારા મહારાજા સાહેબ તમને અત્યારેજ ખાત્રી આપશે કે અમારા તરફથી તમને કાંઇ પણ રીતનો દગો દેવામાં આવશે નહીં. અમે પણ

સાચા ક્ષત્રિયો છીએ. અને સાચા ક્ષત્રિયો કદી યુદ્ધમાં પ્રપંચ કરતા નથી."

દુત-"પ્રધાન સાહેબનો આભારી છું. પણ હું એક સાધારણ દુત તે આપને શી ગણત્રીમાં ? આપને આપના મહારાજા સાહેબ મારા જેવા સાધારણ માણસને આવી મોટી જોખમદારીવાળી વાત કહે તેમાં મારા ઉપર અમારા સુબા સાહેબ આધાર રાખે ખરા કે ? બન્ને મોટા માણસો પોત પોતાના મોભા મૂજબ એક બીજાને અકેક શબ્દ મિત્રતાનો કહે તેનું જે વજન પડે તે મારા જેવા એક ગરીબ નોકરના કહ્યાથી પડે ખરૂં કે ? આથીજ એ બેઉનો મેળાપ થઇને આ મહાન બાબતનો ફડચો તેઓ બન્ને સલાહસંપથી રૂબરૂમાં કરી લે તે સઉના કરતાં ઠીક થઇ પડશે."

સેનાપતિએ અત્રે કહ્યું "પણ તમારા સુબા સાહેબને દશ માણસો સાથે તો આ શહેરમાં આવવા દેવાય નહી."

દિલિપસિંહ-"હા, તેમને એકલાને અત્રે પધારવું હોય તો ભલે ખુશીથી પધારે. હું મારા બાપ દાદાની કીર્તીના સોગન લઇને કહું છું કે તેમના પ્રત્યે બિલકુલ દગો અમારા તરફથી રમાશે નહી."

દુત-"નામદાર મહારાજાને મારી અરજ છે કે અમારા સુબા સાહેબે આવી શરત કબુલ કરવાની મને સ્પષ્ટ રીતે ના પાડીનેજ મોકલ્યો છે. તે નામદારે

એમ કહેવડાવ્યું છે કે, જો અમને થોડા માણસો સહિત આપ શહેરમાં આવવા નજ દો તો આપ મહેરબાન ખુશીથી થોડા માણસો સહિત અમારી છાવણીમાં આવો.”

અત્રે આ વાકય સાંભળી સર્વે જણા હસી પડયા. એટલે સેનાપતિએ કહ્યું. “કાકા મટીને ભત્રીજા થવાનું કોણ કબુલ કરે. મોગલ દુત, તારી એ આશા તો કદાપી કાળે સફળ થવા પામશે નહીં.”

દુત, “હવે એક ત્રીજી શરત વીષે કહેવાનું મને સોંપવામાં પણ આવેલું છે. નામદાર સુબાસાહેબે કહેવડાવ્યું છે કે તમો નામદાર મહારાજા સાહેબ નકકી કરો તે એકાંત જગ્યાએ અમે આવીએ. અને તેજ સ્થળે દસ માણસો સહિત આપ પધારો; તે સ્થળે આપણે વેર ભાવ વિના મળીને એક બીજાને મિત્રતાની ખાત્રી આપી ને કોઇના તરફથી હવે પછી દગો નહીં થાય તેનાં એક બીજાને વચનથી બાંધીને વીખુટાં પડીએ. મહારાજા સુબાસાહેબે કહેલું છે કે બંધુ તરીકે વચનથી બંધાઇશું ને પછી વીખુટા પડીશું.”

રાજા “અલ્યા દુત, એકાંન્ત જગ્યા એટલે તમે શું કહેવા માગો છો! કંઇ પ્રપંચ કરવા ધારો છો?”

દુત “ના ના મહારાજા પ્રંપચ? એ આપ શું બોલ્યા! પ્રપંચ નહીં પણ આપના તાબાની સરહદમાં

કોઇ પણ જગ્યાએ અથવા તો આપના કોઈ મિત્ર રાજ્યની હદમાં આપ જ્યાં મળવાનું ઠરાવો ત્યાં હમે દસ માણસો સહીત આવીએ એમ અમારા સુબાસાહેબે કહેવડાવ્યું છે."

રાજા "વારૂ આ શીવાય હવે તમારે કંઇપણ કહેવાનું બાકી રહ્યું છે."

દુત "ના નામદાર?

રાજા "તો તમે આશરે અરધા કલાક મહારા મહેલમાં મારા માણુસો લઇ જાય તે જગ્યાએ જઇને તમે બેસો અને તે દરમીયાન હું મારા મંત્રી વીગેરે સાથે વાતચીત ચલાવીને તમને યોગ્ય રીતે જવાબ આપીશ. તમે ત્યાંજ બેસસો તે દરમીયાન તમારી હરેક પ્રકારની માનભરી આગતા સ્વાગતા કરવાનું હું મારાં માણુસોને ફરમાવું છું."

દુત "જેવી આપ મહારાજા સાહેબની ઈચ્છા." એમ કહીને તે જવા તૈયાર થયો. દિલીપસિંહે સેનાપતિના કાનમાં કાંઇક કહ્યું. એટલે તે ઉઠીને તુરત દુત સાથે ગયો. અને તેનેવીચાર ભુવનથી ઘણે દુર એક મહેલમાં જ્યાં અતિથીઓનો સત્કાર કરવામાં આવતો તે તરફના અતિથી સત્કાર ભુવન નામના મહેલમાં લઇ ગયો. તેની તહેનાતમાં પોતાના તાબાના એક ચાલાક સૈનિકના હાથ નીચે બે ચાર માણુસો

રાખીને તેમને એ પ્રકારની તાકીદ કરી. એ મોગલ દુત જે ખોરાકની જે કાંઇ ચીજ માગે તે તેને આપવી એ શિવાય બીજાં કાંઇ પણુ સાધનથી તે કોઈ પ્રકારનો પ્રંપચ કરે નહી. અથવા તો કિલ્લો બધી બાજુ તપાસવા કે લશ્કરની સ્થિતી કંઇપણુ રીતે જાણુવા માટે તે કિલ્લામાં જઇ ચઢે નહીં.”

આ ઉપરથી જણુાશે કે રજપુતો કેવા દયાશીલ ધર્મશીલ ને આતીથ્ય સત્કારની ભાવનાવાળા હતા. તેઓનો નાશ ફકત એક કુસંપથીજ થયો હતો. મોગલ સુબાને યુકિત બતાવનાર કોણુ હતો ? એક લુણુ હરામી રજપુત ! જો એવા કુલાંગારો રજપુતાનામાં ના પાકયા હોત તો અત્યારે ઇતિહાસ જુદુંજ રૂપ લેત !



## પ્રકરણુ ૧૬ મું.



### દૂતના સંદેશા વિષે મશલત

સેનાપતિ મોગલ દુતને અતિથી સત્કાર ભુવનમાં બેસાડી મહારાજા દિલીપસિંહ પાસે તેમના વિચાર ભુવનમાં આવી પહોંચ્યો. એ પછી તે તથા પ્રધાન અને મહારાજા એમ ત્રણુ જણુ મળીને જણુાવેલી બાબતો ઉપર વીચાર કરવામાં ગુંથાયા.

મોગલ દુત રાજાજી પાસે આવ્યો છે, એ વાત ગામમાં બધે પ્રસરી ગઇ; લોકોએ એકથી બીજાને અને બીજાથી ત્રીજાને કાને એ વાત વધારીને ગમે તેમ અફવાઓ પવનના વેગની માફક ગપગોળા ઉડે તેમ વાતો ઉડવા લાગી ને વધારેને વધારે જાહેર કરી કોઈક કહે, રાજાજી તો હવે ડરી ગયા છે અને હવે મોગલો સાથે સુલેહ કરનાર છે. પાછા કોઇક કહે કે રાજા તે શેના ડરે ? મોગલોજ થાકી ગયા છે. મોગલોનું તોપખાનું વિદીર્ણ અવસ્થામાં મુકાયું એ વાત સર્વ લોકો જાણુતા હતા. તેથી મોગલો ગભરાઇ ગયા છે, એમ પણ ચોકસ માન્યું. કોઇ કહે કે વળી તેઓનો આમાં કાંઇક જાતનો પ્રપંચ હશે, એમ પણ માન્યું. આમ જેમ જેમ ફાવે તેમ તેમ તેણે વાતો ચલાવી ને માન્યતા કરી. લોકોમાં તેની ઉહાપોહ માફક વાતો ચાલુ રહી. નવમાં પ્રકરણુમાં આપણે એ રઘુવીરસિંહનો ઉલ્લેખ કર્યો છે. તે હજી નાગોરમાંજ હતો. તેના જાણુવામાં આ ઉડતી ઉડતી વાત આવી. મોગલ દુત, ચાહે તે કારણુથી આવ્યો હોય પરંતુ જો રાજા દિલિપસિંહ હિમ્મત હારી જશે અથવા તો મોગલોના કોઈ જાતના પ્રપંચથી રજપુતોનું નાક જશે એમ સ્પષ્ટ રીતે રઘુવીરસિંહને લાગ્યું તેથી તેણે તરતજ પોતે જાતે રાજા પાસે જવાનો ચોકકસ નિશ્ચય કર્યો. તે અત્યારે સાદા રજપુત પોષાકમાંજ હતો. રાજમહેલ

પાસે જઇને તેણે તરતજ પહેરેગીર મારફતે રાજાને કહેડાવ્યું કે દરબારમાં ફિરોઝશાહના મોતની પ્રતિજ્ઞા લેનાર રજપુત આપને અગત્યના કારણોસર હાલતુરત મલવા માંગે છે.

રાજદુતે દિલિપસિંહનો સંદેશો પહોંચાડતાં તરતજ રઘુવીરસિંહજીને અંદર વિચારભુવનમાં આવવાની પરવાનગી આપી. યોગ્ય અદબથી રાજાને નમન કર્યા બાદ રઘુવીરસિંહ બોલ્યો:—

"શ્રીમાન મહારાજા ! હું મારી પ્રથમ બાજીમાં નિષ્ફળ નીવડયો છું. પણ મને મોગલ સૈન્યનું નિરક્ષણ કરવાની તક મલી છે. એ ઉપરથી મેં એવો સાર દોર્યો છે કે, મોગલો આપણી સાથે સુલેહ કરવા કદાપી તૈયાર થાય તેમ નથી !"

દિલિપસિંહ—"યુવક ? તમે દોરેલો સાર તદન ખોટો લાગે છે. તેઓએ તો સુલેહનું કહેણ કહાવ્યું છે; અને અમે અત્યારે એજ સંબંધે વિચાર કરીએ છીએ. વખત ટુંકો હોવાથી હું હાલ તુર્ત તમારી સાથે વધુ વાતચિત કરી શકુ તેમ નથી. પણ તમે કિયાં અગત્યનાં કારણોસર મને અત્યારે મલવા આવ્યા છો તે મને ટુંકમાંજ જણાવી દો."

રઘુવીરસિંહ—"સાંભળો નામદાર, હું આપને એ કહેવા આવ્યો છું કે, જો મોગલો સુલેહનો સંદેશો

આપને મોકલે તો તમે નકકી માનજો કે તેમની તે પ્રપંચ જાળ છે એમ ચોકકસથીજ માની લેશો. બીજું એ કે કિલ્લો છોડીને આપણું લશ્કર એક ક્ષણ પણ બહાર જાય નહી. જો જશે તો જરૂર મોગલો તેને હંફાવશે—કેદ કરી લેશે, રજપુતો કરતાં તેમનું સૈન્ય ચાર પાંચઘણું વધારે છે. એક વિશેષ ખબર એ કહેવાની કે, આપણા રાજકુટુંબના સન્નારી મંડળના ખાસ રક્ષણાર્થે તત્પર રહેવાની જરૂર છે. તેમની ઈજ્જત આબરૂને મોગલો ખાસ ગંભીર લેખતા નથી."

પ્રધાને રઘુવીરસિંહના કહેવામાં ખુલ્લું સત્ય વાક્ય જોયું. તે સદ્રૂપી યુવક છે, તેમાં સંશય રાખવાનું કારણ નથી. વિશેષ એમ પણ તેને લાગ્યું કે જેથી તેની સુચનાની વાત હસી કાઢવી નહી તેમ ચપટીમાં ઉડાવવી નહી. એમ મન સાથે વિચાર કરીને સ્પષ્ટ રીતે તે બોલ્યો—"શૂરવીર યુવક, તમારૂં કહેવા સાથે સત્ય શબ્દ ખરો છે. એ બાબતોની હમે વધારે લક્ષ રાખીને સંભાળ રાખીશું. બોલો ? હવે તમારે વધારે કાંઇ વિશેષ કહેવાનું છે ?"

રઘુવીરસિંહ—"હાજી. મેં શહેરમાંથી સાંભળ્યું છે કે—મોગલોએ આપણા શહેરમાં આવવા માટે પરવાનગી માગી છે, પણ હું આપને વિનંતીથી કરગરી કહું છું કે આપ નામવર ભૂલેચુકે પરવાનગી ના આપશો. પરંતુ જો તેમના પ્રપંચ સામે એકાદ બને

તો પ્રપંચ આપણે કરવો હોય તો તે પ્રપંચમાં સામેલ થવા અને જે પહેલાં મેં રાજદરબારમાં પ્રતિજ્ઞા લીધી છે, તે પુરી કરવા હું હજી અત્યારે પણ તૈયાર છું એમ આપને હું ખાસ જાહેર કરૂં છું.”

દિલિપસિંહ–“મારા તરફથી કોઇપણ જાતનો પ્રપંચ કરવાની મારી ઇચ્છા નથી. પ્રપંચ કરવા કરતાં તો બહેતર એ છે કે મોગલ સરદારને મારે કહેવડાવી દેવું કે, તમારી માગણી હું કબુલ રાખતો નથી. તમારે પાછા ફરવું કે નહી એ વિચારવાનું કામ તમારૂં છે. ખરો ક્ષત્રિય વીર કોઇપણ દિવસ પ્રપંચ કરતોજ નથી. મ્હારામાં તાકાત હશે ત્યાં સુધી હું લડીશ પણ અધર્મનો આશરો હું કદાપી ગ્રહણ કરનાર નથી.

ગમે તેવો છું છતાં ક્ષત્રીયતણો સંતાન છું,<br>
પ્રપંચ કરશું ના કદાપી જીવનના ભોગે વળી.<br>
શીર સાટે શીર લેશું રણ યજ્ઞમાં શમશેરથી,<br>
અધર્મ્ય કેરા આશરાથી જીત તે નહિં જીત છે.

રઘુવીરસિંહ–“હું પણ એ માર્ગ વ્યાજબી તો લેખું છું પણ એમાં તો સ્થિતિ જયાં છે ત્યાંની ત્યાંજ રહેશે. જયાં સુધી આપનું લશ્કર કિલ્લામાં હશે, ત્યાં લગી તો મોગલોનાથી કાંઇપણ કરી શકાશે નહીં. પણ હું એવા અભિપ્રાયનો છું કે મોગલોને રણાંગણમાં

હાથ બતાવવા જેવી ખુલ્લી પદ્ધતિ આપણા તરફથી ગ્રહણ કરી શકાય તેમ નથી. આપણે તો તેઓને પ્રપંચ કરીને આપણું બુદ્ધિબળ બતાવવું. હું જે પ્રપંચની વાત કરૂં છું, તેનાં આપ નામદારને પોતાનેજ સામેલ થવાનું નથી. હું મારી પોતાની તરફથી તેની સર્વ વાતની જોખમદારી લઇશ. માત્ર આપની સંમતિ અને આપના થોડાક શુરવીર સૈનિકોની મદદ મને આપશો એટલે ચાલશે.”

પ્રધાનને આ યુવકની હિમ્મત માટે અગાઉથીજ સારો અભિપ્રાય તો હતો કે તે કાંઇક યુકિત એવી તો કરશે કે જેથી મોગલો કિલ્લા આગળથી ઉઠાંગરી કરી જાય. યુવકે પ્રપંચની જોખમદારી પોતાને શીરે લીધી તે ઉપરથી પ્રધાને કહ્યું-“તમે કેવી જાતનો પ્રપંચ કરવાનો ઇરાદો રાખો છો ?”

રઘુવીરસિંહે કહ્યું-મેં તો સાંભલ્યું છે તે પ્રમાણે જો મોગલ સરદારે એમ કહેવડાવ્યું હોય કે અમને તમારા શહેરમાં આવવા દો તો મહારાજાશ્રીએ તેને એટલુંજ કહાવવાનું રહે છે કે—અત્રે તમને આંખે પાટા બાંધીને આ શહેરમાં હમો દાખલ કરીએ. તેઓ પ્રંપચી હોવાથી એ વાત પણ જો કબુલ રાખે તો અહીંથી તેમને પાછા જવા ન દેવા; પરંતુ જો આંખે પાટા બાંધીને આવવાની ના કહે તો પછી મહા-

રાજાશ્રીએ એમ કહેવડાવવું કે હું મહારા અંગત રિસાલા સાથે તમારી છાવણીમાં આવું છું. મારી વાત તમે બધી પુરેપુરી સાંભલી લેશોજી. પછી આપને જે કહેવું હોય તે સુખેથી કહેજો. મહારાજા મોગલોની છાવણીમાં જવાનું કહેવડાવશે; એટલે તે મોગલો તરત હા પાડશે અને તેજ વખતે મહારાજા તરીકે હું તે નામદારને ખોટો સ્વાંગ લઇને જઇશ. એ પછી જો તેઓ મને મહારાજાશ્રી ધારી કેદ કરશે તો તે વખતે હું જાહેર થઇશ. અને હું કેદ પકડાવાથી જો પાછો ન આવું તો આપ નામદારે ચોકસ રીતે જાણી લેવું કે મોગલોએ નકકી દગો કર્યો છે."

દિલીપસિંહે પુછયું "પણ આમ કરવાથી આપણુને શો લાભ?

રઘુવીરસિંહ "લાભ એક નથી પણ અનેક રીતનો છે. મોગલોની દુષ્ટ દાનતનો આપ નામદારને પુરાવો મલશે. અને હું કેદ પકડાઇને કાંઇ ત્યાં જંપીને બેસીસ નહી. કોઇને કોઇ પ્રકારે ધાંધલ મચાવી ને કેદમાંથી છુંટો થઇશ. અને મારૂં જે વ્રત મેં લીધું છે તે પુરૂં કરીશ. જો એ વ્રત પુરૂં થશે તો આપને લાભ એ થશે કે મોગલો અહીંથી ઘેરો ઉઠાવશે."

પ્રધાન અને સેનાપતિએ માંહોં માંહે વિચારો ચલાવી જોઇને એવો અભિપ્રાય દર્શાવ્યો કે, આ યુવક જેમ કહે છે તેમ કરવામાં આપણુને કોંઇ પણ

જાતની હાની નથી. મોગલો કિલ્લાને ઘેરો નાંખીને પડયા છે, તેથી નથી તેઓ પોતે ફાવંતા કે નથી આપણે ફાવતા; લડાઇ વિના બન્ને પક્ષ જયાં ને ત્યાં પડયા રહયા છે. આપણા કિલ્લામાં જયાં સુધી અનાજ વિગેરે સાધન હશે ત્યાં સુંધી આપણુને વાંધો નડશે નહી. પણ તે સાધન ખુટતાં, હેરાન હેરાન થતાં ત્રાહ ત્રાહ વીતશે, માટે હવે તો આ યુવક જે કહે છે તેમ ભલે તેની પોતાની જોખમદારીથી તે પ્રંપચ ઉઠાવે. એકાંન્ત વિસ્તારમાં મળવાનું મોગલ દુતે કહ્યું છે તેમ મલવાથી બધો ભેદ ખુલ્લો થઇ જશે.”

આખરે દિલીપસિંહે નમતું મૂક્યું, અને રઘુવીરસિંહને જણાવવામાં આવ્યું કે—“એકાદ એકાંન્ત જગ્યા એવી જોઇએ કે દસ–દસ માણસો સાથે બન્ને પક્ષને મળવું એમ મોગલ સુબાએ કહેવડાવ્યું છે, તો એવી આપણી સરહદમાં કોઇ એકાંન્ત જગ્યા છે કે જયાં તમે કોઈ યુકિતથી મોગલ સરદારની કદાચ ખરાબ દાનત થાય ને અગાઉથી સમજી શકો તો તે વખતે બધા નાસી જઇ શકો ?”

રઘુવીરસિંહે કહ્યું: “હા નામદાર ? અહીંથી થોડેક દુર જે મંન્દિર આવેલું છે ત્યાં આગલ મલવાનું જો ઠરાવવામા આવશે તો એ જગ્યા મારી સર્વ રીતની જાણીતી હોવાથી હું ગમે તેમ કરીને એ મોગલ ટુકડીને મારા હાથ બતાવી શકીશ.”

સેનાપતિ "ત્યારે એ જગ્યા આપણે બધાએ પસંદ કરવી જોઇએ."

દિલીપસિંહ "એ જગ્યા જોવા માટે હું ખાસ તમને ત્યાં જવા મંજુરી આપું છું.

"સેનાપતિજી! તમે મોગલ દુતને ખબર આપો કે આવતી કાલે બાર વાગ્યાના સુમારે અમે એ જગ્યાએ દસ માણુસો સહિતજ આવીશું. અને મોગલ સુબાએ પણ દસ માણુસો સહિત ત્યાં આગળ આવવું."

સેનાપતિ "જેવો આપનો હુકમ"

રઘુવીરસિંહે અત્રે જણાવ્યું કે, "સમય તો યોગ્ય ઠરાવ્યો છે. પણ તે પહેલાં એટલે કે આજ રાત્રે મને એ મન્દિરે જવાની આપે પરવાનગી આપવી જોઇએ. જો સેનાપતિજીની ઇચ્છા હોય તો તેઓ ભલે મારી સાથે ત્યાં આવે; ત્યાં મારી એક બહેન છે. તેને હું આ શહેરમાં તેના ગૃહમાં લાવવા માગું છું."

"તમારી બહેન? અને તેનું ગૃહ આ શહેરમાં?" પ્રધાને આશ્ચર્ય દર્શાવતાં પ્રશ્ન કર્યો.

રઘુવીરસિંહે અત્રે પોતાનો ઇતિહાસ કહયો કે કે જેનાથી વાંચકવૃંન્દ આઠમા પ્રકરણથી વાકેફ થયેલા છે. તેણે સ્વર્ગસ્થ મદનનિશ સેનાપતિ સાથે પોતાની બહેનના થયેલા લગ્નની હકિકત પણ કહી. અને સાંભળ્યા બાદ સર્વને હર્ષમિશ્રીત શોકની લાગણી પણ થઇ.

હર્ષ એટલાજ માટે કે રઘુવીરસિંહ એક ખાનદાન ઠાકોરનો પુત્ર હતો. અને શોક એટલાજ માટે કે મરહુમ મહદનિશ સેનાપતિની વિધવાની મહારાજાએ આજ સુધી કાંઇ પણ રીતની દરકાર કરી ન હતી. પશ્ચા-તાપ ભરેલા ખેદ સહિત મહારાજાએ રઘુવીરસિંહની ગોલ ગોલ શબ્દોમાં માફી ચાહી અને તેની બહેન રમાને તેડી લાવવાની પરવાનગી ઘણીજ ખુશીથી આપી.

દિલીપસિંહે સર્વ પ્રકારની વ્યવસ્થાનું કાર્ય આ ત્રણેને સોંપી ને વીચાર ભુવનમાંથી વિદાય લીધી. તેના મનમાં એકંદરે અત્યારે સંતોષની લાગણી થઇ હતી કે રઘુંવીરસિંહ પોતાની ચાલાકી અને હિમ્મતથી કદાચ સઘળી બાજી પલટાવી નાંખશે; અને નાગૌર રાજ્ય ઉપરથી મોગલોનો ઘેરો હઠાવવામાં ફળી ભુત નીવડશે.

## પ્રકરણ ૧૭ મું.

---:o:---

### પ્રપંચ સામે પ્રપંચ

આગલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે મોગલ દુત સાથે ફિરોઝશાહને મંદિર પાસે મળવાના સમાચાર કહેવડાવ્યામાં આવ્યા બાદ રાત્રે રઘુવીરસિંહ એકલો

કિલ્લા બહાર નીકળી પડયો અને મંદિરમાં પહોંચ્યો. એ મંદિરમાં તે વખતે પોતાની બહેન શિવાય બીજી બે વ્યકિતઓ પણ હતી. એ વ્યકિતઓ અન્ય કોઇજ નહી પણ અરિકન્દ જવા નિકળેલા મૃગેન્દ્રસિંહ અને શૈલબાળા હતાં. રઘુવીરસિંહ આવતા પહેલાં રમા સાથે તેઓને પરસ્પર ઓળખાણ થઇ ચુકયું હતું; કારણ કે શૈલબાળાને રમા સારી પેઠે ઓળખતી હતી.

રઘુવીરસિંહે આવતાં વેંત પ્રથમ તો નાગોરના મદનપાળ શેઠ સ્વધામ પહોંચ્યાના સમાચાર બહેન રમાને આપ્યા. અને તે સાથે તેનું પોતાનું લહેણું વ્યાજ સાથે પતી ગયાના સમાચાર પણ કહ્યા. એ પછી તે રાજ્યને લગતી પોતાની હકીકત કહેતાં ખમચાયો. પરંતુ રમાએ તરતજ શૈલબાળાનો પરીચય તેને કરાવ્યો. અને તેને કેમ દેશવટો લેવો પડયો તેની હકીકત કહી એટલે રઘુવીરસિંહે લગાર પણ આનાકાની વિના પોતે જે સાહસ ખેડનાર હતો તેની વાત કહી સંભળાવી. મૃગેન્દ્ર, શૈલ અને રમા ત્રણેએ તેને ધન્યવાદ આપ્યો, એ સમય એવો હતો કે જ્યારે આજ કાર્ય માટે પ્રાણની આહુતિ અપાય એવા સાહસમાં પ્રવૃત્ત થવામાં એક જાતનું અપુર્વ ગૌરવ ગણાતું હતું. પોતાના રાજાને મદદ આપવાનો ક્ષત્રિય વટ જાળવવા માટે જયારે એક ક્ષત્રિય પ્રાણની પરવા રાખતો નહી ત્યારે તેમનાં સગાં સહોદર તેને આજકાલના

સમયની માફક ઠપકો આપતાં નહિં; રમાને રઘુવીરના સાહસની વાત જાણીને આનંદ થવાથી તેણે તેને ખુબ ધન્યવાદ આપ્યો. અને ખરા હ્રદયથી આશિષ દીધી કે "તારો વિજય થાઓ."

મૃગેન્દ્રસિંહ અને શૈલબાળાએ રઘુવીરસિંહના કાર્યમાં પોતાના હિત સાધનની કુંચી જોઇ. મૃગેન્દ્ર-સિંહને વિચાર આવ્યો કે રૂદ્રસિંહ હવેજ અહીં આવી પહોંચીને મોગલોને દંડ દે એવો આ સમય છે. શૈલવતી ને એવો વીચાર આવ્યો કે મૃગેન્દ્રસિંહ ને રઘુવીરસિંહની સાથે સામેલ કર્યો હોય અને તે દીલીપસિંહ તરફથી મોગલો સામે લઢે તો તેમાં તેના ઉપરનો દિલીપસિંહનો વહેમ દુર થાય. અને રઘુ-વીરસિહને એક બીજા તેના પોતાનાજ જેવા શૂરવીરની સહાય મળે.

બન્નેએ માંહોમાંહે મસલત ચલાવી જોઇ અને આખરે એમ ઠર્યું કે શૈલવતીએ પુરૂષવેશ ધારણ કરીને મૃગેન્દ્રસિંહની વીંટી તથા રૂકકો લઇને અરિ-કંદની સરહદમાં જવું—ત્યાં વાટ જોઇ રહેલા સૈનિકને મલીને રૂદ્રસિંહ પાસે જવું. અને રૂદ્રસીંહ ને હવે વેળાસર આ તરફ આવી પહોંચવા જણાવવું. આ પ્રમાણે શૈલવતીને તત્કાળ તેજ સમયે રવાને કરવામાં આવી. અને રમા સહીત રઘુવીરસીંહ મંદીરમાંથી

નીકલ્યો ને નાગોરના કીલ્લા તરફ ગયો; મૃગેન્દ્રસીંહ સાથેની મસલત પ્રમાણે તે રાજા તરીકે નવ માણસો સહીત બીજે દીને અહીં આવનાર હતો. દશમા માણસ તરીકે મૃગેન્દ્રસીંહને ગોઠવવાનો હતો. રઘુવીરસીંહ અને રમાને મંદીર બહાર વળાવીને મૃગેન્દ્રસીંહ જેવો મંદીરમાં પાછો ફરતો હતો તેવોજ એક આકૃતીને થોડે દુર એક ઝાડીમાં પેસી જતી જોઇને ચમકયો. જાણે તેણે તે તરફ લક્ષ ન આપ્યું હોય તેમ તે મંદીરની અંદર જઇને દરવાજાની બારી ઉઘાડી રાખીને તેની ઓથે ભરાઇ ગયો. તેનું ધારવું હતું કે એ આકૃતી કોઇ મોગલ જાસુસનીજ હોવી જોઈએ અને તે જરૂર મંદીર આગલ થઇને પાછો જશે અથવાતો મંદીર તરફ કાંઈ વીશેષ બાતમી માટે આવશે. થોડીવાર થઇ એટલે તેને કાને કોઇનાં પગલાંનો અવાજ સંભલાયો તેનું ધારવું ખરૂં પડયું. તે આકૃતી મંદીર આગલ થઇને પસાર થતી હતી. બારીની ફાડમાંથી તેણે જોયું તો બારીમાં ડોકીઉં કરીને અંધારૂં જોઇને તે આકૃતી પાછી જવા લાગી. તેની પૂંઠ પોતાના તરફ હતી. એમ જોઇને તરતજ મૃગેન્દ્રસીંહ બારીમાંથી બહાર નીકલ્યો અને તે માણસ ઉપર પાછળથી તુટી પડીને મુકકાના મારથી તેને એકદમ અકળાવાં નાંખીને જમીન ઉપર પાડી નાંખ્યો. એ બાદ પોતાની પાસે એક જાતની ભુકી હતી તે ભુકી તેના નાક આગલ

ધરીને તે માણુસને તેણે બેશુધ્ધ કરી નાંખ્યો. તેના શરીર ઉપર મોગલાઈ સૈનિકનો પોષાક હતો. આ પોષાક મૃગેન્દ્રસીંહે ઉતારી લીધો. અને પોતાની સાથે લઇને તે માણુસને ત્યાંજ બેશુદ્ધ હાલતમાં પડતો મુકીને તે મંદીરમાં જતો રહ્યો. બીજે દીવસે સહુ-વારના પહોરથી મંદીર આગલ એક વિશાળ તંબુ બાંધવાની તૈયારીઓ થઇ રહી હતી. ફિરોઝશાહે આ તંબુ દિલીપસીંહ સાથે મેળાપ કરવા માટે બંધાવવા માંડયો હતો.

એકાદ કલાકના અરસામાં તંબુ ઠોકાઈ રહયા પછી એક બે મોગલ જાસુસો મંદિર આગળ આવીને તેમાં કોણ કોણ છે તેની તપાસ કરી ગયા. પણ મૃગે-ન્દ્રસિંહે પ્રથમથીજ મંદીરના રક્ષકને ચેતાવી મુકયો હતો કે મોગલોને અંદર પોતે છે એવી વાત કહેવી નહી તેમજ કોઇને અંદર દાખલ કરવા નહીં; હિંદુ મંદીર છે અને તેમાં માત્ર રક્ષક શિવાય બીજું કોઇ નથી એમ મોગલ જાસુસોને જણાવવામાં આવ્યા પછી તેઓએ તેમાં પ્રવેશ કરવા કે બીજું કાંઈ વધારે જાણુવા તજવીજ કરી નહીં.

બરોબર બાર વાગ્યાનો સમય થતાં બન્ને પક્ષનાં માણસો તંબુમાં આવી પહોંચ્યાં. મૃગેન્દ્રસિંહ અગાઉથી રજપુતોની રાહ જોતો એક સ્થલે ઉભો રહયો હતો. તે આવેલા રજપુત વીરો સાથે ભલી ગયો. એ

વખતે સહસાજ તેની અને રઘુવીરસીંહની આંખોનું તારા મૈત્રક રચાઇ ગયું. મૃગેન્દ્રસિંહે જોયું કે રઘુવીરસિંહ મહારાજાનો વેશ બહુજ ફતેહમંદ રીતે ભજવે છે. મ્હોં ઉપર અંત્યંત ગંભીરતા અને ગતીમાં પણ રાજાને છાજતો રૂવાબ રાખીને તે ફિરોઝશાહ સાથે તંબુમાં દાખલ થયો.

એક બીજાના કુશળ સમાચાર પ્રારંભમાં પુછાયા પછી ફીરોઝશાહે હસીને દિલીપસીંહને પુછ્યું-"રાજા તમને સુલેહ કરવી પસંદ છે તો એકજ શરતથી તમે તે અમારી સાથે કેમ કરતા નથી ?"

વેશ ધારી દિલીપસિંહે પુછ્યું "આપણા વચ્ચે તો સુલેહ થઇજ ગઇ ને ? હવે કયાં શરતો ગોઠવવાની છે ? તમારી ઇચ્છા પ્રમાણે હું તમને મળ્યો. હવે તમે આનંદથી તમારા રાજયમાં સિધાવો." ફિરોઝશાહ-"નહીંજી તમારી ગેર સમજ થઇ છે. મેં તો તમને અહી શરતો નકકી કરવા માટેજ બોલાવ્યા છે."

દિલીપસિંહ-"એમ ? મારી સમજ ફેર થઇ હશે. કહો, તમે શી શરતોએ સુલેહ ઇચ્છો છો ?" દિલીપસીંહે એજ વેળા પોતાના રિસાલા તરફ નજર ફેરવી; અને જાણે સૌ સાવધાન છે, એમ બતાવવા મૃગેન્દ્રસીંહે ખુંખારો કરીને ઉધરસ ખાધી. મૃગેન્દ્રસીંહ રઘુવીરસીંહથી થોડેજ દુર બેઠો હતો અને ચપળ

નયનથી ફિરોઝશાહ તથા તેનાં માણસોની હિલચાલ તપાસી રહયો હતો.

ફીરોઝશાહે કહયું "તો સાંભળો મહારાજા! પ્રથમ શરત એ કે અકબરને જેમ રાજા માનસિંહ અને બીજા રાજાઓએ પોતાની પુત્રીઓ આપી છે તેમ તમારી પુત્રી પન્ના—બસ આ વાકય તે પુરૂં કરવા પામ્યો નહીં. એકદમ રઘુવીરસીંહ પોતાના આસન ઉપરથી છલંગ મારીને ઉભો થયો. તેણે મ્યાન-નમાંથી એક હાથે તરવાર બહાર કાઢી અને બોલ્યો. પાજી મોગલો એક ક્ષત્રિયનું આવું અપમાન કરવાનો બદલો તરવારથીજ તને મલવો જોઇએ. તેણે તરવારનો ઘા ફીરોઝશાહ ઉપર કરવા માટે જયાં હાથ ઉગામ્યો કે તે નીચે સરકી ગયો અને તેથી તે ઘા અફળ ગયો. પણ બન્ને પક્ષની તે વખતે ઝપાઝપી માટે આ પુરતી ચેતવણી હતી. મૃગેન્દ્રસીંહ અને બીજા રજપુતોએ મોગલો સાથે ઝપાઝપી શરૂં કરી દીધી. અને તરવારોના ખણખણાટ તથા બુમ બરાડાથી તે તંબુ ગાજી રહયો. રઘુવીરનું ધ્યાન ફિરોઝશાહ તરફજ હતું. તેણે પ્રથમ ઘા અફળ થયેલો જોયો તેથી ઘણોજ ક્રોધ કરીને તત્કાળ ફિરોઝશાહ કે જે જમીન ઉપર સરકી ગયો હતો તેને બીજો ઘા લગા-વ્યો. ફીરોઝશાહે પોતાની તરવાર તેની આડે ધરી પણ તેની તરવારના ટુકડા થઈ ગયા. પણ રઘુવીરનો

આ ઘા અફળ ગયો નહી. અને ફિરોઝશાહના ખભામાં ઇજા થઇ; સૈનિકોની ઝપાઝપી પણ ખુબ વેગથી ચાલવા માંડી. મૃગેન્ સીંહ રઘુવીરસીંહની મદદે ગયો અને બન્ને જણ ફીરોઝશાહ સામે થયા પણ ફીરોઝ-શાહના અંગ રક્ષકો તેની મદદે હતા જેથી આ ઉભય રજપુતોને તેને એકલાની સાથેજ લડવાનું નહતું. બે ત્રણ મોગલો ફીરોઝશાહ આગલ આવીને આ બે રજપુતો સામે થયા. અને એટલામાં બહારથી રણશિંગડું ફુકાતું રજપુતોએ સાંભલ્યું. મૃગેન્દ્રસીંહની નજર રઘુવીરની નજર સાથે એક થઇ અને બન્નેએ એક બીજાને કાંઇક ઇશારા કર્યા કે તરતજ મૃગેન્દ્ર-સિંહે પોતાની કમ્મરેથી એક શંખ બહાર કાઢીને ફુંકયો. અને તે ફુંકી રહ્યા બાદ તે તંબુના દરવાજા તડફ દોડયો અને પાંચ છ રજપુત સૈનિકોએ પણ તેમનું અનુકરણ કર્યું. મૃગેન્દ્રસિંહે બહાર નીકલીને સૌથી પહેલું તો એ કાર્ય કર્યું કે જે મોગલ સૈનિકો તંબુમાંથી પલાયન કરી જઇને બહાર રણશિંગડું ફુંકી રહયો હતો તેના માથામાં તરવારનો એક પ્રચંડ વેગ ભર્યો ઝાટકો મારીને ઘાયલ કર્યો. તેણે તે માણસને પાડી નાંખીને તેણે મંદિરના દરવાજા તરફનો રસ્તો લીધો.

મંદિરના દરવાજા અત્યારે એકદમ ઉંઘાડી નાંખ-વામાં આવ્યા હતા. કારણ કે મૃગેન્દ્રસિંહે અગાઉથી

રક્ષકની સાથે સંતલસ કરી મુકી હતી કે–પ્રસંગ આવે શંખ ફુકવામાં આવે કે—રજપુતોને આશ્રય આપવા માટે મંદિરના દરવાજા રક્ષકે તરતજ ઉઘાડી નાંખવા. મૃગેન્દ્રસિંહ મંદિરમાં પેઠો અને તેની પાછળ રઘુવીરસિંહ તથા નવ રજપુતોમાંથી પાછળ દોડી આવેલા પાંચ જણ પણ અંદર પેઠા. તેઓની પાછળ મોગલો હતા. પણ તેમને અંદર પેસવાની તક અપાઇજ નહીં. જેઓ બળાત્કારે પેસવા ગયા તેમને તરવારના બલિદાન બનાવી દેવામાં આવ્યા. અને મંદિરના દરવાજા એકદમ બંધ કરી દીધા.

ફિરોઝશાહ આથી ઘણુજ નિરાશ થયો. તેના સૈનિકે રણશિંગડું ફુકયું હતું એટલે તેની છાવણીમાંથી સો સૈનિકોની એક ટુકડી તરતજ ત્યાં આવી પહોંચી પણ ફિરોઝશાહ પોત ઘવાયો હતો અને તેના ખભા ઉપરના જખમમાંથી પુષ્કળ લોહી વહેતું હતું એટલે તે અત્યારે કોઇ પણ જાતના હુકમ આપવાની હાલતમાં નહતો. અમલદારોએ તેને પુછયું કે—મંદિર ઉપર હુમલો કરીએ ? પણ તે કાંઇ જવાબ દઇ શકયો નહીં અને તેથી આસપાસના માણસોને તેની સારવાર તરફ ધ્યાન આપવાની જરૂર પડી. આ બાજુ રઘુવીરસિંહ અને મૃગેન્દ્રસિંહ મંદિરની અગાસી ઉપર જઇને ઊભા રહ્યા. તેમની સાથે પાંચ સૈનિકો હતા. રઘુવીરસિંહે

મંદિરમાં તીર કામટાંનો પુષ્કળ સંગ્રહ પોતાની સાથે રાખ્યો હતો. આ તીર કામઠાં અત્યારે રજપુતોને ઘણાંજ ઉપયોગમાં આવ્યાં; તેઓએ મંદિરની અગાસીમાંથી તીરોનો વરસાદ મોગલ સૈનિકો ઉપર વરસાવવા માંડયો. મોગલો આ વેળા ફિરોઝશાહ તરફનો કાંઈ હુકમ ન મળવાથી ગુંચવાયા. પણ જ્યારે બાણોનો માર ન સહી શકાય એવો ઘણાજ વેગથી ચાલુ રહયો ત્યારે તેમણે હુકમની રાહ નહીં જોતાં પોતાની બંદુકોનો ઉપ્યોગ કરવા માંડયો. મોગલોની ગોળીઓ ઉંચે હવામાં અધ્ધરજ જવા લાગી જ્યારે રજપુતોનાં બાણ તો તાકીને તેઓ ઉપરજ છોડવામાં આવતાં હતાં. આનું પરીણામ સ્વભાવિક રીતે મોગલોને હતાશ કરનારૂં નીવડયું. તેઓએ હવે નાસી પાસ થવા માંડયું. કોઇક રણમાં રોળાયા, કોઇક ઘવાયા, અને કોઇક આઘું પાછું જોયા વિના નાઠા તે નાઠાજ, અર્ધા કલાકના અરસામાં છાવણીમાંથી આવેલી ટુકડીમાંથી રજપુતો સામે લડનાર કોઇજ ત્યાં ઉભો નહતો. માત્ર નીચેના તંબુમાં ઘવાયલો ફિરોઝશાહ અને તેની સારવાર માટે રોકયલા પાંચ છ માણસોજ હતા.

આમ ફિરોઝશાહને તેણે પોતે રચેલા પ્રપંચનાજ ભોગ થવું પડયું અને રઘુવીરસિંહ તથા મૃગેન્દ્રસિંહ ના મોંઢાં આ નાની ઝપાઝપીમાં વીજયને લીધે મલકાઇ

રહયાં હતાં. પોતાની સ્ત્રીઓમાં પાતિવૃત્ય ભંગ ના થાય તેને ખાતર ફકત થોડાજ રજપુત સૈનિકોએ પગારની લાલચથી કામ કરતા મોગલ સૈનિકોને જરાક વારમાંજ કચડી નાખ્યા.



## પ્રકરણ ૧૮ મું.



### અરિકંદના સૈન્યનાં પરાક્રમ.

નાગોરના કિલ્લાના બચાવ માટે નીકળેલા અરિકંદની સેના અત્યાર સુધી કયાં હતી? તે શું કરતી હતી? અરિકદના શૂરવીર અને બાહોશ નૃપાળ રૂદ્રસિંહે પોતાના યોધ્ધાઓ સાથે મસલત ચલાવીને ગુજરાતની રાજધાની અહમ્મદાવાદના માર્ગમાં છાવણી નાંખી હતી. આનું કારણ દોઢ હઝારની મોગલ સેનાને ભુખે મારવાનું હતું. ગુજરાતમાંથી સુબા ફિરોઝશાહ પોતાના સૈન્ય માટે અનાજ મંગાવતો હતો. એ અનાજ લાવનાર સૈનિકો થોડાજ હોવા જોઇએ અને તેથી તેઓને મોગલ તોપખાનાની માફક મ્હાત કરી શકાશે એમ ધારીને રૂદ્રસિંહે આ યુક્તિ કરી હતી. કહયું છે કે—બલીઆ સાથે બાથ ભીડવાનું સાહસ કરનાર મુર્ખજ ગણાય છે. પરંતુ જો બળીઆને હંફાવવો હોય તો

કળથી કામ લેતાં તે જરૂર મ્હાત થાય છે. મહાન ગજરાજને એક નાનું શું મગતરૂં માત્ર તેના કાનમાં ચટકા ભરીને તેને હેરાન પરેશાન કરી શકે છે. રજપુત સેનાએ આવી રીતેજ મોટી મોગલ સેના સામે યુક્તિથી કામ લેવાનો ઠરાવ કર્યો હતો. તેઓની આ યુક્તિ સફળ નીવડી. આશરે સો–બસો સેનાનીઓથી રક્ષાયલાં અનાજનાં ગાડાં, રજપુતોની છાવણીના માર્ગમાંથી પસાર થયાં ત્યારે તે સેનાનીઓ ઉપર રજપુત સેના તુટી પડી; બને તેટલા કેદ કર્યા નમાલા હતા તે માર્યા ગયા. કોઇક ઘાયલ થયા. અને એ રીતે આ બસો માણસોને હરાવીને અનાજનો જથ્થો સહીં સલામતીથી પાછો ગુજરાતમાં રવાને કરી દેવામાં આવ્યો કે જેથી ગુજરાતની પ્રજાને ધાન્ય માટે દુઃખ વેઠવું પડે નહી. આશરે પાંચસો માણસોની સેના આ માર્ગમાં રાખીને રૂદ્રસીંહ નાગોર કીલ્લાની પાસે કોઈ અજાણી જગ્યાએ પોતાનું બાકીનું સૈન્ય લઇ જવાનો મનસુબો કરતો હતો. તેવામાં શૈલસુંદરી પુરૂષવેશે તેની સમીપ આવીને હાજર થઇ. ગુજરાતના મોગલ સુબાના પ્રપંચની વાર્તા તેણે કહી સંભળાવી અને એવી દહેશત જણાવી કે કદાચ મૃગેન્દ્રસીંહ તથા રઘુવીરસીંહને મોગલોના હાથમાં સપડાવાનો વખત આવશે માટે જેમ બને તેમ વેળાસર તેમની કુમકે જવું જોઇએ. રૂદ્રસીંહ હવે આડા અવળો વીચાર

કરવા રહ્યો નહીં. શૈલસુંદરીએ તેને ધોરી માર્ગે નહીં પરંતુ આડા અવળા માર્ગોએ થઇને મંદીર પાસે પહોંચાડવાનું વચન આપ્યું એટલે તેનો નિશ્ચય દ્રઢ થયો. તરતજ તેની સેનાનો બાકીનો બધોયે ભાગ લઇને તે નાગૌરના માર્ગે જવા ઉપડયો.

મંદીર પાસે એક વીશાળ મેદાનમાં અરિકંદના સૈન્યની છાવણી નાંખવામાં આવી. સુભાગ્યે એ મેદાનની એક બાજુએ માટીના મોટા ટેકરાઓને ઓથે રહીને મોગલ સેના સાથે લઢી શકાશે એમ અરીકંદ વાસી સૈનીકોએ નકકી કર્યું. જ્યાં એ ટેકરાઓનો વીસ્તાર વધારે ન હતો ત્યાં જમીન અંદર લાંબી અને ઉંડી ખાઇઓ ખોદવામાં આવી કે જે ખાઈની અંદર ભરાઈ રહીને સેનાનીઓ ઘણીજ આસાનીથી શત્રુદળ ઉપર પોતાનાં તીરો ફેંકી શકે. રૂદ્રસીંહે મંદીરમાં તથા આસપાસતપાસ કરાવી તો મૃગેન્દ્રસિહ કે રઘુવીરસિંહ-બન્નેમાંથી કોઇપણ મંદિરમાં નહતું; માત્ર મંદિરનો રક્ષક હતો. તેણે ફિરોઝશાહ ઘવાયો તેના સમાચાર આપ્યા, "પરંતુ "ફિરોઝશાહ તે પછી તરતજ સાજો થઈને પાછો પોતાની છાવણીમાં ગયો છે અને જે બે શૂરા રજપુતોએ તેની સામે ટકકર ઝીલી હતી, તેઓ કાંઇપણ ખબર આપ્યા વિના અહીંથી ગયા છે. કોઇવાર અચાનક પાછા આવી ચઢે પણ ખરા અને કદાચ નપણ આવે તેનું કાંઇ ઠેકાણું નહીં."

આમ તે રક્ષકે જણાવ્યાથી રૂદ્રસિંહની નિરાશાનો પાર રહયો નહીં. પોતાનો ભાઈ મોગલોની છાવણીમાં કેદ હશે કે નાગોરના કિલ્લામાં ગયો હશે એની ચિંતા તેને થવા લાગી. શૈલસુંદરીએ જણાવ્યું કે "એવી ચિન્તા કરવી આપને પાલવશે નહીં. આપે તો હવે શત્રુસંહાર તરફ ધ્યાન આપવું એજ બેહતર છે."

આથી રૂદ્રસિંહે અરિકંદની સેનાના આગમનની જાહેરાત આપવા સારૂં પોતાની છાવણીમાંથી ડંકા, નાદ, અને હરહર મહાદેવના પ્રચંડ ધ્વનીઓ કરાવ્યા; માત્ર મોગલ સૈન્યનેજ નહીં પણ નાગૌરના મહારાજાને પણ ખબર પડે તેથી લગ ભગ અરધા કલાક સુધી એ ધ્વનિઓ ચાલુ રખાવ્યા તેમજ પોતાનો તંબુ જ્યાં દાટવામાં આવ્યો હતો ત્યાંથી મોટા અને ઉંચા વાંસડાઓ ઉપર અરિકંદનો ઝુંડો ફરકાવ્યો. અરિકંદની સેનાના સેનાપતિ વિજયસીંહે પોતાની છાવણીમાંથી જે વખતે ધ્વનિઓ થતા હતા તે વખતને માગલીક ચોઘડીઉં લેખીને સો સૂરવીર યોદ્ધાઓ સાથે મોગલ સેનાની એક બાજુએ હલ્લો કર્યો; આમ કરવામાં તેનો હેતું એ હતો કે મોગલોના જાસુસો પોતાની સેનાનું માપ કાઢવા આવી પહોંચે તે પહેલાંજ તેમને ગભરાવી—હુબકાવીને પોતાની ધાક બેસાડી દેવી. તેનું આ માનવું ખરૂં પડયું. "પહેલો

ધારણાનો" એ કહેવત આપણામાં પ્રચલિત છે. આ કહેવતનું તાત્પર્ય એજ છે કે શત્રુને પહેલો ઘા કરનાર જરૂર પોતાના હેતુની સિધ્ધી આબાદ રીતે સાધી શકે છે, વિજયસિંહે હુલ્લો કરવામાં એક સાવધાની રાખી હતી તે એકે જો જરૂર પડે તો તરતજ આશરો લઇ શકાય તે સારૂં જ્યાંથી પોતાની છાવણીની ખાઇઓનો માર્ગ સરળ અને સુલભ હતો તેવા સ્થળેથી તેણે મોગલ સેનાની એક પાંખ ઉપર હુમલો કર્યો હતો. આ હુમલા દ્વારા શત્રુનાં પચાસ પોણોસો માણસોને ઘાયલ કર્યા બાદ વિજયસિંહ પુન: એકદમ પોતાની છાવણીમાં પાછો ફર્યો. જેમ આપણા દેશમાં નુતન સંવત્સરને દીવસે શ્રીલાભ તરીકે વેપારીઓ થોડોક વેપાર કરે છે, દાતાઓ દાન દે છે; કારીગર વર્ગ પોતાની કારીગરીની કોઇ વસ્તુનો આરંભ કરે છે અને એવીજ રીતે બીજાઓ એ દીવસને મંગલમય દીવસ લેખીને પોતાના કોઇપણ ધંધાની શુભ શરૂઆત કરી દે છે, તેમજ અરિકંદની સેના તરફથી પોતાના પડાવને દીવસેજ આ પ્રમાણે એક અણુચીંતવ્યો હુલ્લો મોગલ સેના ઉપર કરવામાં આવ્યો અને તેના સૈનિકોને ઘાયલ કરીને તેમના ઉપર તેણે ધાક બેસાડયો.

ફીરોઝશાહે આ હુલ્લાની ખબર જાણી; ઘંટા-ડંકા-શંખનાદો સાંભળ્યાં; અને હુલ્લો કરનાર

સેનાની છાવણીમાંની ધ્વજામાં અરિકંદનું નીશાન જોયું ત્યારે તેની ગુંચવણ વધી; હમણાંજ તેણે બે શુરવીર યોદ્ધાઓના હાથની પ્રસાદી ચાખી હતી અને તેથી રજપુતો ખરેખર મરણીઆ થાય ત્યારે કેવા લડે છે એ તેણે જાણ્યું હતું. હવે આ બીજી પાસ પણ તેવાજ કોઈક રજપુતો આવ્યા હોય એમ ધાર્યું. પોતે કેવી રીતે કામ લેવું તેના વિચારમાં તે ગુંચાયો. કેટલીકવાર સુધી વિચાર કરતાં તેને પોતાની સેનાની વિપુલ સંખ્યાનો ગર્વ ઉપજ્યો.

"એ રજપુતો પાસે તે કેટલાં માણસો હશે? બહુજ તો પાંચ—રે?—સાત હઝાર. એક બાજુ સાત હઝાર અને બીજી બાજુ નાગોરવાળા બહુ તો ત્રણ હઝાર આમ એ બે વિખરાયલાં ૧૦૦૦૦ માણસો સામે શું હું લડી શકું તેમ નથી? બસ એ લોકો ઉપર હલ્લો કરીને મારી હઠાવવામાંજ સાર છે."

આમ વિચાર કરીને તેણે પોતાના સેનાધિપતિને બોલાવીને આરિકંદવાળી સેના ઉપર આક્રમણ કરવાનો હુકમ આપ્યો; એટલે સેનાધિપતિએ હાથ જોડીને કહ્યું: "જનાબ, બધું ખરૂં પણ પેટનો ખાડો પુર્યા વિના માણસો શી રીતે લડી શકશે?"

"એટલે? તું શું કહેવા માગે છે?" ફીરોઝશાહે આશ્ચર્ય ચકિત થતાં કહ્યું.

"હજુર! જે સેનાએ આપણા ઉપર હલ્લો કર્યો છે. તેણે આપણને એક મોટું નુકસાન કર્યા પછીજ હલ્લો કર્યો છે. તેણે ગુજરાતમાંથી આવતું આપણું અનાજ લુંટી લીધું છે અને તેના બચાવ માટેના બધા સિપાઇઓમાંથી કેટલાકને મારી પણ નાંખ્યા છે કેટલાકને ઘાયલ કર્યા છે, અને કેટલાકને કેદ કર્યા છે——"

"હેં ? શું આવો તરખાટ તેણે મચાવ્યો છે ?"

"જનાબ ? આ સમાચાર મને ત્યાંથી નાસી છુટેલા એક સીપાઇએ કહ્યા છે. તેણે ખબર આપી છે કે આશરે પાંચસો રજપુતોની છાવણી એ જગ્યાએ રાખવામાં આવી છે. અને બાકીના રજપુતો આ તરફ આવ્યા છે એ સીપાઇની ગણત્રી મુજબ રજપુતોની કુલ સંખ્યા ચાર હજારથી વધારે નથી."

"બસ તો હવે શું જોયા કરો છો ? હિંમતે મરદા તો મરદે ખુદા જાઓ. સીપાઇઓને શૂર ચઢાવો અને આ બધા રજપુતોની કતલ કરી નાંખો. જો અનાજ માટે વિપત્તી પડતી હોય તો બે હજાર આદમીઓને ગુજરાતમાં મોકલીને અને જો તેટલાં પણ ઓછાં લાગતાં હોય તો ત્રણ હજાર માણસો મોકલીને પણ અનાજ મંગાવી લ્યો. આમ ગુંચવાયે-ગભરાયે શું શું વળનાર છે ?"

"જેવો હુકમ"

એમ કહીને સેનાપતિએ આક્રમણ કરવાનું કરીને ત્યાંથી વીદાય લીધી.

વીજ્યસિંહે રજપુત સૈન્યની છાવણીમાં પાછા ફર્યા પછી એક અગમચેતી વાપરી હતિ.

તે જાણુતો હતો કે પોતે હલ્લો કર્યો પછી પાછો હઠશે, તે બાદ જરૂર મુસલમાન સૈન્ય તેની પાછળ હલ્લો લાવશે, આથી રૂદ્રસીંહ સાથે મસલત કરીને તેણે સૈન્યના ચાર વીભાગ પાડી નાંખ્યા હતા.

રૂદ્રસીંહે એક વીભાગની સરદારી લીધી, બીજાની સરદારી વીજયસીંહે, અને ત્રીજા ચોથા વીભાગની સરદારી બે બાહેશ રજપુત યુવકોને આપવામાં આવી આ પછી પ્રત્યેક વીભાગો કેવી રીતે કળાથી મહાત કરવા એનો બેત રચી રાખ્યો. મુસલમાન સૈન્ય આવે ત્યાં લગી રાહ જોઇને બેસી રહેવા કરતાં ચાલાકીથી વીખુટાં પડી જવું. અને પોતે પોતાના કાર્યમાં પ્રવૃત થવાની પેરવીઓ કરવી એજ લાભ કારક ગણીને ચારે સરદારો પરસ્પર શૌર્ય સંપ અને સત્યનિષ્ટાની પ્રતિજ્ઞા લઇને વીખુટા પડયા.

તેઓને છુટા પડયાને બહુ વખત પસાર થયો નહીં એટલામાં મોગલ સૈન્ય આવે છે એવી ખબર મંદિર પાસે છાવણી નાખીને પડેલા રજપુત સૈન્યને થઇ. એ ટુકડીનો સરદાર વિજયસિંહ હતો અને તે

તો અગાઉથીજ તૈયાર હતો. એટલે જ્યાં આશરે હઝારેક કદમ એ સેના દુર રહી ત્યાં તેણે પોતાનાં માણુસોને ખાઇઓની અંદર છુપાઇ જવાની તથા ટેક-રીઓની પાછળ ભરાઇ રહેવાની નિશાની કરી. તરતજ કવાયત પામેલા એ બધા શુરવીરો ચુપકીદીથી સંતાઇ રહ્યા. અને મોગલ સેના બસો કદમ જેટલે દુર રહી કે તરતજ તેના ઉપર અચાનક તીરોનો વરસાદ વરસાવવો શરૂ કર્યો. બેફામ મોગલો પ્રથમ તો એમ સમજ્યા હતા કે રજપુતો મોગલોની પારાવાર સેના જોઇને નાસી છુટયા હશે પણ તીરોના વરસાદથી તેમનાં માણુસો મરાવા લાગ્યાં ત્યારે તેમણે ઉંચે કે નીચે જોયા વિના પોતાની બંદુકોમાંથી ગોળીઓ છોડવા માંડી. પણ રજપુતોએ કરેલા બેત મુજબ મોગલ સૈન્યની બીજી બે પાંખો ઉપર પણ તેજ વેળા હલ્લો થયો; અને મોગલ સેનાપતિને એક જાસુસે વળી એવી ખબર આપી કે રજપુતોનું એક ટોળું નાગોરના કિલ્લા તરફ જવા લાગ્યું છે; આ બધા પ્રસંગો એક સાથે બનવા લાગ્યા. અને સેનાપતિ પોતે કોઇ જાતની યોજના રચે તે પહેલાં તો તેનાં માણુસોના શિશ રણમાં રગદોળાવા લાગ્યાં. આથી તેની ગુંચવણ વધી. રજપુતોએ વિશાળ મુસલમાન સૈન્યને વચમાં ઘેરીને ત્રણ પાસેથી તેના ઉપર બાણોનો વરસાદ વરસાવવા માંડયો. એમાં રજપુતોને પોતાને કાંઇ નુકશાન થયું

નહીં એમ કહી શકાય નહીં. રજપુતોમાંનાએ બત્રાશ લક્ષણાઓ આ યુધ્ધમાં પડવા લાગ્યા. તોપણ રજપુતોમાં આ વખતે હિંમ્મત હતી કળા હતી. અને પ્રથમથી ધારી મુકેલી યોજના હતી, જયારે મોગલો અણચીંતવ્યા ત્રણે પાસના હુમલાથી મુંઝાયલા અને કોઇ પણ જાતની યોજના વીનાના હતા, આ વખતે બે બનાવો એક સામટા એવા બન્યા કે જેને પરીણામે મુસલમાન સૈન્યને આખરે યુદ્ધ પડતું મુકીને ગુજરાતમાં પાછા ફરવું પડયું. એ બે બનાવો શા હતા તે હવે પછીના પ્રકરણમા આપણે જોઇશું.

---

## પ્રકરણ ૧૯ મું.

### અરિંકદના સૈન્યના પરાક્રમ (ચાલુ)

રૂદ્રસીંહ, પંદરસો ઘોડેસ્વારોની એક ટુકડી સાથે નાગોરના કીલ્લાના સીંહદ્વારા આગળ જતો હતો, એ આપણે અઢારમાં પ્રકરણમાં વર્ણવ્યું છે. એના ગમનની ખબર મોગલ સેનાપતીને પડી તેજ વખતે ફીરોઝશાહને પણ પડી. આ વખતે ફીરોઝશાહ પોતાના તંબુમાં હતો. તેના શરીરમાં રઘુવીરસીંહે જે ઘા દિલીપસીંહના વેશમાં મંદીર પાસેના શમિયાનામાં કર્યો હતો, તેની થોડીક વેદના હજી પણ ચાલુ હતી; તેના બાહેશ

ચુનાની હકિમના ઔષધથી તેનો ઘા ચોવીસ કલાકના અરસામાં લગભગ રૂઝાઇ ગયા જેવો થયો હતો; તો પણ ઘા તે તો આખરે ઘા હોય છે. અને તે રૂઝાયા પછી પણ તેની વેદનાનું એકદમ શમી જવું પણ મુશ્કેલ હોય છે.

ફીરોઝશાહને જયારે રજપુત સૈનીકોનું ટોળું કીલ્લા તરફ જતું માલુમ પડ્યું ત્યારે તેણે પાસેના તંબુમાંના એક અમલદારને બોલાવીને તે સૈન્ય સાથે લડવાનો તથા તેને મારી હઠાવવાનો હુકમ કર્યો. ફીરોઝશાહના આ હુકમથી મોગલ સૈન્યને તૈયાર થવા માટે રણશીંગાં વગાડવામાં આવ્યાં; જેનો અવાજ સાંભળીને મોગલ સેનાનો જે ભાગ ફીરોઝશાહની સાથે રહયો હતો તે બધોએ તૈયાર થવા લાગ્યો. એ વીભાગમાં આશરે ત્રણ હઝાર માણસો બાકી રહયા હતાં જેમાં અર્ધા ઘોડેસ્વારો અને અર્ધા પાયદળના માણસો હતા. રણશીંગાં ઉપરા ઉપરી વાગવા માંડ્યાથી નાગૌરના કિલ્લામાંના રજપુતો કાંઇક વીચારમાં પડયા. દિલીપસિંહ જાતે પોતાના પ્રધાન અને પોતાની પુત્રી પન્ના સહિત કિલ્લા ઉપર આવી લાગ્યો; અને શો પ્રકાર છે તે નીહાળવા લાગ્યો. કિલ્લાના મીનારા ઉપરથી આસપાસ નજર કરતાં એ સૌના જોવામાં આવ્યું કે કોઇ રજપુત સેના કીલ્લા તરફ આવે છે. તેણે

વધારે બારીકાઇથી નજર કરી તો જણાયું કે તે સેનાની મધ્યમાં અરિકંદનો વાવટો ફરકી રહ્યો છે. તે એકદમ ગુસ્સે થઇ ગયો અને પ્રધાન ને કહેવા લાગ્યો. "શું? અરિંકદના રૂદ્રસિંહુની આ નફ્ટાઇ નથી? જુનુવેર જાગ્રત કરીને તે કેવો મોગલ સૈન્ય સાથે મળી જઇને આપણા કિલ્લા તરફ ધસી આવે છે? અરેરે? આપણા રજપુતોએ આમને આમ કુસંપથી આપણું નખ્ખોદ વાલ્યું છે?"

પન્નાને આ વખતે થયું કે પીતાજી કેવું ખોટું ધારે છે? રૂદ્રસિંહ કદીપણ મોગલ સૈન્ય સાથે ભલી જઇને નાગૌર ઉપર આક્રમણ લાવે નહીં. પરંતું અત્યારે તેનો હેતું આ તરફ આમ ખુલ્લી રીતે આવવામાં કોઇ બીજોજ હોવો જોઇએ. કદાચ મોગલ સૈન્ય ને પોતાના અપુર્વ પરાક્રમનો પડછો બતાવવાની તેની ઇચ્છા હોય અથવા તો મોગલોને કાંઇક પ્રપંચનાં જાળમાં તે સપડાવવા માંગતો હોય; ગમે તે હોય પણ તે મોગલો સાથે ભળી જઇને આ તરપ્ આવતો નથી. એમ તેનું મન ચોકસ પણે કહ્યા કરતું હતું. તે પોતાના મનની વાત પ્રકટ કરવા જતી હતી તેવામાં પાછળથી રઘુવીરસીંહ આવીને ત્યાં આગળ હાજર થયો; તેને જોઇને તે અટકી ગઇ.

રઘુવીરસીંહે આવીને ફીરોઝશાહને પોતે કેવી

હાર આપી હતી તેની વાત કહી અને તે પછી જાહેર કર્યું કે એક રજપુત યુવકે મને ઘણીજ મદદ કરી હતી. એ યુવક હાલ તુર્ત મારી સાથે આવ્યો નથી પણ તેણે મને ખબર આપ્યા છે કે—અરિકંદનો નૃપતિ રૂદ્રસિંહ નાગોર ઉપર મોગલોનું આક્રમણ થયાની વાત સાંભળીને એકદમ નાગોરની મદદે આવવા પાંચ હજાર સૈનિકો સાથે ઉપડેલો છે.

પ્રધાને અત્રે કહ્યું—"ત્યારે સામે જુઓ ? જે સેના આ કિલ્લા તરફ આવતી જણાય છે તે આરિકંદના ઝુંડાવાળી હોય એમ તમને નથી લાગતું ?" રઘુવીરસિંહે તે સેના તરફ જોયું અને એ તેજ સેના છે એમ તેને ખાત્રી થવાથી તે બોલ્યો.

"ખરેખર મારી સાથેના યુવકનું સાચું પડયું. તેણે એક યુવતીને પુરૂષનો વેશ પહેરાવીને રૂદ્રસિંહની સેના તરફ મોકલી હતી અને ઝટ આ તરફ આવવા કહેવડાવ્યું હતું. એ પ્રમાણે તે આવી પહોંચી છે. હવે મહારાજાશ્રી આપને મારી વિનંતી છે કે, કિલ્લાની અડોઅડ જે મોગલ સૈન્ય પડયું છે તેની સાથે અરિકંદનું સૈન્ય લડે તે વેળા મોગલ સૈન્ય ઉપર કિલ્લાની અંદરના આપણા સૈન્યદ્વારા બાણોનો વરસાદ વરસાવવો જોઈએ; આમ કરવાનું બીજું કારણ એક એ છે કે, અરિકંદની સેનાને તેની પાછળ પેલા

તૈયાર થઇને ઉભેલા મોગલ સૈન્યના ધસારા સામે ટકકર ઝીલવી પડશે. જો તેને એ સૈન્ય સાથે ટકકર ઝીલતાં કિલ્લાની અડોઅડનું મોગલ સૈન્ય પાછળથી હેરાન કરે, તો તેનો જરૂર પરાજય થાય આથી એ નજદીકના સૈન્યનો તો કિલ્લામાંહેલા સૈન્યદ્વારા સંહાર કરી દેવો જોઇએ."

પ્રધાન–"તમારી સુચના યોગ્ય છે, જુઓ, મોગલ સૈન્યે હવે કુચ કરવી શરૂ કરી. એ સૈન્ય રજપુત સૈન્ય કરતાં બમણું જણાય છે. અરે! આમ દેખીતા પરાભવ પામવાના સંયોગોમાં રજપુત સૈન્યે આંધળીઆં કેમ કર્યાં હશે?"

દરમ્યાન પન્ના બોલી. "અરે, જુઓ પુર્વ દિશા તરફ! એ દિશામાંથી કોઇ સૈન્ય દોડતું દોડતું આવે છે. પિતાજી? પિતાજી? હવે આપણે બીજા કશાની રાહ જોયા વિના કિલ્લા પાસેના લશ્કર ઉપર કિલ્લામાંથી તોપોનો મારો શરૂ કરી દેવો જોઇએ."

રઘુવીરસિંહ–"અને હું? હું આ આખુંએ યુદ્ધ એકદમ સમાપ્ત થાય એવું એક પગલું ભરવા જાઉં છું. મારી યુક્તિ જ્યાં સુધી સંધાશે નહીં, ત્યાં સુધી કશુંએ ઠેકાણું પડવાનું નથી." "આમ કહીને રઘુવીરસિંહ ત્યાંથી વિદાય થયો. રઘુવીરસિંહના જવા બાદ

દિલિપસિંહે કહ્યું-"પ્રધાનજી? આરિકંદનો રૂદ્રસિંહ શું ખરેખર ક્ષાત્ર ધર્મથી પ્રેરાઇને આવ્યો હશે?"

"રઘુવીરસિંહના કહેવા ઉપરથી તો તેમજ જણાય છે."

પ્રધાને પન્નાકુમારી તરફ બાડી નજર કરીને તે બાદ દિલિપસિંહને કહ્યું-"અને બીજું જે યુવક તથા એક યુવતી વિષે રઘુવીરસિંહે વાત કરી તે ઉપરથી હું અનુમાન કરૂં છું કે એ યુવક તે રૂદ્રસિંહનો ભાઇ હોવો જોઇએ અને યુવતી તે આપણી શૈલબાળા હોવી જોઇએ તેઓને લગતા પ્રસંગોની ગુંચવણો બાદ કરીએ તો મને લાગે છે કે કાંઇક આપણા હિત ખાતરજ તેઓ મથતાં હશે."

દિલિપસિંહ-"પણ રજપુત સેના કિલ્લા તરફ કેમ આવતી હશે તેની મને સમજ પડતી નથી."

પ્રધાન—"મને તો એમ લાગે છે કે રજપુત સૈન્યે પોતાના વિભાગ પાડી નાંખ્યા હશે. પાછળના વિભાગો લડવામાં રોકાયલા હશે તે વખતે મુસલમાનોને મુઝાવવા માટે રજપુત સેનાનો આ એક વિભાગ કિલ્લામાં ખુલ્લી રીતે વિજય સાધીને આવવા પ્રયત્ન કરી રહેલા લાગે છે. જુઓ, પાછળથી જે સૈન્ય આવ્યું તે રજપુતોનું છે. મોગલોને વચમાં રાખીને બન્ને

બાજુઓથી લડવામાં રોકવા એ રજપુતોનો હેતુ જણાય છે. નાના પણ શુરવીર સેનાનીઓ હમેશાં આવી યુકિત પ્રયુકિતથીજ કામ લેતા જણાય છે. આપણી ફરજ હવે ખુલ્લી છે. રઘુવીરસિંહના કહેવા પ્રમાણે તોપોના ગોળા છોડવા નહીં પણ ધનુષ્યમાંથી તાંકીને બાણોનો વરસાદ વરસાવવો તેમાંજ આપણને લાભ છે.

દિલિપસિંહ—"તો જાઓ પ્રધાનજી? તે પ્રમાણે આજ્ઞા આપો અને વ્યવસ્થા કર્યા પછી પુનઃ અહીં આવો. અમે અહીંજ બેઠાં છીએ."

પ્રધાન કિલ્લામાંના સૈન્યને હુકમ કહેવા ગયો. અને દિલિપસિંહ તથા પન્ના ત્યાંજ તે મિનારા ઉપર બેઠાં બેઠાં રણરંગ નિહાળવા લાગ્યાં.

આ વખતે પન્નાના હૃદયમાં શું થતું હતું! તે હૃદયમાં પ્રેમના ઉભરા ઉભરાઇ જતા હતા. પોતાના કહેણુથી આવેલા પોતાના હૃદયેશ્વરને પોતાનો કીલ્લો બચાવવા આવતા જોઇ તે ક્ષાત્ર રમણી હર્ષથી ઘેલી બની ગઇ. તેણીને ખાત્રી હતી કે પોતાનોજ હૃદયેશ્વર તેણીને આવીને બચાવશે! તેણીએ તેની જીત માટે માતા ભવાની આગળ પ્રાર્થના કરી!

દરમ્યાન મોગલ સેનામાં શું થયું તે હવે તપાસીએ.



## પ્રકરણ ૨૦ મું.

—:o:—

### રઘુવીરસિંહનું જબરૂં સાહસ.

મોગલ સૈન્ય જે વખતે બે સ્થળો એ લડવામાં રોકાયલાં હતાં. એટલે કે મંદિર પાસેના જંગલ પટમાં એક વિભાગ અને નાગૌરના કિલ્લા પાસે બીજો વિભાગ તે વખતે મૃગેન્દ્રસિંહ કયાં હતો? કિલ્લાના મિનારા ઉપરથી પન્નાએ દુરથી આવતી જે ફોજ જોઇ હતી તેની સરદારી આ મૃગેન્દ્રસિંહે લીધી હતી. એ કઇ ફોજ? શું એ તેજ ટુકડી હતી કે, જે ગુજરાતના માર્ગમાં મોગલોનું આવતું અનાજ રોકવા માટે ઉભી રખાયલી હતી? ના. એ ટુકડીમાં અરિકંદનું નવ યુવાન લોહી હતું. મૃગેન્દ્રસિંહ રઘુવીરસિંહને મંદિરની ઝપા-ઝપીમાં મદદ આપી રહ્યા પછી તેની વિદાય લઇને એકદમ અરિકંદના ખાતે પાછો ગયો હતો. અને ત્યાં તેણે રાજદૂત મારફત પડા વજડાવીને ૧૮ થી ૨૫ વર્ષના લડવા લાયક ઉપરના યુવકોને એકત્ર કર્યા હતા. તેણે તે યુધ્ધમાં કદાપી તમારા પ્રાણ પણ પડે એ વખતે તમે રાજાને શિરે દોષ દો; તમારાં કુટુંબીઓ રાજાને શ્રાપ દે; એવી સ્થિતિ ન થવી જોઇએ, માતૃ-ભૂમી ખાતર ૫૦૦ યુવકો મારે જોઇએ છીએ! કહો તેટલા યુવકો આવવા તૈયાર છે! સંપુર્ણ વિચાર કર્યા

પછીજ મને હા કે ના પાડશો અને જેમની હા હોય તેઓ મારી જમણી બાજુએ હારદોર ઉભા રહેશો."

મૃગેન્દ્રસિંહના મોઢામાંથી આ બોલ નિકળ્યો ત્યાંતો ચપોચપ બહાદુર સરદારોની એક હાર મૃગેન્દ્રસિંહની જમણી બાજુએ થઇ ગઈ અને તે એટલે સુધી કે ત્યાં આવેલા યુવકોમાંથી એકપણ યુવક દુર અલગ ઉભો રહયો નહીં. મૃગેન્દ્રસિંહને આ જોઇને ઘણોજ આનંદ થયો પણ તે બધાઓને લઇ જવા માંગતો ન હતો. તેથી બોલ્યો–ધન્ય છે, આરિકંદના ક્ષાત્ર સંતાનો, તમને ધન્ય છે. પરંતુ મારે માત્ર પાંચસોનેજ લઈ જવાના છે જેથી હજી પણ માંહેમાંહે મસલત ચલાવી જોઇને બરોબર તેટલીજ સંખ્યાના વીરો મારી સાથે ચાલો. જે થોડાક માંદા હોય, જેમને ઘેર કુટું-બીઓ પાસે રહેવાની અત્યંત આવશ્યકતા હોય, જેમનો કાંઈ જરૂરી કામ પડતાં મુકવાં પડયાં હોય તેવાઓ હાલ તુરત નહીં આવે તો નભી શકશે. જો જરૂર હશે તો બીજા હફ્તાથી હું ફરીથી બાકી રહેલાઓને રણાંગણમાં લઇ જઇશ. અત્યારે વિશેષની જરૂર નથી."

આ પ્રમાણે કહેવામાં આવ્યાથી તેઓએ માંહો-માંહે મસલત ચલાવી જોઇ અને આખરે બરોબર પાંચસો સૈનિકો મૃગેન્દ્રસિંહ સાથે જવા તૈયાર થયા. લડવાનાં સર્વ સાધન તમને પુરાં પાડીને મૃગેન્દ્રસિંહ

તેઓને પોતાની સાથે લઈને મોગલ સૈન્ય ઉપર ચઢી આવ્યો હતો. તેણે રઘુવીરસિંહ સાથે એક બેત કરી રાખ્યો હતો તે એ કે જે સૈન્ય લઇને તે પોતે આવે તે સીધું ફિરોઝશાહના તંબુ આગળજ લઇ જવું. આમ કરવામાં રઘુવીરસિંહ અને મૃગેન્દ્રસિંહનો એક હેતુ હતો, તે હેતુ શો હતો, એ નીચેની વિગતથી જણાશે.

નાગૌરના મિનારા ઉપર જે વખતે રઘુવીરસિંહ પન્ના વગેરે સાથે વાતચીત કરતો હતો તે વખતે પુર્વ દિશા તરફથી આવતા સૈન્યનું સુચન પન્નાએ કર્યું. ત્યારે રઘુવીરસિંહે, આખું યુધ્ધ એકદમ પુરૂં થાય એવું એક પગલું ભરવાનું જણાવીને તેમની પાસેથી રજા લીધી હતી.

તેણે આવું પગલું શું ભર્યું ? પુર્વ તરફથી જે સૈન્ય આવ્યું તે મૃગેન્દ્રસિંહનુંજ હતું એની રઘુવીરસિંહને ખાત્રી હતી. તેણે આ વખતે પોતાની યુકિત અજમાવી.

નાગૌર કિલ્લાની બહાર છુપા દરવાજાદ્વારા નીકળીને તેણે એક મોગલ સિપાઇનો પોષાક પહેરી લીધો. આ તેજ પોષાક હતો કે જે પોષાક મૃગેન્દ્રસીંહે મંદીર પાસેથી એક મોગલ જાસુસના શરીર ઉપરથી ઉતારી લીધો હતો. રઘુવીરસીંહ, આમ એક મોગલ સીપાઇ

બનીને હાંફલો ફાંફલો જાણે મોગલ સુબાને માટે ખાસ કોઈ જરૂરી સંદેશો લાવ્યો હોય તેમ ચેનચાળા કરતો તે મોગલ છાવણીની અંદર ઘુસ્યો. મોગલ છાવણીનાં અત્યારે મોટે ભાગે નોકરો અને બુઢ્ઢાઓજ હતા. જે કોઇ લડી શકે એવા હતા તે સર્વ અમલદારો અને સૈનિકો—બન્ને દીશામાંથી એકાદ દીશાએ લડવા ગયા હતા. ચોપાસ ચીસાચીસ અને અનેક તરેહના વીચીત્ર પોકારો સંભળાતા હતા. મોગલ છાવણીમાં જાણે હવે પ્રવેશવાની કોઇને ફુરસદજ નહી હોવાથી કોઇનું ધ્યાન પણ તે તરફ જશે નહીં એમ ધારીને બેફામ પણે છાવણીના રક્ષણાર્થ માણસો રાખવામાં આવ્યા ન હતા. રઘુવીરસીંહને મોગલ સેનાની આ નબળી હાલત જોઇને હસવું આવ્યું. મૃગેન્દ્રસીંહે અને તેણે અગાઉથી આવીજ કલ્પના કરી રાખી હતી. અને તેમાં પણ રજપુતોની છુટી છુટી ટુકડીઓમાં લડવાની પધ્ધતિથી ફાવતું થઇ પડયું હતું. રઘુવીરસિંહ મુછમાં હસતો મલકાતો ઠેઠ ફીરોઝશાહના તંબુ નજદીક જઈ પહોંચ્યો. તો તેણે ત્યાં શું જોયું !

મોગલ સુબાના તંબુ આગળ એક સંત્રી પહેરો ભરતો હતો. માત્ર આ એકજ સંત્રીની પરવા રઘુવીરસિંહે ન રાખી, કારણ એકકી સાથે પાંચ સંત્રીઓ સામે પોતાને લઢવું પડે તોયે તે પહોંચી વળે અને

તેમને ભોંય ભેગા કરી દે, એવી હિમ્મત અને એવું બળ તેનામાં હતાં. તેનો ઇરાદો તંબુની અંદર જવાનો હતો. પણ તંબુમાં ફીરોઝશાહની પાસે કોણ કોણ છે, એ જાણ્યા શીવાય એકદમ તેમાં પેસવાનું સાહસ તેણે કર્યું નહીં. સંત્રીને તંબુની આસપાસ ફરવાનું હતું. એટલે તંબુના દરવાજા આગલ થઇને તે તેની આસ-પાસ ફરવા માટે બીજી બાજુએ જાય, તે અરસામાં તંબુમાં ડોકયું કરીને તેણે અંદરની સ્થિતિથી વાકેફ થવાનો ઠરાવ કર્યો. એ મુજબ સંત્રીની પુઠ દેખાઇ કે તરતજ રઘુવીરસિંહે અંદર ડોકયું કર્યું. અહાહા! કેવો સુંદર સંજોગ? મોગલ સુબો પલંગ ઉપર પડયો પડયો હોકકો ગગડાવતો હતો. તેનું માથું તંબુમાં પ્રવેશવાના દરવાજા તરફ હતું. એટલે જે વખતે રઘુવીરસિંહે અંદર ડોકયું કર્યું તે વખતે તેનું ધ્યાન તેના તરફ સ્વભાવિક રીતે ગયું નહીં. હવે ઢીલ શી? રઘુવીરસિંહે ચપળતાથી પણ ધીમા પગલાંથી જરાકે અવાજ કર્યો એટલામાં બહાર દરવાજા આગળ પાછાં સંત્રીનાં પગલાં સંભળાયાં પણ તે સંત્રીને કાંઇ શક પડેલો ન હોવાથી તેણે પોતાના ક્રમ મુજબ ફરવાનું ચાલુજ રાખ્યું, દરેક તંબુના દરવાજા ઉપર લુગડાનાં પડદા હોય છે. રઘુવીરસિંહને અત્યારે આ તંબુનો પડદો ઘણોજ સાનુકુળ થઇ પડયો. તે જમીન ઉપર

સુઈ ગયો. કેડેથી એક કટાર કાઢીને પોતાના મ્હોંમાં રાખી. ઉપરાંત પોતાની કેડમાંથી એક કાગલીઉં અને એક રૂમાલ કાઢયાં. કાગળીઉં તેણે કટારની સાથે મોંઢામાં રાખ્યું અને રૂમાલ હાથમાં રાખ્યો. સુતાં સુતાં તેણે તંબુમાં આસપાસ નજર કરી જોઇ. તેને જણાવ્યું કે જે એક નાનું ત્રણ પાયાનું સ્ટુલ પાસે પડેલું હતું તેના ઉપર ફીરોઝશાહે હોકકો રાખેલો હતો. તેની પાસેની એક બીજી બાજુ પણ નાનું ગોળ ટેબલ હતું, તેના ઉપર ખડીઓ, કલમ અને કાગળો પણ પડેલાં હતાં, તે સિવાય એક નાની ડબી પણ હતી. આ ડબીમાં શાહી સીકકો હોવો જોઈએ. એવું તેણે અનુમાન કર્યું. આ બધાં સાધન તેને પોતાના કાર્ય માટે જરૂરી હતાં, અને તે ફીરોઝશાહની છેક નજદીકજ પડેલાં હતાં, એ ઘણુંજ ઠીક હતું. એમ તેને લાગ્યું.

હવે તે જમીન ઉપર ફસડાઇને ધીમે ધીમે ફીરોઝશાહના પલંગ તરફ જવા લાગ્યો. બહુજ સાવધાનીથી તથા લગાર પણ અવાજ ન થાય એવી રીતે ધીરેથી તેણે સરકવાનું ચાલુ રાખ્યું. આ દરમ્યાન જો કોઇ અંદર આવી પહોંચે તો જરૂર પોતાના બાર વાગે એવી તેને દહેશત તો હતીજ પણ તેણે પોતાના પ્રાણની દરકાર અત્યારે રાખીજ ન હતી. કાર્ય કરવું

અથવા તો દેહ પાડવો એજ તેના મનની એક અનેરી ભાવના અત્યારે હતી. પલંગની નીચે તે સરકતો જઇ પહોંચ્યો. અને તે બાદ ધીરે રહીને તે ડાબી બાજુ તરફથી બહાર નીકળવા તૈયાર થઇ ગયો. પોતાના પગનું સોડીઉં વાલ્યું. પંલગ નીચે તે બેઠો થઇ ગયો. સારે નસીબે પલંગના પાયા એટલા ઉંચા હતા કે જેની નીચે એક માણસ બહુ સહેલાઇથી બેસી શકે. પલંગ નીચેથી બહાર નીકળવા માટે પુરેપુરી તૈયારી કરીને મનમાં શ્રી મહાદેવજીનું સ્મરણ કરીને તરતજ તે સફાળો નીકલ્યો. અને ફીરોઝશાહ—કો........''એવો શબ્દ બોલી હોકકાને દુર ગબડાવી પાડયો. રઘુવીર-સીંહે તેના મ્હોંમાં રૂમાલનો ડુચો દઈ દીધો અને પલકારામાં તેની છાતી ઉપર ચઢી બેસીને તેના બન્ને હાથ પોતાના હાથમાં જોર સમેત પકડી લીધા? તેને લગાર પણ ચસકવા દેવાની કે બુમ મારવાની અથવા તો ધમ પછાડા કરવાની તક આપ્યા વીના તેણે સૌથી પહેલું કામ એ કર્યું કે તેણે ફીરોઝ-શાહના જે હાથ પોતાના હાથમાં પકડી રાખ્યા હતા તે સીધા કરીને તેનીજ કેડ આગળ પોતાના બન્ને પગની વચ્ચે દબાવી દીધા. આમ તેણે પોતાના હાથ તદન છુટા કરી દીધા તે પછી મોઢાંમાથી કટાર કાઢીને પોતાના એક હાથમાં રાખી તેના ગળા સામે ધરી

અને બીજા હાથમાં પેલું કાગળીઉં રાખીને તે ધીમે અવાજે બોલ્યો. "સુબાસાહેબ, તમારૂં કશું બળ હવે ચાલી શકશે નહીં. તમે નાગોરના એક રક્ષકના હાથમાં સપડાઇ ચુકયા છો. તમારા બધા સૈનિકો અત્યારે લડવામાં રોકાયા છે એટલે ભાગ્યેજ કોઇ અહીં આવી શકશે. અને કોઇ આવી ચઢે તોયે શું? વીના કારણે જમીનની ભુખ રાખીને નાગોર ઉપર હલ્લો લાવનાર સુબાસાહેબ, આ કાગળ ઉપર સહી કરી આપો. સહી લીધા વીના હું અહીંથી પાછો ફરનાર નથી." ફિરોઝશાહે ઉંચા નીચા થવાનો યપ્રત્ન કરવા માંડયો. રઘુવીરસિંહે પુછયુ. "કેમ સહી કરી આપવી છે કે પછી આ કટાર તમારા કંઠમાં હોમાવી દઉં?"

પ્રિરોઝશાહે પોતાનું માથું હલાવીને હા કહી એટલે રઘુવીરસિંહે કહ્યું. "જુઓ સાંભળો! તેમાં નીચે પ્રમાણે શરતો છે.

૧—તમારે ૪ કલાકની અંદર તમારી છાવણી ઉપાડીને અહીંથી પાછા જવું.

૨—ભવીષ્યમાં કદીપણ નાગોર ઉપર હલ્લો લાવવો નહીં અને—

૩—તમારી રાજધાનીમાં ગયા પછી રજપુતોને તમે કરેલાં નુકશાન બદલ તમારે ફાવે તે રકમ મોકલી આપવી. આ શરતો મેં જાણી જોઇને નરમ રાખી છે.

તેનું કારણ એટલુંજ છે કે અમારે તમારા ઉપર કશું વેર નથી. તમે અહીંથી પાછા ચાલ્યા જાઓ અને કદી અમને ત્રાસ આપો નહીં એટલુંજ અમે જોવા માંગીએ છીએ.”

આ પછી તેણે પાસે નાનું ટેબલ જે હતું તેના ઉપરથી કલમ લઇને ખડીઆમાં બોળી તથા ફિરોઝ-શાહનો જમણો હાથ છુટો કરીને તેમાં આપી. તેણે કહ્યું. “યાદ રાખજો સુબાસાહેબ કે હવે આનાકાની કરશો તો બીલકુલ દયા રાખીશ નહીં. ચલાવો, સહી કરી નાંખો.”

પંદરહજાર સૈનીકો લઇને નાગૌર ઉપર ચઢી આવેલો આ સુબો અત્યારે લાચાર સ્થિતિમાંજ હતો. તેને અહીં સહી કર્યા વિના ચાલે તેમ ન હતું. તેણે લાચારીથી કાગળ ઉપર સહી કરી; રઘુવીરસીંહ કાગળીઉં પોતાની કેડના પટામાં ખોસવા લાગ્યો. તે વખતે ફિરોઝશાહે પોતાના મ્હોંમાંનો ડુચો કાઢી નાંખવા માટે પોતાનો હાથ મ્હોં તરફ વાળ્યો. પણ રઘુવીરસીંહ બેફામ ન હતો. કાગળીઉં પટામાં ખોસી લઇને એકદમ તે હાથ ઉપર તેણે પોતાની કટારની અણી મારીને તેને ઘાયલ કર્યો તેણે કહ્યું. “હજી કયાં મેં ડુચો કાઢવા કહ્યું છે? ઉતા-વળ તો મારે છે. તમારે શી ઉતાવળ છે. સુબા સાહેબ?”—

પણ તે આમ બોલી રહયો એટલામાં તેણે જોયું કે—તંબુના દરવાજાનો પડદો ખુલ્યો અને એક આકૃતિ પડદામાંથી તંબુમાં નજર નાંખતી જણાઈ.

"યા અલ્લાહ ?"

એમ બોલીને તેણે ત્યાંજ અદુકડા બેસીને પોતાના હાથમાંથી બંદુક રઘુવીરસીંહ તરફ ટાંકી; રઘુવીરસીંહ ગુંચાયો જો આ સંત્રી બરોબર તાકીને ગોળી બાર કરશે તો જરૂર પોતાનું આવી બન્યું એમ ધારીને તે એકદમ નીચો નમી ગયો અને ફિરોઝશાહના શરીર ઉપર સુઈ ગયો. સંત્રીની બંદુકમાંથી ગોળી છુટી પણ તે નકકામી હતી. ગોળી સનનન કરતી તેના ઉપરથી એકાદ ફુટ ઉંચી પસાર થઇ ગઈ. સંત્રીએ જોયું કે બાર ખાલી ગયો. બંદુકની સંગીન હાથમાં લઇને તે ફિરોઝશાહ ઉપર રઘુવીરસિંહ સુતો તે દરમ્યાન ફિરોઝશાહના હાથ છુટા થઈ ગયા. રઘુવીરસિંહ સંત્રીના હાથમાં બંદુકની સંગીન જોઇને તે અચાનક મારે નહીં, તે માટે તેના તરફ જોતો રહયો ત્યાં પોતાના મ્હોંમાંથી ડુચો કાઢીને ફીરોઝસાહ ધીમે રહીને સરકવા લાગ્યો. સંત્રી આવી પહોંચ્યો, અને રઘુવીરસીંહ તેની સાથે બથંબથા કરવામાં રોકાયો ફીરોઝશાહ સચેત થયો, અને પલંગમાંથી ઉઠીને તંબુના દરવાજા તરફ કોઇ બીજા સીપાઇઓને બહારથી બોલાવવા માટે ગયો, પણ તેજ વખતે તેને તંબુની અંદર

પાછા આવવાની ફરજ પડી; કારણ કે રજપુતોનું એક ટોળું જોરમાં દોડતું તેના તંબુ તરફ આવતું તેના જોવામાં આવ્યું. તંબુમાં પેસીને ફીરોઝશાહે સૌથી પહેલું કામ એ કર્યું કે, સંત્રીએ જમીન ઉપર નાંખી દીધેલી બંદુક ઉઠાવી અને પછી તંબુની અંદર જોરમાં લડી રહેલાઓમાંથી રઘુવીરસીંહ તરફ તાકીને ગોળી બહાર કર્યો.

"ઓહ પ્રભુ ?"

એ ઉચ્ચાર સહોત આ બાજુ રઘુવીરસીંહનું પડવું અને બીજી બાજુ તંબુની અંદર રજપુતોનું પ્રવેશવું એ બન્ને એકજ સાથે બન્યાં. ફીરોઝશાહના મ્હોં ઉપર વિક્રાળ અટટહાસ્ય છવાઇ રહયું, તે મોટેથી બોલ્યો—"હમારા જાન લેનેવાલા તો સારે જહાંમે કાંઇ આદમી જીતા નહીં રેહ શકતા ?" પણ એને વધારે બોલવાનો અવકાશ ન મળ્યો. રજપુતોએ તેને તેમજ સંત્રીને કેદી કરી લીધા અને તેમનો આગેવાન નીચે પડેલા મોગલ વેશના માણસ તરફ નીચો વળીને તે જોવા લાગ્યો. રઘુવીરસિંહે એ નીચે વળનારને ઓળખ્યો અને કહયું "મૃગેન્દ્ર ? મીત્ર મોડો આવ્યો.... લે, આ કરારપત્ર ! શ્રી—સાંબ—શ્રી—સાં—બ—જય—હો—શ્રી—" આમ કહીને તેણે પોતાની કેડમાંથી કાગળીઉ કાઢી આપ્યું.

મૃગેન્દ્રસીંહે તે હાથમાં લીધું—વાંચ્યું—ફીરોઝશાહની સહી જોઇ "અહા" તે બોલ્યો. "પ્રિય રઘુવીર તમે જબરૂ સાહસ કર્યું છે. પણ આખરે તમેજ નાગોરના ખરા રક્ષક નીવડયા છો. એમાં જરા શંકા નથી. પણ હા ? આખરે તમે આ દશામાં ? પણ ફીકર નહી." તેણે પોતાના સૈનિકો તરફ જોઇને કહયું "જાઓ એકદમ ઘવાયલાંઓની સારવાર કરનારી સ્વયંસેવિકાઓની જે ટોળીને આપણે માર્ગમાં જોઇ તેને બોલાવી લાવો." બે ત્રણ સૈનીકો તરતજ તંબુમાંથી બહાર દોડયા. મૃગેન્દ્રસીંહે ફીરોઝશાહ તરફ જોઇને કહયું "સુબા, અમારા એક સીંહનો પ્રાણ લેવા તમે યત્ન કર્યો છે. પણ આ નાગોરનો કીલ્લો તો પંદર હઝાર માણસોથીએ લેવા શકતીમાન થયા નથી એ તમે ભુલી જશો નહીં. તમારૂં સૈન્ય હાલહવાલ થઇ ગયું છે. અને હવે આ કરારપત્ર પ્રમાણે તમારે ચાર કલાકમાં પાછાં જવુંજ પડશે."

ફીરોઝશાહે કહયું—" કિલ્લો તો મારાં માણસોએ સર કર્યો હશેજ. બંદુકોના બાર અને "અલ્લાહો અકબર"ની બુમો શું તમે સાંભળતા નથી ? એ અમારા વીજયનાંજ ધ્વની છે. અને આ લખાણને લીધે તો હું પાછો ફરનારજ નથી. કેમકે એ લખાણ જબર-

જસ્તીથી લખાયલું છે. "તમે વીના કારણે નાગૌર ઉપર ચઢી આવ્યા છો તમારી ચઢાઈમાં જબરદસ્તી શીવાય બીજું છે શું ? જેવી તમારી રીત તેવીજ અમારી; વળી તમે લડાઇ ના નીયમો પ્રમાણે કંઇ બાબતમાં વર્ત્યા છો ? નીર્બળ ને સબળ દાટી દે, તેવી રીતે તમે બીચારા નાગૌર રાજ્યનાં ચાર પાંચ હજાર સૈન્ય ઉપર ત્રણ ગણું લશ્કર લઇ ચઢી આવ્યા એમાં જરાકે શરમ આવી નહીં—એમાં તમને કાંઇ જબરજસ્તી લાગી નહીં—અને આ એક લખાણ માટે જબરજસ્તી લાગી. પણ તેમ છતાં એ હવે તો તમે કેદ પકડાયા છો એટલે પાછા જવા શીવાય છુટકોજ નથી. હું તમને આ કેદી અવસ્થામાં નાગૌરના કિલ્લામાં લઇ જઇશ. અને તમારૂં લશ્કર જયારે અહીંથી જશે ત્યાર પછીજ છુટા કરીશ. તે શીવાય હવે છુટા થવાની આશા રાખશો નહીં"

મૃગેન્દ્રસીંહ આમ બોલી રહયો એટલામાં તંબુ બહાર કાંઈક ધાંધલ થયેલી જણાઈ તપાસ કરતાં જણાવ્યું કે, જે સંત્રીને બે રજપુત સીપાઇઓએ પકડી રાખ્યો હતો, તે તેમના હાથમાંથી છટકી ગયો છે. અને તેના પકડવા જવા માટે તેની પાછળ સૈનીકો દોડયાથી ધાંધલ થઇ રહી છે. મોગલ સુબા ઉપર આથી વધારે સાવધાનીથી દેખરેખ રાખવાની મૃગેન્દ્રસીંહે જરૂર જોઇ, તેને દોરડાંના બંધથી બરોબર રીતે જકડી લેવામાં આવ્યો

અને તે બાદ બીજું કાંઇ પણ સંભાષણ તેની સાથે નહીં કરતાં તેને કીલ્લા તરફ લઇ જવાનો મૃગેન્દ્રસીંહે હુકમ આપ્યો એટલામાં સારવાર કરનારી સ્વયંસેવીકાઓનું મંડલ આવી પહોંચ્યું. આમાં મૃગેન્દ્રસીંહની બે પરીચીત વ્યકિતઓ હતી એક રમા અને બીજી શૈલબાળા; તેણે અજાયબી બતાવી કે, "તમે અહીં કયાંથી ?"

રમાએ કહયું "એ બધું પછીથી કહીશું પણ ઘાયલ થયેલાઓ કયાં છે ?"

મૃગેન્દ્રસીંહે કહયું "બહેન ? હિમ્મત રાખજો ઘાયલ થયેલા તમારા પોતાનાજ માડીજાયા વીર રઘુવીરસીંહ છે. તેમની બરોબર સારવાર કરજો. અને ધીમે રહીને કિલ્લામાં લાવજો, દરમ્યાન હું મારા આ મહાન કેદીને લઈને કિલ્લામાંજ જાઉં છું."

રમા "કાંઇ વાંધો નહીં. પરમાત્મા એ જે ધાર્યું હશે તેમ થસે પણ કિલ્લામાં જવાનો રસ્તો હવે સહેલો થઇ ગયો છે."

મૃગેન્દ્ર-"શી રીતે ?"

રમા "મહારાજા રૂદ્રસિંહજીએ કિલ્લા પાસેની મુસલમાન ફોજને સખ્ત હાર આપીને ત્યાંથી નસાડી મુકી છે. અને જુઓ, પેલા મોગલોનાં ટોળે ટોળાં નાસતાં નાસતાં દુર જવા લાગ્યાં છે."

મૃગેન્દ્ર-"વિજય ! વિજય બોલો સૈનિકો શ્રી હર હર મહાદેવ,"

રજપુત સેનાએ "હર હર મહાદેવ"નો ગગન ભેદી સ્વર કરી મુકયો અને આગળ પ્રયાણ કર્યું. તથા રમા અને તેની સાથેની સ્ત્રીઓ સુબાના તંબુમાં રઘુવીરસીંહની સારવાર માટે દોડી ગઇ.



## પ્રકરણ ૨૧ મું.

—:o:—

## નાગૌરનો બચાવ.

રમાએ મૃગેન્દ્રસીંહને આપેલા સમાચાર ખરા હતા. રૂદ્રસીંહ પોતાની સાથેના સૈનિકોને મરણીઆ થઇનેજ લડવાનો હુકમ આપી દીધો હતો. અને તે પોતે પોતાના ચપળ અશ્વને અહીં તહીં ઘુમાવતો ચારે પાસ ઝઝુમીને પોતાના સૈનિકોને હિમ્મત આપતો હતો.

દિલીપસીંહે પોતાના કિલ્લામાંના સૈન્યને આપી દીધેલી આજ્ઞાથી મોગલ સૈનિકો ઉપર મોટામોટા પથરા, બાણ અને બરછીઓનો વરસાદ વરસાવવા માંડયો હતો, તેથી પણ રૂદ્રસિંહના લશ્કરને લડવાનું ઠીક ફાવી ગયું. પાછળ આવેલા મોગલ સૈન્યની ટુકડીની ખબર પણ રૂદ્રસીંહના સૈન્યે લેવા માંડી હતી. જેને પરીણામે સખ્ત ઝપાઝપી અને મારામારીને અંતે મોગલ સન્યે નાસવા માંડયું હતું.

રજપુત સૈન્યની ચાર ટુકડીઓમાંની વિજયસિંહ વાળી ટુકડીનુ પરાક્રમ પણ જેવું તેવું નહતું. મંદિર આગળથી તેણે પોતાની સામેના મોગલોને પરાજીત કર્યા અને તે બાદ તે ટુકડી આગળ વધી. બીજી બે ટુકડીઓએ પણ પોતાનાં તીર કામઠાંનો સારો પ્રયોગ કર્યો. અને છેવટે લડતાં લડતાં ત્રણે ટુકડીઓ ભેગી મળી ગઈ.

મોગલ સેનાપતિએ જ્યારે પોતાનાં માણુસોને એમને એમ નાસતાં જોયાં ત્યારે વિચાર કર્યો કે-"અર્ધાં નાસે અને અર્ધાં જ્યાંને ત્યાં ઉભે ઉભે કપાઈ મરે તેના કરતાં આખા લશ્કરને નાસવાનો હુકમ આપી દેવો સારો છે."

આમ વિચારીને તેણે સૈન્યને પાછા ફરવા માટેનાં રણશિંગાં ફુકાવ્યાં.

મોગલ સૈન્યે હવે અવ્યવસ્થિત રીતે નાસવાને બદલે હારદ્દોર ટુકડીઓમાં વ્યવસ્થિત રીતે નાસવા માંડ્યુ. આ જોઇને કિલ્લા ઉપરથી વિજય દુંદુભિ વગાડવામાં આવ્યાં; શંખોના ધ્વનિથી દિશાઓ ગાજી રહી અને "હરહર મહાદેવ"ના પોકારો ચોપાસ થવા લાગ્યા.

એજ વખતે નાગૌરના કિલ્લાના મોટા દરવાજા ઉંઘાડી નાખવામાં આવ્યા. અને રૂદ્રસિંહ પોતાના સૈનિકો સાથે તેની અંદર દાખલ થયો. એ દાખલ થવું

એક શુરવીરને છાજતું હતું. લોકો તેના વિજયની અને પ્રાક્રમની વાત સાંભળીને રસ્તાઓમાં થોકે થોક ઉભરાઇ ગયા. અને નાગોરના સરદારોએ, સૈનિકોએ વગેરેએ તેનો આદર સત્કાર કર્યો; લોકોએ પુષ્પવૃષ્ટીથી તેને વધાવી લીધો; કેટલાક તો તેને વંદન કરવા લાગ્યા. અને આનંદના પોકારોથી નાગોરમાં સર્વત્ર મોટો કોલાહલ મચી રહ્યો.

પણ એટલામાં વાત પ્રસરી ગઇ, "મોગલ સુબાને કેદ કરવામાં આવ્યો છે. તેમ તેને કેદી અવસ્થામાં લાવવામાં આવે છે." આ સાંભળીને લોકોનાં ટોળે ટોળાં રસ્તામાં ઉભાંજ રહ્યાં. રૂદ્રસિંહની વિજય સ્વારી પસાર થઈ ગયાને આશરે અર્ધો કલાક થયો હશે. ત્યાં મૃગેન્દ્રસિંહે ફિરોઝશાહને લઇને પોતાના યુવાન સૈનિકો સાથે નાગોરના દરવાજામાં પ્રવેશ કર્યો. સૈનિકોની ટુકડીને મોખરે એક અશ્વ ઉપર ફિરોઝશાહને બેસાડવામાં આવ્યો હતો. તેનો મોભો જાળવવા અને તેને ઘટતું માન આપવા માટે તેને કોઈ જાતના દોરડાના બંધ બાંધેલા ન હતા. ફિરોઝશાહના ઘોડાથી થોડેકજ દુર તરતજ પાછળ અને લગભગ મૃગેન્દ્રસિંહ અને મૃગેન્દ્રસિંહે પોતાના હાથ નીચે આ ટુકડીનો સરદાર બનાવેલો ચંદ્રસિંહ નામનો યુવાન સરદાર ઘોડા ઉપર સ્વારી કરી રહ્યા હતા. અને તેમની પાછળ ચાર ચારની હારમાં બીજા સૈનિકો હતા.

આ સરઘસ જ્યાં પસાર થતું હતું. ત્યારે તેને ખુબ સારી રીતે આવકાર સાથે માન મળ્યું. કિલ્લાના મોટા દરવાજા ઉપરના ઝરૂખા ઉપર પન્ના ખાસ પોતાની સાહેલીઓ સાથે બેઠી હતી. તેણે રૂદ્રસિંહ ઉપર પુષ્પની વૃષ્ટી કરી હતી. આ સરઘસ પણ તેણે જોયું અને મૃગેન્દ્રસિંહ ઉપર પણ પુષ્પની વૃષ્ટિ કરી.

દિલિપસિંહે, એ પછી રજપુત સૈન્યને યોગ્ય રીતે સારો ઉતારો આપ્યો તેમજ રૂદ્રસિંહ તથા મૃગેન્દ્રસિંહને પણ પોતાના મહેલમાં સારી જગ્યાઓએ વાસ આપ્યો; અને ફિરોઝશાહને પણ તેનાં માન મરતબા પ્રમાણે એક સ્થળે રાખ્યો. પણ તેના ઉપર દેખરેખ માટે ખાસ સખ્ત પહેરો રાખવાનું તે ચુકયો નહીં.

રૂદ્રસિંહ અને મૃગેન્દ્રસિંહ એક બીજાને જોતાંજ બંને પરસ્પર ભેટી પડયા. રૂદ્રસિંહે, મૃગેન્દ્રસિંહનાં પ્રાક્રમને બહાદુરી જાણી તેનાં ઘણાંજ વખાણ કર્યાં. એ વખતે દિલિપસિંહના પ્રધાને ત્યાં આગળ આવીને નમન કરીને ખબર આપ્યા કે "મહારાજાશ્રીએ વિજયનો દરબાર સાંજના ચાર વાગે ભરવાનો રાખ્યો છે તેમાં તમો બંને પધારશો ?"

" રૂદ્રસિંહે તે વખતે પુછયું.–"વિજયના દરબારમાં શું શું થવાનું છે ?"

પ્રધાન–"મહારાજાએ ખાસ કાંઇ કાર્યક્રમ મને કહયો નથી. પણ મારી ધારણા પ્રમાણે હું તેઓ

મહારાજાશ્રીને નીચે પ્રમાણે કાર્યો કરવા વિનંતી કરનાર છું. પ્રથમ તો સુબા સાહેબ પાસેથી કરાર લખાવીને ભવિષ્યમાં તે કદી અહીં ચઢી આવે નહીં તેવી રીતે ચોકસાઈ કરી લેવી. એ બાદ આપને તેમજ મૃગેન્દ્રસિંહને અભિનંદન; ને આપને વિશેશમાં માંગલિક શુભ આશીરવાદમાં પન્નાકુમારી; અને મૃગેન્દ્રસિંહજીને શૈલબાળાના હસ્ત સોંપવાની ક્રિયા. એજ સહિત માહારાણાશ્રીએ આપેલા વચન પ્રમાણે અર્ધું રાજ્ય નાગૌરના બચાવનારને એટલે કે આપને આપવાની ક્રિયા—આટલાં કાર્યો આજના દરબારમાં કરવાની હમારી ઇચ્છા છે.”

રૂદ્રસિંહે કહ્યું—“અસ્તુ; અમે ઠરાવેલે વખતે ત્યાં હાજર થઇશું ”

પ્રધાનના જવા પછી રૂદ્રસિંહે ગંભીર મુદ્રા ધારણ કરીને ગંભીર અવાજથી મૃગેન્દ્રસિંહને કહ્યું.

“મૃગેન્દ્ર, પ્રધાનનું કહેવું તેં બરાબર સાંભળ્યું ? હવે મારૂં કહેવું તું સાંભળ. ”

જો ચોંકીશ નહીં—ચમકીશ નહીં—સંપુર્ણ વિચાર પછી મેં એવો ઠરાવ કર્યો છે કે—પન્ના કુમારીનાં મારી સાથેનાં લગનની હરખાસ્ત હું મંજુર કરી શકીશ નહીં.” મૃગેન્દ્રસિંહ ખરેખર આ વાક્ય સાભળીને ચમકયો અને અચાનક બોલી ગયો. હેં ! વડીલ ભાઇ ! આ શું કહો છો ?”



## પ્રકરણ ૨૨ મું.

—:o:—

### હર્ષઘેલી પન્ના.

"કાતિલ તમારા કામણે બાળા દીવાની થઈ!"

રૂદ્રસિંહે આંખો મીચીને ઉંઘાડી અને પુનઃ એજ પ્રમાણે ગંભીર સ્વરે કહ્યું. "સાંભળ! હું શા કારણોથી ના પાડનાર છું તે ધ્યાન દઇને સાંભળ."

રૂદ્રસિંહે ધીમે સ્વરે તેને પોતાનાં કારણો કહેવા લાગ્યો. મૃગેન્દ્રસિંહ ઉત્સુકતાથી સાંભળી રહ્યો અને રૂદ્રસિંહનાં કારણો સાંભળ્યા બાદ તે વિચારમાં ને વિચારમાં શુંઢ મુંઢ જેવો બેસી રહ્યો.

રૂદ્રસિંહ અને મૃગેન્દ્રસિંહ જે વખતે વાત ચિતમાં રોકાયા હતા. તે વખતે બીજી બાજુ નાગોરના રાજમહેલમાં નાગૌર નરેશની પુત્રી પન્ના કુમારી ઘણીજ હર્ષઘેલી બની હતી. શો હર્ષ! તેના મનમાં અત્યારે સમાયો જતો ન હતો! રૂદ્રસિંહને જ્યારથી તેણે જોયો હતો ત્યારથી તે તેના ઉપર પ્રેમવશ થઇ ગઇ હતી. તેની દશા એક વખત રૂદ્રસિંહ વિના એવી વિહ્વલ બની ગઈ હતી કે જેવી એક માછલીની દશા પાણી વિના થાય છે. પતિ હો તો તેજ અને બીજા બધા જગતમાં તેને મનથી તુચ્છ હતા. તે વારંવાર મનમાં વિચારો કર્યા કરતી. ને મન સાથે

નિશ્ચય કર્યો હતો. આ નિશ્ચય સાથે સારૂં સંયોગ બળ અત્યારે ઉમેરાયું હતું. રૂદ્રસિંહે પોતાના પિતાની આબરૂં બચાવી હતી એટલુંજ નહીં પણ પોતાની આબરૂનું પણ સંરક્ષણ સારી રીતે કર્યું હતું. જો યવન ફિરોજશાહ વિજયી નીવડયો હોત તો તે જરૂર પન્નાને પોતાના જનાનામાં બળાત્કારે લઇ જાત પણ ઇશ્વર કૃપાથી એ સ્થિતિ હવે દુર થવા પામી હતી. અને તે રૂદ્રસિંહને આભારી હોવાથી પોતાનું તન તેને આપવું, એટલુંજ નહીં પણ પોતાનું તન-મન-ધન પણ તેનાપર ઓવારી દેવું; એ પણ એક ઓછો બદલો હતો. તેનું મન અત્યારે રૂદ્રસિંહના વિચારોમાં મસ્ત હતું! તે બહાદુર સરદારની બહાદુરી જોઇ તે તદન પ્રેમઘેલીજ બની ગઈ હતી. તેને મલવા તેનું હૃદય બહુજ ઉતાવળ કરી રહ્યું હતું. નવયૌવના નારીનો તનમનાટ તેના રોમેરોમમાં વ્યાપી રહયો હતો. શું તેનું સ્વરૂપ! શું તેની વિરતા! આખો વખત તેનું ધ્યાન કરતી પન્ના બેઠી હતી.

"અહા! હવે કેવો આનંદ અને કેવી શાંતી મને મલશે? મારા મનની સર્વ આશાઓ હવે પ્રભૂએ પુરી પાડી છે. પ્રભુની પણ મારાપર અપાર દયા છે. હે પ્રભુ હું તારો ઉપકાર માનું છું કે ત્હેં સર્વ રીતે રૂદ્રસિંહને દરેક કાર્યોમાં સ્હાય કરી. તને નમસ્કાર! પ્રભુ! પ્રભુ! હવે આ માંગલિક દિવસ મને સત્વર

દેખાડ !" તે પોતાના મનમાં તો રૂદ્રસિંહની અર્ધાંગના બનીને એક રાણી તરીકેના ઉચ્ચાસને વિરાજશે અને એ આસનેથી પ્રજાનું સર્વ પ્રકારનું કલ્યાણ સાંધી શકશે, એવા અનેક જાતના વિચારોથી પ્રફુલ્લ બની પોતાનો મન ગમતો નાથ મળવાથી હર્ષઘેલી પન્ના કુમારી પ્રેમના વિચારોમાં તલ્લીન બની ગઇ હતી. તેવામાં તેની બે ત્રણ સખીઓ ત્યાં આગળ આવી અને કહેવા લાગી-" કેમ બ્હેન ? બાપુજીનો કિલ્લો સુરક્ષિત રહયો. તેમાં આટલાં બધાં વિચારશીળ બની જવાની શી જરૂર ?"

બીજી સખીએ વચમાંજ ટાપસી પુરી-" અરે ગાંડી, ખબર નથી કે બાપુજીનો એકલાનોજ કિલ્લો આ લડાઇમાં સુરક્ષિત રહયો એમ નથી ? બ્હેનના મનરૂપ કિલ્લામાંથી એકકે કાંકરી ખરવા પામી છે ? એટલુંજ નહી પણ એ કિલ્લામાં તેમણે એક મહા-વીરને બંદીવાન કર્યો છે. એ તું ભુલી જાય છે કે શું ?

પહેલી સખી-" હા. હા. બંદીવાન પુર્યો છે તેથી તેઓ આનંદના તરંગમાં મસ્ત થઇ ગયાં હોય તેમ લાગે છે."

એક ત્રીજી સખીએ તાળી પાડીને કહયું-" ના. ના. એ બંદીવાન કિલ્લામાં સ્થિર રહેતો નથી. તેથી બ્હેન ખુબ મુંઝાઇ રહયાં હોય એમ લાગે છે ?" સર્વ જણીઓ આ હાસ્યજનક વાર્તાલાપ અને મશ્કરીથી

હસી પડી એટલે પન્નાએ કહ્યુ. "બ્હેનો, મારે શું કરવા ખોટું બોલવું જોઇએ? આપણે જે દેવની પુજા નિરંતર કરી હોય તે દેવ જ્યારે આપણી સમીપ પ્રગટ થાય ત્યારે કેમ આનંદ થાય નહી? આજ મારો એવો આનંદનો દહાડો છે. માટે સખીઓને બોલાવી લાવો. આપણે હાંસથી મંગલ ગીતો અને ગરબીઓ ગાઇએ. અને તે પછી તમને સર્વને હું આજના મારા આનંદની યાદગીરીમાં એકેક સુંદર વસ્તુ ભેટ આપીશ."

એક સખીએ કહ્યું-અહો! આજ તો આપણે કોઈ સારા માણસનું સહવારના પહોરમાં મ્હોં જોયું લાગે છે.

બીજીએ કહ્યું-"બ્હેન આપણે એકલાંએજ નહીં પણ આખા નાગોર રાજ્યને આજ સવારે કાંઇ સારા શુકન થયેલા છે."

એ પછી એક સ્ત્રીએ જઈને પન્નાની દશ બાર બીજી સાહેલીઓ કે જે હંમેશાં તેને ત્યાં આવતી તેમને મહેલમાં બોલાવી આણી અને સર્વેએ કુંડાળામાં ગોઠવાઇને નીચેનો ગરબો ગાવો શરૂ કર્યો.

ગરબો.

જન્મ ભુમી પુજવાને જઇએ રે, ઓ વ્હેનીઓ?
જન્મભુમી પુજવાને જઇએ.

સ્વર્ગથીય મોંઘી આ અમોલી હિન્દ મૈયા.
તન મન ધન અર્પી "ધન્ય થઇએ રે;
ઓ વ્હેનીઓ૦ ૧.

ગાજી મંગલા અનેરી માજી મન્દિરે આ.
આરતીની જ્યોત લલિત લઇએ રે;
ઓ વ્હેનીઓ૦ ૨.

સત્ય, પ્રેમ, ધર્મ, નીતીને પવિત્રતાનાં.
પત્ર—પુષ્પ—ધુપ—ધરી રહીએ રે;
ઓ વ્હેનીઓ૦ ૩.

ચાચરમાં રમે સાધુ બાલ, વીરબાલા,
માનીએ પ્રસાદી વસો હૈયે રે;
ઓ વ્હેનીઓ૦ ૪.

ભકિતનો સુવાસ, ત્યાગની મીઠાસ, શીળાં,
આત્મદાન માતૃપદે ગૃહીએ રે;
ઓ વ્હેનીઓ૦ ૫.

અરણુરંગ તેજ મધુર, માજી મુગટ સ્હોયાં.
ગગનપાર હૃદયગાન વહીએ રે;
ઓ વ્હેનીઓ૦ ૬.

ઘંટારવ, શંખનાદ, ઉચ્ચવાદ્ય વાગ્યાં,
જાગૃતીનો સાદ બધે દઇએ રે;
ઓ બ્હેનીઓ૦ ૭.

આવો! માજી મંડપમાં બાલ વ્હાલ ઘેલાં?
જીવન સકળ સેવનમાં વહીએ રે;
ઓ બ્હેનીઓ૦? ૮

(રા. રામમોહનરાય જસવંતરાય કૃત
તરંગાવલીમાથી પૃ-૩૧)

આ ગરબો જ્યાં પુરો થવા આવ્યો ત્યાં મહેલની નીચેથી "હર હર મહાદેવ"નો સ્વર સંભળાયો.

એ સ્વર પુરૂષ કંઠનો નહતો પરંતુ સ્ત્રીઓના કોમળ કંઠનો હતો. પન્ના એ સ્વર સાંભળીને આશ્ચર્ય ચકિત થઇ અને સખીઓ સાથે દોડી જઇને તે મહેલના રૂઝખામાં આવીને ઉભી રહી. તેણે જે દેખાવ જોયો તેથી તેનો પોતાનો આનંદ ઉડી ગયો અને શોકની છાયા તેના વદન ઉપર છવાઇ રહી એટલુંજ નહીં પણ તેનું હૃદય ખિન્નતાથી ભરપુર બની ગયું.

એ દેખાવ શો હતો?



## પ્રકરણ ૨૩ મું.

—:o:—

### રઘુવીરનું મરણ.

"છે જીંદગી દીન ચારની."

નાગૌરમાં વિજયનો દરબાર ભરવાને આશરે બે કલાકની વાર હતી. તે વખતે મૃગેન્દ્રસીંહ શહેરમાં ફરવા નીકળ્યો. શહેરના લોકો અહીં તહીં ટોળે મળીને યુધ્ધને લગતીજ વાતો કરતા જોવામાં આવતા હતા. કયાંક કયાંક એક બે રજપુત સૈનિકો યુદ્ધની હકીકત કહી સંભળાવતા અને લોકો તે રસ પુર્વક સાંભળતા, કયાંક તો એકાદ સૈનિક ટુકડીને હારતુરા પહેરાવીને લોકો તરફથી માન આપવામાં આવતું કયાંક "શ્રી નાગૌર નરેશનો જય" "શ્રી અરિકંદ નરેશનો જય" એવા એવા પોકારો પડી રહેતા. અને કયાંક મૃગેન્દ્રસીંહને ઓળખીને લોકો, "હર હર મહાદેવ"ની બુમો પાડીને તેને માન પુર્વક વંદન કરતા.

આ બધી સ્થિતિ નીહાળતો નીહાળતો મૃગેન્દ્રસીંહ શહેરના દરવાજા આગળ જઇ પહોંચ્યો. પણ જયાં તે દરવાજામાંથી બહાર નીકળ્યો કે, સાંમેથી સ્ત્રીઓનું એક શોકથી છવાયલાં મ્હોં ભર્યું ટોળું તેના તરફ આવતું દેખાયું; એ સ્ત્રીઓ હારદોર ચાલતી હતી. અને તેમાંની કેટલીકના ખભા ઉપર ઘવાયલા સૈનિકોની ખાટલીઓ હતી.

મૃગેન્દ્રસીંહને તરતજ રઘુવીરસીંહ સાંભર્યો. તેનું શું થયું હશે? તે જીવતા હશે કે નહીં? એવા મનમાં તરંગોના પ્રશ્નો તેના મનમાં ઉઠી રહયા! સ્ત્રીઓનું ટોળું દરવાજા પાસે આવ્યું ત્યાં સુધી તે ત્યાંજ થોભી રહ્યો; ટોળાને મોખરે રમા હતી. તેની આંખો અશ્રુ ભરેલી હતી. મ્હોં શોકથી ખિન્ન થયેલું હતું. મૃગેન્દ્રસીંહને દરવાજામાં એક બાજુ ઉભેલો જોતાજ રમા રડી પડી. તેનાથી બોલી પણ શકાયું નહીં. તરત મૃગેન્દ્રસિંહે જોયું કે, રમાની સાથે શૈલબાળા પણ હતી. તેનું વદન પણ ગંભીર અને શોક પુર્ણ હતું.

મૃગેન્દ્રસીંહ તુર્ત સમજી ગયો કે રઘુવીરસીંહે જરૂર દેહત્યાગ કર્યો છે. તે બોલ્યો "રમા બ્હેન, તમારા જેવાં સમજું સન્નારી જો સહન નહીં કરે તો કોણ સહન કરશે? "સ્હાવું અને સ્હેવું" એ પરમ ધર્મ આર્ય દેશની મહિલાઓએ ખાસ ધ્યાનમાં રાખવા જેવો છે. નામ તેનો નાશ જગતમાં છેજ, પણ આત્મા અમર છે! ગીતાજીમાં કહેલું છે કે "નાશ તો વિધ્યતે ભાવોના ભાવો વિધ્યતે સત્" માટે બ્હેન, સત્ વસ્તુનો નાશ નથી. એવા અનેક જન્મમાં આપણુને તેની કાંઇ જુદી સગપણથી તેમજ સંબંધથી મુલાકાત થઇ ગયેલી ને થશે, તેમાં શોચ કરવો તે ફોકટ છે.

પ્રભુની ઇચ્છા આગળ માનવી માત્રના પ્રયત્નો શા કામમાં આવી શકે તેમ છે. શાંન્ત થાઓ અને ધીરજ રાખી તમારૂં કર્તવ્ય બજાવો.''

રમા ડુસકાં ભરતી ભરતી બોલી ''વીર ગયો, મિત્ર ગયો, સાચો સંબંધી ગયો, હવે મારે જીવીને શું કરવાનું છે? જગત ક્ષણ ભંગુર માનવીને મરણ જ્યારે ને ત્યારે આવેજ છે. તે પછી વહેલાં કે મોડાં હમણાંજ શા માટે મરી ન જવું?

મૃગેન્દ્રસીંહે કહ્યું ''બ્હેન, જે આર્ય મહીલાએ સ્વભુમીને માટે રણક્ષેત્રમાં ઘવાયલાં દર્દીઓની અહો રાત્ર સારવાર કર્યા વિના કેવળ દુ:ખિતનાં દુ:ખ દુર કરવા કાજે—પરને કાજે—સતત્ત શ્રમ કર્યો. તેમના મુખ કમલમાંથી આવા ભીરૂ શબ્દ સાંભળીને મને શોક થાય છે. તમે જાણો છો? વીર રઘુવીરના અવસાનથી તમને જે શોક થાય તેના કરતાં મને ઓછો શોક નથી. પણ શું મરેલાંની પાછળ પ્રાણ આપવાથી તે પુન: જીવીત થશે? જો એમ હોય તો લાવો, હું પણ તેની પાછળ પ્રાણત્યાગ કરવા તૈયાર છું. જ્યારે ખરી રીતે મરણ પામેલા જીવ આપણા શોકથી કે રૂદનથી પાછો આવી શકે તેમ નથો ત્યારે આપણું કર્તવ્ય શું છે? તેનાં કામોની યાદગીરી રાખવી. તેના જેવા ઉજવળ જીવનનાં ગુણગાન ગાવાં.' અને સમસ્ત

દેશ તેના જેવો થાય તેમાંજ તેનું જીવેલું જીવન સાર્થક મનાવવું; ચાલો, આ સમય રડવાનો નથી. આ સમય તમારાં પોતાનાં અશ્રુઓ માટેનો નથી. આ સમયે સેવા ધર્મથી પ્રેરાઓ તમારૂં કે મારૂં અંગત દુઃખ આપણે બંને ભુલી જઇશું અને પારકાઓની સેવા માટે પ્રવૃત થઇને આર્ય ભુમીની મહત્તા સ્થાપીશું. બોલો "આર્ય ભુમીનો જય," "આર્ય મહીલાઓનો જય"

શૈલબાળાએ આ સ્વર ઉંચકી લીધો. તેણે એ શબ્દોનો ફરીથી ઘોષ કર્યો અને તેનો પડઘો અન્ય રાજપુત મહિલાઓએ પાડયો. મૃગેન્દ્રસિંહ આગલ ચાલ્યો અને શૈલબાળા તેની પાછળ ચાલી એટલે રમા પણ યંત્રવત તેઓની પાછળ પાછળ ચાલી.

માર્ગમાં "આર્ય ભુમીનો જય" "વીર જનનો જય" "નાગૌર રાજ્યનો જય" વિગેરે ધ્વનીઓ ચાલુ રહયા. લોકોનાં ટોળે ટોળાં તે જોવા એકઠાં થવા લાગ્યાં અને તે દરમ્યાન મૃગેન્દ્રસીંહે રમાના મ્હોડેથી રઘુવીરસીંહને લગતી હકિકત સાંભળી લીધી. જે સમયે રમાને ઘવાયલો રઘુવીરસીંહ સોંપીને મૃગેન્દ્રસીંહ ફિરોઝશાહના તંબુ આગળથી નાગૌર દુર્ગ તરફ જવા લાગ્યો હતો. તે સમયે રઘુવીરસીંહની સ્થિતી ભયંકર હતી. રમા તેની પાસે ગઇ તે પછી તેના

ઘાને ધોઇને તેણે મલમ પટટો લગાડીને પાટો બાંધ્યો. પણ તેની વેદના તેથી જરાક કમી થઈ નહીં. લોહીનું વહેવું ચાલુંજ રહયું. રઘુવીરસીંહે રમાને ઓળખી પણ તેનાથી કાંઈ બોલી શકાયુ નહીં; ફકત ઓળખીં સામું જોયું. તેણે હાથ લંબાવી ને રમાને આશિષ દીધી. અને તે પછી "જય રામ" એ શબ્દો સહિત તેણે પોતાનો દેહ તજ્યો! રમાએ એ વખતે ત્યાં ઘણુંજ કલ્પાંત કરી મુકયું. ત્યારે શૈલબાળાએ તેને ઘણી સારા રાંતે આશ્વાસન આપીને દેશ પ્રત્યેની તેની ફરજોનું સ્મરણ કરાવ્યું. અને તેને ઉત્સાહ આપીને રઘુવીરના મૃત્યુ દેહને લઇને તથા બીજા ઘવાય-લાઓને લઇને તેઓ શહેરમાં આવ્યાં. રમાએ આ બધી હકિકત મૃગેન્દ્રસીંહને કહયા બાદ મૃગેન્દ્રસીંહે તેને આશ્વાસન આપ્યું. તેઓ આ પ્રમાણે વાતચીત કરતાં પન્નાના મહેલ નીચે આવી પોંહચ્યા. "હર હર મહાદેવ" એવો ગગનભેદી સ્વર સૌ નારીઓએ કાઢ-યાથી પન્નાનું ધ્યાન તેઓના તરફ દોરાયું અને તે ઝરૂખામાં આવી. તેણે સ્ત્રીમંડલને જોયું. એટલે તર-તજ ઝરૂખામાંથી પાછી તુર્ત નીચે આવી. શૈલબાળાએ તેને ટુંકમાં બધી વાત સમજાવી. એટલે પન્નાએ ઘવાયલા સૈનિકોને દવાખાનામાં મુકી આવવા જણાવ્યું અને રમાને કહયું. "બહેન, તમારી હકીકત જાણીને મને

બહુજ ખેદ થયો છે. નાગોરને ખાતર તેમણે જે જે સહન કર્યું છે તે ચિરસ્મણીયજ રહેશે. પ્રભુ તેના આત્માને મોક્ષ આપો." આમ કહયા બાદ તે તેની સાથે ચાલવા લાગી. અહીંથી સ્ત્રીમંડળના વીભાગ પડી ગયા. શૈલબાળા તથા બીજી કેટલીક સ્ત્રીઓ ઘવાયલાંઓને લઇને રાજયના સાર્વજનીક દવાખાના તરફ ગયાં. અને રમા, પન્ના અને મૃગેન્દ્રસીંહ રઘુવીરસીંહના મૃતદેહને લઇને રમાને ઘેર ગયાં. થોડાકજ વખતમાં રઘુવીરસીંહના પરાક્રમની જાણ આખા શહેરમાં થઇ ગઇ. જેથી લોકોનાં ટોળે ટોળાં રમાના ઘેર આવ્યાં રૂદ્રસીંહ પણ ત્યાં આવ્યો. અને રાજય દરબાર તરફથી પ્રધાન, તેમજ સેનાપતી પણ લશ્કરના કેટલાક બીજા અમલદારો સહીત આવી પહોંચ્યા અહીંથી આ વીરના દેહની સ્મશાન યાત્રા કાઢવામાં આવી. અસંખ્ય માણસોના એક સરઘસ સાથે રઘુવીરસીંહના મૃતદેવને અગ્નીસંસ્કાર કરવા માટે શહેરના જાહેર રસ્તાઓનાં થઇને લઇ જવામાં આવ્યો. એક કવીએ કહયું છે કે, "જે સર્વની ખાતર મહેનત કરીને મરે છે તેનું મરણ સાર્થક છે. જયારે ભાર રૂપ થઇને જે જીવે છે તેનું જીવ્યું નિરર્થક છે."

એક બીજા કવિએ કહ્યું છે કે, "જયારે જગતમા તમારો જન્મ થાય છે ત્યારે તમે રડો છો. તે વખતે

બીજાઓ હસે છે. પણ તમે એવી કરણી કરો—એવાં ઉત્તમ કામ કરો કે જ્યારે તમે મરણ પામો ત્યારે આખું જગત તમારે માટે રડે." નાગૌરના રહીશોનાં ખેદ ભરેલાં મ્હોં એવાં રડવાનીજ સાબિતી આપતાં હતાં. અને તેથીજ કહી શકાશે કે, રઘુવીરનું જીવ્યું સાર્થક હતું.

સરઘસ સ્મશાનમાં પહોંચ્યા પછી રાજ્ય તરફથી પ્રધાને જાહેર કર્યું કે, "મહારાજા દિલિપસિંહે આ મરનારને નાગોરના "વીર કેસરી"નો ખેતાબ આપ્યો છે, અને તેમના સ્મારક રૂપે શહેરમાં એક સૈનિકશાળા ઉઘાડીને "વીર કેસરી રઘુવીર સૈનિકશાળા" એવું નામ તેને આપવાનું ઠરાવ્યું છે."

પ્રધાનના કથનથી ત્યાં આવેલાઓને હર્ષ થયો. અને એ પછી મૃગેન્દ્રસિંહતેમજ સેનાપતિએ પ્રસંગોચિત સંભાષણો કરીને આ વીર મરનારની યોગ્ય પ્રસંસા કરી.

આશરે અર્ધા કલાકના અવધિ પછી રઘુવીરના દેહને અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો અને "માટીની કાયા માટીમાંજ આખરે," મેળવી દેવાઇ. ગ્લાનિભરેલાં વદન સહિત લોકો વિખરાયા. પણ સ્મશાનમાંનું ચિત્ર ઘડીભર તેઓ વિસરી શકયા નહીં. માનવી માત્રને આખરે આ

સ્થિતિનેજ પ્રાપ્ત થવું પડે છે. ચાહે તો રંક હો યા રાય પણ એક દીન તેને જરૂર ક્રુર કાળના પાશમાં જકડાવું પડે છે. સાથે કેવળ પુન્યનાં સારાં કામોજ આવે છે. અહંકાર, અભિમાન, ઇર્ષા, અદેખાઇ, મુર્ખતા, એ કંઇજ સાથે આવતું નથી. સ્વાર્થની ખાતર માનવીઓ મારાં તારાં કરી જુઠું-સાચું કરી અર્ધા શેર અનાજથી પેટ ભરવા ખાતર ગમે તેવાં કૃત્યો કરે છે પણ છેવટે મરણ વખતે કંઈજ કામનું હોતું નથી; સર્વ સમજું જનો હોય છતાં સ્વાર્થની ખાતર પાપનાં પોટલાં બાંધે છે પરંતુ એટલું વાંચકવૃંદ, નક્કી સમજો છો ને સમજશો કે આખરે પુન્ય: દાન તેમાં અન્નનું દાન પહેલે નંબરે ને વસ્ત્ર પછી જે યથા શકિત પ્રમાણે ગૌશાળા વગેરે ધર્મશાળા શાળાઓ; ગમે તે રસ્તે ધન સારે માર્ગે વાપરવું તો આખરે તેમાંથી પણ કંઇક પ્રભુના દરબારમાં જયવારો છે. પુર્વના ભાવીથી જન્મ લીધા પછી સુખદુ:ખ ભોગવવા પડે પણ તેમાં કરેલું કંઇજ જતું નથી. આવો વિષાદપુર્ણ અને શોક સોના હૃદયપટપરથી ત દિવસે તો ભૂંસાયો નહીં. આતો સર્વ સામાન્ય શાહ હતો પણ મૃત દેહીના સંબંધમાં સોનાં મનપર જે છાપ પડી રહી હતી એજ એક જાતની હતી કે, જો જીવત જીવવું તો આ વીરનરના જેવુંજ યશસ્વી જીવવું જોઇએ.” રઘુવીરનું સ્મારક એજ હતું.



## પ્રકરણ ૨૪ મું.

—:o:—

### વિજય દરબાર.

પાછલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે રાજ્યના અમલદારોએ સ્મશાન યાત્રામાં ભાગ લીધેલો હોવાથી વિજયનો જે દરબાર સાયંકાળે પાંચ વાગે ભરવાનો હતો તેને એક કલાક મોડું થયું.

મહારાજા દિલિપસિંહ આગળ તે દરમ્યાન પન્ના કુમારી જઇ પહોંચી અને બોલી—"પિતાજી, આજ તો તમે વિજયના આનંદમાં છો, એટલે એ આનંદમાં રાજ્યની પ્રજાના અપરાધો માફ કરનાર હશો. કેદખાનામાંના કેદીઓને પણ છોડી મુકવાનો હુકમ આપનાર હશો. અને ગામમાં બાળકોને મિઠાઇ તથા ગરીબોને અન્નદાન અને વસ્રદાન પણ આપનાર હશો."

દિલિપસિંહ—"હા બેટા, તારૂં કહેવું ખરૂં છે. પણ મને પેલા રૂદ્રસિંહની બાબતમાં સમજ પડતી નથી. પ્રધાનજી અત્યારે પેલા વીર કેશરી રઘુવીરની સ્મશાન યાત્રામાં ગયા છે. તેઓ મને કહેતા ગયા છે કે, "આપણા રાજ્યના હિતાર્થેંજ બધું થયું છે. અને એ સંબંધમાં બધો મન માનતો ખુલાસો દરબારમાં થશે. ત્યારે પન્નાને ધન્યવાદ આપ્યા વિના તમે રહી

સકશો નહીં. પ્રધાનનું આ કહેવું હું કયારનો સમજી શકયો નથી. આ બધું છે શું ? એમાં શો મોટો ભેદ છે ? એ રૂદ્રસિંહને બેટા તેં બોલાવ્યો હતો ?"

પન્ના—"પિતાજી, અપરાધીઓના અપરાધ આપે માફ કર્યા છે એમ મને કહો તે પછીજ હું તમને બધું કહીશ."

દિલિપસિંહ—"વારૂ, તારી મરજી તેમ છે તો તેમ ! તારી ઈચ્છામાં આવે તે અપરાધીઓના અપરાધ આજથી મેં માપ્ર કર્યા છે."

આ ઉપરથી પન્નાકુમારીએ રૂદ્રસિંહ ઉપર પોતે જે કંકણુ શૈલબાળા સાથે મોકલ્યું હતું તેને લગતી બધી વાત કહી. તેમજ શૈલબાળાએ અને મૃગેન્દ્રસિંહે પાછા ફર્યા પછી ખુલાસો કર્યો ન હતો તેનું કારણુ એજ કે, વખતે આ ભેદ તે સમયે ખુલ્લો થાય તો પીતાજી ગુસ્સે થાય, એમ ધારીનેજ ભેદ ખુલ્લો કર્યો ન હતો. આ બધું કહ્યાથી દીલીપસિંહ શાંત થયો.

રૂદ્રસિંહ જીત મેળવીને આવ્યો હતો, એજ દીલીપસિંહની પ્રસન્નતાનું મુખ્ય કારણુ થઇ પડેલું હોવાથી તે પાછલું વેર ભુલી ગયો. તેણે શૈલબાળા અને મૃગેન્દ્રસિંહને માફ કર્યું, અને પન્નાને માટે મનમાં એવો વીચાર કર્યો કે તે કુમરી રૂદ્રસિહનેજ યોગ્યજ છે. વીજયના દરબારમાં રૂદ્રસિહને અભિનંદન

આપવા સાથે પન્નાકુમારી પણ આપવી. એવો ઠરાવ તેણે પોતાના મનમાં કર્યો, બાદ પન્નાને કહ્યું. "જા બેટા, હું તારૂં કલ્યાણ ઇચ્છું છું. તારૂં મન રાજી રહે તેમ યોગ્ય રાજવીરને તું વરે તેમ મારા મનમાં છે."

પન્ના આ આશીર્વચનનો અર્થ સમજી ગઈ અને હવે કયારે દરબાર ભરાય તેની રાહ જોવા લાગી.

રાજય દરબાર ભરાતા પહેલાં રાજયના પ્રધાનને દીલીપસિંહે ફીરોઝશાહ પાસે મોકલીને પુછાવ્યું હતું કે તમે દરબારમાં આવવા ઇચ્છો છો કે કેમ? તેમજ હવે તમે કરાર પત્રમાં સહી કરવા ઈચ્છો છો કેમ? પ્રધાન એ આજ્ઞા પ્રમાણે ફીરોઝશાહ પાસે ગયો હતો.

ફીરોઝશાહ અત્યારે પિંજરામાં પુરાયલા અને થાકી ગયલા સિંહ જેવો બની ગયો હતો. તે પોતાની સ્થિતી સમજી ગયો હતો. નાગૌરના કીલ્લા નજદીક અત્યારે એકપણ મોગલ સીપાઇ હતો નહીં. મોગલ સૈન્યના સેનાપતીએ જયારે પોતાના સૈન્યને વ્યવસ્થીત રીતે પાછા ફરવાનું જણાવ્યું ત્યારે તેણે ફીરોઝશાહ વીષે તપાસ કરાવી હતી. પણ મૃગેન્દ્રસીંહ તેને કેદ કરીને લઈ ગયલો હોવાથી મોગલ સેનાપતીના પોતાના ઉપરીનો પત્તો લાગ્યો નહીં, તે પોતે અકળાયલી હાલતમાં હોવાથી તેણે આખરે પાછા ફરવામાંજ પોતાનું હીત સમાયલું જોયું. અને તેથી તે પણ સૈન્યની સાથે પાછો રવાના થયો.

ફીરોઝશાહનું શું થયું; એના સંબંધમાં તેની મુંઝવણ અપાર હતી. પણ વીજયોન્મતી રજપુત સૈન્યમાંથી અત્યારે તેની ભાળ મળી શકશે નહીં એમ ધારીને કીસ્મતપર બધો આધાર છોડીને તે પાછો ફર્યો હતો.

પ્રધાન ફીરોઝશાહ પાસે ગયો ત્યારે તે માથે હાથ દઇને વીચારમાં લીન થઈ બેઠેલો હતો. પ્રધાન પોતાની સાથે સેનાપતીને લઇને ગયો હતો. પણ સેનાપતીને તેણે બહારજ ઉભો રાખ્યો હતો. તે પોતે એકલો ફીરોઝશાહ પાસે ગયો હતો. ફીરોઝશાહે તેને જોઇને પુછયું. "હવે તમે મારૂં શું કરવા માગો છો ? મને નાહક અહીં શા માટે રોકી રાખ્યો છે ?"

પ્રધાને કહયું "હઝુર ! આપના પ્રત્યે સંપુર્ણ અંગતમાન સહિત હું જણાવીશ કે અહીં રહેવું વા નહીં તે આપના પોતાના ઉપરજ આધાર રાખે છે. આપ ચાહો તો હમણાંજ જઇ શકો માત્ર તેમાં શરત એટલી છે કે આપે અમારા કરારપત્ર ઉપર સહી કરવી."

ફિરોઝશાહ—"સહી કેટલીક વખત કરવી ? પેલો તમારો એક મગજનો ફાટેલો રજપુત લુચ્ચાઇથી મારી પાસેથી સહી તો મેળવી ગયો છે."

પ્રધાન—"હુઝુર, એ સહી આપને લુચ્ચાઇભરેલી લાગી તો હવે બીજા કરારપત્ર ઉપર સહી કરો.

ફિરોઝશાહ—"વારૂં. તેમાં તમારી શરતો કઇ છે?"

પ્રધાન—"જે શરતો પ્રથમ કરારપત્રમાં હતી તેની તેજ."

ફિરોઝશાહે ગુસ્સે થતાં કહ્યું—"યા અલ્લાહ? તમે કેવી રકઝક કરનારા માણુસો છો? જો તેજ શરતો હોય તો પછી બીજી શા માટે?"

પ્રધાન—"નામદાર સુણા સાહેબ? હુ તેજ કહું છું ને? તમે એમ કબુલ કરો કે, એ સહી મેં રાજી ખુશીથી કરી છે. અને એ કરારપત્ર પ્રમાણે વર્તવા હું ખુશી છું એટલે બસ."

ફીરોઝશાહે અકળાઇને કહયું "તોબાહ? તોબાહ? તમારાથી તો હું બહુજ થાકયો જાઓ, મને કબુલ છે કે, હવેથી તમારા પ્રાંતમાં કદી પણ ચઢાઇ કરવાનો નથી. હવે મને છુટો કરશો?"

પ્રધાને હસીને કહયું, "પ્રભુ તમને સર્વ પ્રકારે સુખી રાખે. તમે આ પ્રમાણે અમારા પ્રત્યે જે સરળ ભાવ રાખ્યો છે તે માટે હું મારા મહારાજાશ્રી તરફથી આપનો આભાર માનું છું. હું પાછલા પ્રસંગો ની યાદ આપીશ નહીં. પણ મારે કહેવું જોઇએ કે, જો આપ નામદારે અમારે ત્યાં દુત મોકલ્યો તે વખ-

તેજ આવા કરાર પત્ર પર સહી કરીનેજ મોકલ્યો હોત તો અમારે પાછળથી લડાઈ કરવી પડી તે કરવાની રહેત નહીં. હવે જે બની ગયું છે તે ટળનાર નથી.

ફીરોઝશાહ—"પ્રધાનજી, હવે મારે આવાં ટાહલાં સાંભળવાં નથી. મને જવા દે."

પ્રધાન—"આપ નામદાર હમારા મહારાજાના દરબારમાં દસેક મીનીટ હાજરી આપી જશો તો અમે આભારી થઇશું."

ફીરોઝશાહ—"મારે તો ક્યાંયે નથી આવવું મને હવે ગુજરાતમાં પાછો ફરવા દો.

પ્રધાન-"જેવી આપ નામદારની મરજી; હું મહારાજાને આ વાત કહી આવીને તરતજ ખબર આપું છું."

આમ કહીને તે જતો હતો. એટલે ફિરોઝશાહે કહયું. "હજી તારા મહારાજાને પુછવાનું છે?"

આમ કહીને મ્હોડામાંથી સિત્કાર નાંખતો તે પોતાની જગ્યાએ પાછો પડયો. પ્રધાને તેને કાંઇ જવાબ વાળ્યો નહી. અને મહારાજા દિલિપસિંહને ફિરોઝશાહના નિર્ણયની ખબર આપી. મહારાજાએ રૂદ્રસિંહની સલ્લાહ લીધી. અને આખરે એમ ઠર્યું કે "ફિરોઝશાહને વિજેતાના દરબારમાં આવતાં માન હાની જેવું લાગે અને ક્ષોભ (દુ:ખ) થાય એ સ્વભાવિક

હોવાથી અને તે કરારપત્રની સહી રાજીખુશીથી કરેલી જણાવતો હોવાથી હવે તેને માનભેર જવા દેવો એમાં આપણને કાંઇ નુકશાન નથી.”

આ નિર્ણય પ્રમાણે ફિરોઝશાહને તરતજ એક સુંદર ઘોડો આપીને નાગોરમાંથી વિદાય કરવામાં આવ્યો.

પંદર હજારની સેના સાથે ચઢાઈ લઇને તે જે વખતે આવ્યો હતો તે વખતે તેના મ્હોં ઉપર વિજયના ગર્વની લાલાશ હતી. અત્યારે તે એકલો અહીંથી વિદાય થતો હતો—તે પરાજીત થયેલો હતો. અને તેથી આ વખતે તેના મુખમંડલ ઉપર ફિકકાસ ચોખ્ખી જણાતી હતી. કયાં પંદર હજારની સેનામાં શોભતો ફિરોઝશાહ! કોઇ ચિત્રકાર અહીં હાજર હોત તો જરૂર તેના ભાવ તે બહુ સારી રીતે ચીત્રી બતાવત!

તે ગયો ત્યારે લોકો તેની સામે આંગળી ચીંદતા હતા “એ જાય પેલો મોગલ જેણે આપણને હેરાન હેરાન ને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવ્યો હતો તે પેલો મોગલ તેમ થોડા ઘણા કહેતા તો કોઈ આમ કહેતું તો કે વળી ફિરોઝશાહ રાજમહેલ છોડી ગયો તે પછી ઘોડ-સ્વારોની એક નાની ટુકડી ખાસ તેના સંરક્ષણ માટે તેની પાછળ ગઇ. અને તેને દરવાજા બહાર સહી સલામતિથી વિદાય કરીને તે ટુકડી પાછી ફરી. શહેરના લોકોથી ફિરોઝશાહને કોઇ રીતે સતાવી શકાયો

નહી. કારણકે તેના એકલા અટુલા ઘોડાથી દસેક ફીટને અંતરે રજપુત ઘોડેસ્વારોની ટુકડી હતી. અને તે લોકોને ખાસ રોકીને શાંત રહેવા જણાવતી હતી. જો એ ટુકડી હોત નહી તો બનવાજોગ છે કે, લોકોએ દ્વેશ ભાવથી કાંઇજ કરવાનું કંઇ કંઇ કરી મુકયું હોત પણ રૂદ્રસિંહની દીર્ઘદ્રષ્ટિનુંજ એ પરિણામ હતું કે જેથી રજપુત સૈનિકોની ટુકડી ફીરોઝશાહની પાછળ મોકલવામાં આવી હતી.

ગુજરાતનો ગર્વિષ્ટ મોગલ સુબો આમ હતાશ થઇને આખરે વિદાય થયો; એ રજપુતોને માટે અભિનંદન લેવા જોગ અને અભિમાન ધરાવવા જોગ બનાવજ હતો.

સાયંકાળના છ વાગે રાજ્ય દરબાર આગળ મોટી ધામધુમ થઇ રહી. દરબારી મહેલને ધ્વજા પતાકા અને તોરણોથી શણગારવામાં આવ્યો હતો. મહેલની બહાર સૈન્યની ટુકડીઓ હારદોર ઉભી રહી હતી. ઘોડેસ્વાર, ભાલેદારો પાયદલ, ઉંટના સ્વારો વગેરેની ટુકડીઓ ઉપરાંત રાજ્યના હાથીઓને શણગારીને ઉભા રાખવામાં આવ્યા હતા. અને મહેલની અંદર રાજ્ય દરબારીઓ માટે યોગ્ય આસનો ગોઠવ્યાં બાદ એક બાજુ પ્રજાજનને માટે જગ્યા રાખવામાં આવી હતી. આ જગ્યામાં જેઓ પહેલેથી આવે તેઓને જગ્યા મળ

નાર હતી. અમુક સંખ્યામાં માણુસોનો ત્યાં સમાવેશ થયા બાદ બીજાઓને ત્યાં સ્થાન મળનાર ન હતું. આ માટે મહેલનો ડાબી બાજુનો એક દરવાજો ખાસ ખુલ્લો રાખ્યો હતો. લોકો ધકકા મુકકી કરતા એ દરવાજા માંથી આવતા હતા. લગભગ પાંચશોથી એક હજાર માણુસો ત્યાં બેસી શકે તેમ હતું. એટલાં માણુસો સમાઇ ગયા પછી દરવાજો બંધ કરવામાં આવ્યો અને લોકો બહારના ભાગમાં જ્યાં લશ્કર ઉભું હતું ત્યાં ઉભા રહેવા લાગ્યા.

જ્યાં બરાબર છ વાગ્યાનો શુમાર થયો ત્યાંજ મહારાજાશ્રી દિલિપસિંહ પોતાના જરિયાનના કીંમતી પોષાકમાં સજ થઈને દરબારમાં આવી પહોંચ્યો; એના આવ્યા પહેલાં બીજા બધાઓ આવીને પોતપોતાની જગ્યાએ વિરાજી ગયા હતા. રૂદ્રસિંહ તથા મૃગેન્દ્ર-સિંહને માટે રાજ્યાસનની સાથેજ ડાબી અને જમણી બાજુએ બે ખાસ આસનો ગોઠવેલાં હતાં. દિલિપસિંહ આ બંને ભાઇઓને પોતાની સાથે લઇને તેજ દર-બારમાં આવ્યો જે વખતે આખો દરબાર ઉભો થયો અને તે ત્રણે જણના માનમાં રાજમહેલ બહારનાં દર-બારી વાજીંત્ર વાગ્યાં! જયાં વાજાં વાગતાં હતાં તે દરમ્યાન રાજ્ય સિંહાસનની પાછળ એક ચક નાંખીને જરાક ઉંચે પન્નાકુમારી વગેરે સ્ત્રીમંડલને બેસવાની ગોઠવણ કરેલી હતી ત્યા તેઓએ આવીને જગ્યા લીધી.

વાજાં જ્યાં વાગી રહ્યાં અને હવે શું થાય છે તે જોવા માટે સર્વત્ર શાંન્તિ પ્રસરી રહી. ત્યાં રાજ્યનો ચારણ ઉર્ફે ભાટ ઉભો થયો અને તેણે નીચે પ્રમાણે દિલિપ-સિંહની સ્તુતિ કરી.

(કવીત.).

દસોં દસ માંહી જિન સરસ સુંગધિં નિંજ
પરમ પસારી કિયા વાસિત એકાસ હેં
તેરી સદા સુંદર સલોને ગુણ રાસી લખી
પુરંદર લોક વાસી પાવન હુંલાસ હેં
એસે અતિ વૃક્ષ પરતચ્છ સ્વચ્છ કીરતસોં
હેંમ ગિરિ માંહિ દેત વિવિધ વિલાસ હેં
તદપી દિખાત યહ અપૂરવ બાત એક
દેવ ગન મન પારિજાત કો નિવાસ હે.

આ સ્તુતિનો ભાવાર્થ એ હતો કે—રાજાને પારિજાતના વૃક્ષની ઉપમા આપીને ચારણે ઉર્ફે (ભાટે) તેનાં ઘણાં સારાં વખાણ કર્યાં કે—હે પારિજાત વૃક્ષ! તારી સુગંધી દશે દિશામાં છાઇ રહી છે. આકાશ પણ તેં સુગંધીમય કરી મુકયું છે. સદાય તારા ગુણોના રમણીય સમુહને જોઇને ઇંદ્રલોક વાસીઓ આનંદ પામે છે એવા અત્યંત સ્વચ્છ કીર્તિવાલા ઘણા ઘણા વૃક્ષો મેરૂ પર્વતમાં પ્રફુલ્લિત થઈ રહ્યા છે. તો પણ

અપૂર્વ વાત એ દેખાય છે કે, એ સઘળાં વૃક્ષોમાં હે પારિજાતક તુંજ સર્વ દેવતાઓના મનમાં વિશેષ ઠરી રહ્યો છે.

ચારણે (ભાટે) આ મુજબ સ્તુતિ કર્યા પછી પ્રસન્ન થઇને રાજાએ તેને એક શાલ તથા થોડીક સોના મહોરો આપવાને માટે પ્રધાનને તરત હુકમ કર્યો. એ કાર્ય થઈ રહ્યા પછી રાજાએ ઉભા થઇને નીચે પ્રમાણે કહ્યું—

"અરિકંદના શૂરવીર નરેન્દ્ર રૂદ્રસિંહજી! વીર સરદાર મૃગેન્દ્રસિંહજી! મારા વહાલા દરબારીજનો! અને નાગોરના મારા પ્રિય પ્રજાજનો! આજનો દિવસ નાગોરના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાઇ રહેશે આપણા આનંદની આજે સિમા નથી. તેણે ત્યાં બેઠેલા સર્વ ક્ષત્રિય વીરો તરફ નજર કરીને તેઓનાં ક્ષાત્ર તેજથી ઝળહળતાં મુખાર્વીંદ જોઇ હર્ષમાં આવી પાછું ચલાવ્યું.

રાહુથી ઘેરાયલા સૂર્યનું ગૃહણ મુકત થતાં જેવો આનંદ પૃથ્વીના લોકને થાય છે તેવોજ આજે, નગર જનો! તમને અને દરબારીજનો સહિત મને પણ થયો છે. ગુજરાતનો મોગલ સુબો પોતાના બહોળા લશ્કર સાથે પરાજિત થઇને અહીંથી ગયો છે. તેણે આપણી સાથે શરત કરી છે કે, હવેથી ભવિષ્યમાં

કદી પણ તે આ રાજ્ય સામું જોશે નહીં. આ શરતથી માત્ર આપણા રાજ્યનેજ નહીં પણ બીજાં નાનાં નાનાં ક્ષત્રિય રાજ્યોને પણ આનંદ થશે, કારણ કે સુબો હવે ફરીથી વગર વિચાર્યે કોઇ પણ રજપૂત રાજ્ય ઉપર હુમલો કરી શકશે નહીં.

દરબારીઓ અને નગરજનો! આ આનંદમાં આપણે કોનો આભાર માનવાનો છે? રામ લક્ષમણ સમા જે બે ક્ષત્રિયો આજ મારી બન્ને બાજુએ બેઠા છે તેમનોજ મારે અને તમારે આભાર માનવાનો છે. એક ત્રીજી વ્યકિતને હું અત્યારે યાદ લાવ્યા શિવાય રહી શકતો નથી તે આપણા રાજ્યના મહુંમ મદદનિશ સેનાપતિજીનાં વિધવા રમાબ્હેનના વીર બન્ધુ રઘુવીરસિંહજી. એ યુવક દુર્ભાગ્યે આપણા વચ્ચે આજે નથી પણ સ્વર્ગમાંથી પણ તે આજ હર્ષનાં આંસું પાડતોજ હશે; કેમકે તેની એક અભિલાષા સિદ્ધ થઇ છે. એ વીર યુવકને હું બહુ સારી રીતે ઓળખતો હતો. આપણા રાજ્યના એક આશ્રિત જાગીરદાર મહુંમ ગજસિંહજીનો તે એકનો એક પુત્ર હતો. તેણે મોગલ સુબાને હંફાવવા માટે બબ્બેવાર પ્રયત્નો કર્યા હતા. તેનું બાહુબળ ઘણા ક્ષત્રિયોને લજાવે એવું હતું. જો તે આજ તમારી અને મારી સમક્ષ ઉપસ્થિત હોત તો જરૂર આપણે સૌ તેને અત્યંત માનથી વધાવી લેત.

હતભાગ્યે તેણે એને માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહ્યુ છે તેમ તેણે યુદ્ધભૂમીમાં દેહ પાડીને સ્વર્ગ મેળવ્યું છે અને એના જેવા બહાદુર યુવક માટે આપણે શું કરી શકીએ? મેં તેનું ચિરસ્મરણીય સ્મારક રાખવા ખાતર એક સૈનિકશાળા તેના નામ સાથે ઉઘાડવાનો ઠરાવ કર્યો છે, અને તેના નામની આગળ "વીરકેસરી" નું પદ મુકવાનો નિશ્ચય કર્યો છે. એક પામર માનવી જે કાંઇ કરી શકે તે બધું આપણે કરીએ છીએ. ઈશ્વરની અકળ કળાને આપણે પહોંચી શકીએ તેમ નથી. આપણે ચાહીએ કે, એક આપણો સંબંધી સદા આપણી પાસે રહે, પણ તેમ આપણું ધાર્યું સિધ્ધ થઇ શકતું નથી. તેથી પ્રભુ ચાહે તેમ અનુસરવું એ આપણો પરમ ધર્મ છે. આ બનાવની ખેદની લાગણી શિવાય આપણે આ યુધ્ધમાં ખપી ગયેલા બીજા વીરોની યાદ પણ ભુલવી જોઇએ નહીં. સેનાપતીજી મને આ બાબતમાં મદદ કરનાર છે. રાજ્ય તરફ જેઓ આ યુધ્ધ વખતે લડયા અને યુધ્ધમાં કમનસીબે ખપી ગયા છે તેઓની નામાવલી સેનાપતીજી તૈયાર કરીને મને આપશે એટલે તરતજ હું તે સર્વ સેનાનીઓનાં સ્મારક ખુલ્લાં મુકીશ. અને આ રાજ્યમાં એક દીવસને "વીરોની યાદનો દિવસ" તરીકે ઠરાવીને તે દિવસે પ્રજાજનોએ પોતાના ખાતર દેહ પાડનાર એ

વીરોની યાદ કેવી રીતે જાળવવી તેનો એક કાર્યક્રમ નકકી કરીને બહાર પાડીશ.

આ આપણા કર્તવ્ય પછી એકવાર ફરીથી હું અરિકંદના નરેશ રૂદ્રસિંહનું તથા તેમના બંધુ જેમને બંનેને મેં રામ લક્ષ્મણની જોડી રૂપે કહ્યા છે તેમનો આ સ્થળે જાહેર રીતે આભાર માનું છું. આ યુદ્ધ શરૂ થતા પહેલાં મેં જણાવ્યું હતું કે જે આ યુદ્ધનો વીજેતા થશે તેને હું મારી પુત્રી પરણાવીશ. હું એવો ઈરાદો રાખું છું કે, મારી પુત્રી પન્નાકુમારીને રૂદ્ર-સિંહજીની સાથે પરણાવવી ને મારૂં અર્ધું રાજ્ય તેઓ ભોગવે! એમ પણ મારી ઇચ્છા છે. અને તેજ સાથે એક બીજી બાબત જાહેર કરતાં મને આનંદ થાય છે કે, મારી ભત્રીજી શૈલબાળાનો હાથ હું અરિ-કંદ નરેશના લઘુબંધુ મૃગેન્દ્રસિંહને સોંપુ છું. પરમા-ત્મા તેમને સર્વ રીતે સુખી રાખે અને દિને દિને તેમને હાથે સુયશનાં કાર્યો કરાવે.”

મહારાજા પોતાનું ભાષણ કરીને બેસી ગયા પછી અરિકંદના નરેશ રૂદ્રસિંહજી ઉભા થયા. તેની ભવ્ય આકૃતિ અત્યારે સૌનું ધ્યાન ખેંચી રહી હતી. તેનું મુખ મંડલ, મહારાજાના ભાષણ પછી ગંભીર થયું હતું. તે જ્યારે ઉભા થયા ત્યારે સર્વ સૈનિકોએ તેમની જય પોકારી. ક્ષણભર તેણે શાંતિથી તે

સાંભળ્યા બાદ જ્યારે સર્વત્ર શુન્યકાર ફેલાયો અને એક ટાંકણી પણ પડે તો તેનો અવાજ સંભળાય, એવી સ્થિતિ બની ત્યારે તેણે ગંભીર અને ઘેરા અવાજથી પોતાનું બોલવાનું શરૂ કર્યું.

“શ્રીમાન નાગોર રાજ વ્હાલા ક્ષત્રિયવીરો અને નાગોરના નગરજનો; હું અત્યારે એવી સુન્ય મનસ્ક લાગણી વાળી હાલતમાં ઉભો થયો છું કે જેમા કાંઇ બોલી શકું તેમ નથી. માત્ર અત્યારે હું એટલુંજ કહીશ કે, મારા વિષે શ્રીમાન નાગૌર રાજે જે કાંઇ કહ્યું છે તેને હું બિલકુલ લાયક નથી. એક ક્ષત્રિયની જે ફરજ હોવી જોઇએ તે ફરજ મેં બજાવી છે. આપણા પુરાણા ક્ષત્રિય રિવાજ મુજબ જ્યારે આ રાજ્ય તરફથી મારા ઉપર કંકણુ મોકલવામાં આવ્યું ત્યારે મેં તેનો સ્વીકાર કર્યો. અને આ રાજ્યની મદદે આવ્યો. પણ એ મદદ પછી કોઈ પણ જાતનો બદલો લેવાની ઇચ્છા નથી. મારે કાંઇ બદલો જોઇતો પણ નથી. હું જેવો છું તેવો રહીશ. જેથી શ્રીમાન નાગૌર રાજયને હું વિનંતી કરૂં છું કે, મને બદલો આપવાના જે વિચાર તેઓશ્રીએ કર્યા છે, તે બંધ રાખવા!

પરમાત્મા આ રાજયની હુંમેશાં દિનપ્રતીદિન ચઢતી કળા કરો એમજ ઇચ્છીશ. મેં પહેલેથીજ કહ્યું છે તેમ મારા મનની સ્થિતિ અત્યારેં ઠીક ન

હોવાથી હું કાંઇ વધુ ન કહેતાં મારે બદલે મારા ભાઇ મૃગેન્દ્રસિંહને બોલવા જણાવું છું. આમ કહીને રૂદ્રસિંહજી પોતાની જગ્યાએ બેસી ગયો.

સૌ કોઈ આ સાંભળીને વિસ્મિત થયા. રૂદ્રસિંહે કોઇ પણ જાતનો બદલો લેવા ના પાડી એનો અર્થ એ કે, તેનો ઇરાદો પન્નાકુમારીને પરણવાનો નથી. તેમજ તે દિલિપસિંહનું અર્ધું રાજય ભોગવવા ઇચ્છતો નથી. આમ તેણે શા માટે કહ્યું હશે એ દરબારમાં આવેલાઓ સમજી શકયા નહીં. દિલિપસિંહ પણ આશ્ચર્યચકિત થયો. સૌ કોઇ નિરાશા અને આશ્ચર્યની લાગણીમાં હતાં તે વખતે મૃગેન્દ્રસિંહ ઉભો થયો.

તેણે કહ્યું "આજનો દરબાર જોઇને મને ઘણોજ આનંદ થાય છે. મારા વડીલ બંધુના કૃત્યને મહારાજાશ્રીએ બહુ મોટી ઉપમા આપી અને અમને બેને રામ લક્ષમણ સાથે સરખાવ્યા તે માનને અમે બિલકુલ લાયક નથી. મારા વડીલ ભાઇનો મારા પ્રત્યે અનહદ પ્રેમ છે એજ અર્થમાં કદાચ રામ લક્ષમણની ઉપમા અમને ઘટે પણ એમ તો જગત્માંના સર્વ પ્રેમી ભાઇઓની જોડીને કહેવું જોઇએ. અમે ક્ષુદ્ર માનવીઓ છીએ. સેવા, એ અમારો ઉદ્દેશ છે. અને ક્ષાત્રધર્મની સાચવટ એ અમારૂં સિદ્ધિસૂત્ર છે. મહારાજાશ્રીએ મારા વડીલ બન્ધુને જે બદલા આપવા ધાર્યા

છે એ સંબંધમાં હું ધારૂં છું કે, અત્યારે કાંઈ ચર્ચા કરવી ઠીક નથી. કેમકે, મારા વડીલ પ્રિય ભાઇનું મન શાંન્ત હાલતમાં નથી. સમય આવે એ બાબતમાં ચર્ચા કરી શકાશે. અને તે પછી જે નિર્ણય થાય તે ખરો. મારા પોતાના સંબંધમાં હું કહીશ કે, મહારાજાશ્રીએ મારા ઉપર જે મહેરબાની બતાવવા ધારી છે, તે માટે હું તેમનો ખરેખર ઋણી થયો છું. તેમના તરફના એવા કૃપાદાનની મને આશા ન હતી. મેં કેવળ એક સિપાઇની માફક કામ કર્યું છે. શત્રુને બની શકતા યત્નથી હઠાવવો એજ મારી એક ભાવના હતી. અને એ ભાવનાથી દોરાઇને મેં જે કાંઈ કર્યું તેમાં દેવતાઓની મારા ઉપર કૃપા હોવી જોઇએ એમ મને લાગે છે. હું ઇચ્છું છું કે ભવિષ્યમાં અમારા રાજ્ય સાથે આ રાજ્યનો સંબંધ એવો દ્રઢ થાય કે જેથી બન્ને રાજ્યો એક બીજાનું શ્રેય સાધી શકે!"

મૃગેન્દ્રસિંહ ભાષણ કરતો હતો, તે દરમ્યાન પ્રધાને રૂદ્રસિંહ પાસે જઇને તેણે આ બદલો કેમ ન સ્વિકાર્યો તે માટે પ્રશ્ન પુછી જોયા અને તેની પાસેથી કાંઇક વધુ ખુલાસો મેળવ્યો.

તે પોતે આશ્ચર્યચકિત થયો પણ તેણે એ બાબતમાં વધુ વિચાર થઇ શકશે એમ ધારીને હાલ તુર્ત આ દરબાર આનંદની લાગણીમાંજ વિખેરવો એમ

ધારીને મહારાજાની પરવાનગીથી એક ભાષણ કર્યું. પ્રધાને જણાવ્યું કેઃ—

"મહારાજાશ્રી, રાજવી, અતિથિઓ, અને નગરજનો! આપણી સમક્ષ ત્રણ ભાષણો થયાં છે. જાહેર પ્રજાને તથા દરબારીજનોને એ ત્રણ ભાષણોમાંથી માત્ર એટલું તાત્પર્ય જાણવાનું મળે છે કે, નાગૌર રાજ્ય આજે ઉગર્યું છે, તે આ બે ભાઇઓને લીધેજ. બન્ને ભાઇઓએ અને ખાસ કરીને અરિકંદ નરેશે, નાગૌર રાજ્ય સાથેના સ્નેહ સંબંધમાં પોતાની આ મદદથી એવો વધારો કર્યો છે અને આ રાજ્યને તેમણે પોતાના પ્રત્યે એવું આભારી બનાવ્યું છે કે, જે નાગૌરના રાજા તેમજ પ્રજા કદી વિસરી જંશે નહીં.

હવે એ કાર્ય બદલ કાંઇ બદલો ઘટે કે નહીં એ વિચારવાનું છે. બદલો તો ઘટે. આમાં નિઃસ્વાર્થી મહા પુરૂષો બદલાની ના પાડે એ સ્વાભાવિક છે. પણ નાગૌરની દ્રષ્ટીથી તો બદલો અપાવોજ જોઇએ. એ બદલો કેવા પ્રકારનો હોવો જોઇએ, એ સંબંધમાં મત ભેદ હોવાથી તેનો નિર્ણય કેટલીક ખાનગી ચર્ચાને અંતે કરવાનું મહારાજાશ્રીએ ઠરાવ્યું છે અને એ બાબત હવે પછી ઘટતે વખતે જાહેર પ્રજાને જણાવવામાં આવશે. દરમ્યાન હું એટલુંજ અત્રે સુચવું છું કે, અત્રે મળેલા સર્વએ એકવાર ઉઠીને "નાગૌર-

અરિકંદનો જય" એવી ગગનભેદી ગર્જના કરીને આજનો દરબાર ભરવા માટેનો આનંદનો ઉદ્દેશ બાહર પાડવો. બોલો "નાગૌર-અરિકંદનો જય", "વીર ભૂમીનો જય."

આ પ્રમાણે પ્રધાને વિજયસૂચક ધ્વનિઓથી દરબાર મંડપ ગજવી મુકયો! અને તેના કહેવા પ્રમાણે સર્વેએ તે ગર્જના મોટા સ્વરથી ઝીલી લીધી. થોડી વાર પછી સૌ શાંન્ત થયા પછી પ્રધાને કહ્યું—

"મહારાજાશ્રીએ ઠરાવ્યું છે કે, આ આનંદની ખુશાલીમાં આવતી કાલે નગરનાં ગરીબ જનોને અન્નદાન અને વસ્ત્રદાન દેવામાં આવશે. રાત્રે આતશબાજી થશે અને આખા શહેરમાં રોશની થશે. આ શિવાય અમુક પ્રકારના અપરાધીઓને કેદમાંથી છુટા કરવામાં આવશે. બાળક-બાળકીઓની શાળાઓમાં મીઠાઈ વહેંચાશે. પ્રજાએ આવતી કાલના દિવસને આનંદના દિવસ તરીકે માનવાનો છે. દરબાર અત્રે બરખાસ્ત થાય છે એમ જાહેર કરવામાં આવ્યા બાદ સહુ કોઈ દરબાર ગૃહમાંથી વિખરાયા અને દરબાર પુરો થયો.



## પ્રકરણ ૨૫ મું.

—:o:—

### અરિકંદની મહારાણી!

દરબાર પુરો થયો તે પછી રૂદ્રસિંહ અને મૃગેન્દ્રસિંહના મનમાં જે જે વિચારો ઘોળાયા હતા તે એકજ પ્રકારનાં નહોતા. જે કન્યાએ એક વખત તેને રક્ષાબંધન મોકલ્યું તેને પોતાની પત્ની તરીકે કેમ સ્વીકારી શકાય? તે એમ માનતો હતો કે, રક્ષાબંધન બ્હેન તરફથીજ થાય. એટલે તેના મનનો ભાવ એવો હતો કે પન્નાને તેનાથી પત્ની તરીકે સ્વીકારી શકાશે નહીં.

મૃગેન્દ્રસિહનું ધારવું જુદાજ પ્રકારનું હતું. તે એમ કહેતો હતો કે, રજપુતોમાં ચાલતો આ પ્રકાર બળેવના રક્ષાબંધન જેવો નથી. રજપુતાનામાં એવા ઘણા દાખલાઓ મળી આવશે કે જેમાં કંકણબંધન કરવામાં આવ્યા પછી તેજ કંકણબંધન કરનારી વીરાંગનાઓ, તે વીરની સાથે પરણી હોય. એક વીરાને નહીં પણ એક વીરને આ બંધન મોકલાય છે. અને તેને રક્ષાબંધન નામ આપવા કરતાં કંકણબંધન નામજ આપવું કે જેથી તેમાંથી ભાઈ તરીકેનો સંબંધ જણાય નહીં.

મૃગેન્દ્રસિંહે પોતાનો આ વિચાર રૂદ્રસિંહજીને

જણાવ્યો હતો, અને તેને ફરીથી વિચાર કરી જોવા વિનંતી કરી હતી.

રૂદ્રસિંહે આ બાબતમાં ફરીથી વિચાર કરવાનું વચન આપેલું હોવાથીજ તેણે દરબારમાં એકદમ કહી દીધું ન હતું કે—પન્નાને હું મારી બ્હેન ગણું છું, તેને નહીંજ પરણું. તેણે માત્ર બદલો નથી જોઇતો એવી નમ્ર પ્રકારની અને અનર્થ થઇને વિખવાદ ઉપજવા પામે નહીં એવી વાત જાહેર કરી હતી. પ્રધાને જ્યારે દરબારમાં તેની સાથે વાત કરી ત્યારે પણ તેણે પ્રધાનને એમજ કહ્યું હતું કે, "મારે આવા પ્રકારના બદલાની જરા પણ જરૂર નથી. મને ફરજીયાત આવો બદલોજ શા સારૂ આપો છો? હજી મેં એ બાબતમાં વિશેષ વિચારનો અવકાશ ધારી લઇને દરબારને ગ્લાનિ ભરેલું રૂપ આપવાને બદલે આનંદના રૂપમાં ફેરવી વાળ્યો હતો. પ્રધાનનો વિચાર દરબાર મળ્યા બાદ રૂદ્રસિંહ સાથે વાતચીત કરવાનો હતો.

દરબારમાં રૂદ્રસિંહે પન્નાના સ્વીકારવાની એકદમ હા પાડી નહીં તેથી પન્નાને જરાક આઘાત થયો હતો. તેની સમિપમાંજ શૈલબાળા અને રમા બેઠાં હતાં. ઉભયે તેને આશ્વાસન આપ્યું હતું, અને રૂદ્રસિંહને સમજાવી શકાશે એમ પણ કહ્યું હતું.

દરબાર વિખરાયો એટલે પહેલી તકેજ શૈલબાળા

એ એક દાસીને મૃગેન્દ્રસિંહ પાસે મોકલી ને તેને પન્નાના મહેલમાં આવવા કહેવડાવ્યું. મૃગેન્દ્રસિંહ, રૂદ્રસિંહનાથી વિખુટો પડીને શૈલબાળા પાસે ગયો. પન્ના, રમા અને શૈલ બેઠેલાં હતાં ત્યાં તે આવ્યો એટલે રમાએ પુછયું, "વીર નર! મારી ગ્લાનિ દુર કરીને મેં દરબારમાં ભાગ લીધો, પણ શું મારે હજી બીજી ગ્લાનિમાં પડવાનું બાકી રહ્યું છે?"

મૃગેન્દ્રસિંહે કહ્યું "શા ઉપરથી એમ કહો છો? મેં મહારાજાશ્રીની ભેટ સ્વીકારી લીધી છે. હું તો એ ભેટ પ્રેમપુર્વક લઇનેજ અહીંથી ખસીશ! તે શિવાય હું જનારજ નથી!" આમ કહીને તેણે શૈલ તરફ વક્ર દ્રષ્ટિથી જોયું.

શૈલે શરમથી અધોવદન રાખીને કહ્યું, "પણ એવા સ્વાર્થીપણાની આ રાજયમાં મનાઈ છે. જો શ્રેય કરવું હોય તો બધાનું શ્રેય કરો, નહીંતર બધાંઓને દુ:ખમાં રાખો."

રમાએ કહ્યું, "મહારાજા અરિકંદનરેશ રૂદ્રસિંહે શા માટે બદલાની ના પાડી?"

પન્નાએ કહ્યું, "શું હજી મારા પિતાજી ઉપર તેમને તેમના પહેલાંના અપમાન બદલ ગુસ્સો ઉપજેલો રહયો છે?"

મૃગેન્દ્રે કહ્યું, "ત્રણેના પ્રશ્નનો હું સામટો ઉત્તર આપું છું. મેં સ્વાર્થીપણું કર્યું નથી. ભાઇના અમુક જાતના મંતવ્યને લીધે આ બાબતમાં આવી જાતનો અભિપ્રાય તેમણે દર્શાવ્યો છે. મહારાજા દિલિપસિંહ ઉપર તેમને પાછલું વેર નથીજ એની હું ખાત્રી આપું છું. એ વેર તો જયારે અમે મદદ કરવાનો નિર્ણય કર્યો ત્યારેજ વિસારે પાડવામાં આવ્યું છે."

રમા—"તો પછી આ લગ્નમાં આડખીલીરૂપ શું છે ? શું તમારા ભાઇને મ્હારી પન્નાબ્હેનના પ્રેમની ખાત્રી થતી નથી ? જો એ ખાત્રી થતી ન હોય તો તેની પરીક્ષા લેવા હું વિનંતિ કરી આવું."

મૃગેન્દ્રસિંહે કહ્યું, "એ બાબતમાં મારી તો ખાત્રી છે કે તેમને કોઈ જાતની પરીક્ષા લેવી પડે તેમ નથી."

રમા—"ત્યારે તો તે નક્કામા માન માંગતા હોય એમજ લાગે છે. હું તેમને હાલને હાલ મળવા માગું છું. જોઉં છું કે તેઓ શા માટે આનાકાની કરે છે. મને તમે તેમની પાસે લઈ જશો ?"

મૃગેન્દ્રસિંહ—"ઘણી ખુશીથી. ચાલો, હમણાંજ આવો છો ?"

રમા—"હા હમણાંજ."

આમ કહીને તે રૂદ્રસિંહ પાસે જવા તૈયાર થઇ.

મૃગેન્દ્રસિંહને રમાદ્વારા કાંઇક સમાધાન થવાની આશા લાગી. તે રમા જેવી સહૃદયી બાળાદ્વારા આ ચર્ચાનું ખરૂં સ્વરૂપ જણાઇ આવે, એમ ઇચ્છતો હતો અને તેથી તરતજ રમાને રૂદ્રસિંહજી પાસે લઈ ગયો.

રૂદ્રસિંહજી પોતાને ઉતારા માટે અપાયલા આવાસમાં વિચારતંદ્રામાં આમતેમ ફરતો હતો.

મૃગેન્દ્રસિંહે જઇને તેને કહ્યું, "રઘુવીરસિંહ જેમના વિષે મહારાણાએ દરબારમાં ઉલ્લેખ કર્યો હતો તેમનાં બ્હેન રમાદેવી તમને અત્યારે મળવા માગે છે.'

"મને ? શા માટે ?"

"એ તો તેઓ જાણે."

"ભલે. કયાં છે તે ?"

"બહાર ઉભાં છે."

રૂદ્રસિંહ હવે તેના આગમનનું કારણ સમજયો. તેણે કહ્યું, "વિરાજો આ સામા આસન ઉપર. મૃગેન્દ્ર, તું પણ અહીંજ રહે. અમારી વાતચીત દરમ્યાન તને જે કાંઇ યોગ્ય લાગે તે બેલાશક કહેજે. બહેન! તમે એક દયાની દેવી છો, એ હું જાણું છું. રણક્ષેત્રમાં સેંકડો ઘવાયલાંની તમે સુંદર રીતે સારવાર કરી છે. હવે યુદ્ધ પતી ગયું એટલે હું ધારૂં છું કે બીજાં જે કોઈ વિવિધ જાતનાં ઘવાયલાં હોય તેમની સારવારનું

કામ તમે માથે ઉઠાવ્યું લાગે છે? તમારો પ્રયાસ સ્તુત્ય છે. વારૂ, હવે તમે કરેલા પ્રશ્નોના સીદ્ધા જવાબ ન આપતાં હું તમને એક પ્રશ્ન કરૂં છું તેનો જવાબ આપશો. રજપુતાનામાં કંકણબંધનની જે પ્રથા છે તે સંબંધમાં તમે શું ધારો છો?"

રમાએ થોડોક વખત વિચાર કરીને કહ્યું, "તમારો પ્રશ્ન બહુ વિશાળ છે. એ રિવાજ વિષે હું શું ધારૂં છું એનો જવાબ તેના લાભાલાભ તપાસવાનો હોઇ શકે. પણ જે પ્રથા ચાલુ છે અને જેના લાભ દેખીતાજ છે, તેમાં શું વધારે કહેવાનું હોય? એ રિવાજ ઉત્તમ છે. એ રિવાજથી શત્રુઓ મિત્રો બને છે કે જેમ આપ અને અરિકંદનરેશ બન્યા છો. એ રિવાજથી રજપુતો તેમના સામાન્ય શત્રુનો નાશ કરી શકે છે અથવા તો તેમનો પરાજય કરી શકે છે કે જેમ ગુજરાતના સુબાનો પરાજય આપે કર્યો છે. એ રિવાજથી નિર્બળને સબળ સહાય કરી શકે છે, કે જેમ આપે કર્યું છે. એ રિવાજ રજપુત રમણીઓને વિર નરોની પ્રતીતિ કરાવે છે કે જેમ શૈલબાળા ને મૃગેન્દ્રસિંહની અને પન્નાકુમારી ને આપ જેવા સમર્થ વીરની પ્રતીતી થઈ છે. એ રિવાજ રજપુત રમણીઓને યોગ્ય પતિની પસંદગીની અને પન્નાકુમારીને આપની પસંદગીની તક મળી છે." આ આપના પ્રશ્નનો ઉત્તર છે.

રૂદ્રસિંહ—"શૈલબાળાએ મૃગેન્દ્રને કંકણુ મોકલ્યું ન હતું. હવે મને પન્નાકુમારીએ કંકણુ મોકલ્યું હતું, એ કંકણુ મોકલવામાં તેમનો ભાવ શો હતો ?"

રમા—"એમાં બીજો શો ભાવ હોઇ શકે ? તમે તેના પિતાના રાજ્યની મદદે આવો અને નાગોર રાજ્યનો દિગ્વિજય કરો એજ ઉદ્દેશ અને એજ ભાવ."

રૂદ્રસિંહ—"કંકણુબંધન એ શું રક્ષાબંધન નથી ? એક ભાઇને એક બ્હેન જેવી રીતે રક્ષા મોકલે છે અને તેની મદદ માંગે છે તેમ આ કંકણુબંધનમાં શું લેખવાનું નથી ?"

રમા હવે સમજી કે, રૂદ્રસિંહ શા કારણે પન્નાને પરણુવાની ના પાડે છે. તેને લાગ્યું કે, પન્નાએ તેનું રક્ષાબંધન કર્યું તેથી તે એમ માને છે કે, એક બ્હેનની માફક તે રક્ષાબંધન હતું. રમાએ થોડોક વખત વિચાર માટે લીધો, અને પછી કહ્યું—

"રક્ષાબંધન અને કંકણુબંધન જુદાંજ છે. કંકણુ બંધન હરકોઇ સમયે હરકોઇ વીરાંગના હરકોઇ પુરૂષ ઉપર મોકલે છે. રજપૂતાનામાં આ કાંઇ નવી પ્રથા નથી. કંકણુબંધનથી માત્ર એક વીર પુરૂષની સહાય માગવામાં આવે છે. સંરક્ષણુનો જ્યારે કોઇ માર્ગ રહેતો નથી ત્યારે આ પ્રથા ગ્રહણુ કરવામાં આવે છે. રજપૂત રમણીઓએ મુસલમાનોને પણુ કંકણુ મોકલી

આપ્યાના ઉદાહરણો રજપૂતાનામાં છે. કંકણ મોકલવામાં એ વીર નરને કુમકે આવવાનુંજ આવાહન હોય છે."

મૃગેન્દ્રસિંહે અત્રે કહ્યું—"રમાબ્હેન, કંકણ ગ્રહણ કરનાર પુરૂષ કંકણ મોકલનારનો ભાઇજ ગણાય અને તે તેને પરણી શકે નહીં, એવો કોઇ બાધ તમારા જાણવામાં છે?"

રમા—"આ સવાલજ મને તો ગાંડો લાગે છે! કંકણ મોકલનારે જયાં એમ સ્પષ્ટ કહ્યું હોય કે "હું એક બ્હેન તરીકે આ કંકણ મોકલું છું" ત્યાંજ તે બન્ને ભાઇ બ્હેન ગણાય છે. પણ માત્ર મદદનું કહેણ મોકલવામાં તાકીદનું સૂચન કરનાર અને જેને મોકલાયું હોય તે જો પ્રતિષ્ઠિત કુળવાન, ખાનદાન અને ખરેખરો વીર હોય તો તેણે લગારે આનાકાની નહીં કરવાનું સૂચન કરનાર એ કંકણ તેના મોકલનારને શી રીતે બ્હેન ઠરાવે, એ જરા કહેશો?"

મૃગેન્દ્રસિંહે આવા સ્પષ્ટીકરણને ખાતરજ એ પ્રશ્ન પુછયો હતો અને તેનો રમાએ યોગ્ય ઉત્તર આપ્યો તેથી તે પ્રસન્ન થયો. તેણે એક વધુ પ્રશ્ન પુછયો કે, "રેશમી અથવા કિનખાબની બનારસી સાડી સામી મોકલવાનો શો ઉદ્દેશ હશે?"

રમા—"એના ઉદ્દેશની મને કાંઇ ખાસ ખબર નથી. પણ એક સ્ત્રી તરીકે મારૂં એવું અનુમાન થાય

છે કે, એ જાતની પ્રથા એમ સૂચિત કરે છે કે, હે વીરાંગના! હું તારૂં અંગ ઢાંકીશ. હવે એ ઉપરથી વિચાર કરો કે એમ જણાવવામાં માત્ર મદદનોજ ઉદ્દેશ છે. એમાં બીજો ત્રીજો કોઇ ભાવ નથી. સામી સ્ત્રી જ્યારે કોઇ વીરને અત્યંત પ્રેમથી ચહાતી હોય અને તે જેમ પન્નાબ્હેને કર્યું છે તેમજ પોતાના પિતાની મરજીથી વિરૂદ્ધ અથવા તો છાની રીતે, માત્ર સુચના થઇ પડે એવી રીતે, પોતાના પ્રેમી ઉપર કંકણ મોકલે એનો ઉદ્દેશજ એ કે, "વ્હાલમજી! વેલેરા વળજો." રૂકિમણીએ શ્રીકૃષ્ણને પત્ર લખીને જેમ બોલાવ્યા, તેમજ આ દાખલામાં કંકણને પત્ર લેખવાનો છે. મારી તો આવી ચોખ્ખી માન્યતા છે કે, કંકણબંધન એટલે કાંઇ રક્ષાબંધન નથી માટે રૂદ્રસિંહજી આપ કૃપા કરીને બીજા કાંઇ ભાવ ઉત્પન્ન કરશો નહીં. હું આજ આપને અહીંથી પન્નાબ્હેનના મહેલમાં લીધા શીવાય જઇશ નહીં. એની સાથે આજેને આજે આપનું ગાંધર્વ લગ્ન થવુંજ જોઇએ ?"

રૂદ્રસિંહ આનો જવાબ આપવા જતો હતો એટલામાંજ એક સૈનિકે આવીને ખબર આપી કે પ્રધાનજી આપને મળવા માંગે છે.

રમાએ અત્રે પુછ્યું, "મને પહેલાં જવાબ આપો. બિચારી કન્યા ત્યાં મુંઝાઈ રહી છે."

રૂદ્રસિંહ મંદમંદ સ્મિત કરી રહ્યા. સૈનિકને રૂદ્રસિંહે જવાબ આપ્યો ન હતો તેથી ઢીલ થઇ એટલે પ્રધાન પોતેજ જવાબની રાહ જોયા વિના ત્યાં આવી લાગ્યો.

રમાએ સમયસૂચકતા વાપરીને એક અર્થસૂચક પ્રશ્ન પ્રધાનને કર્યો, "પ્રધાનજી! ઇતિહાસમાં એવા કોઇ દાખલા છે કે, કંકણુબદ્ધ થયેલા વીર નરો કંકણુ મોકલનાર વીરાંગના સાથેજ પરણ્યા હોય?"

પ્રધાને કહ્યું, "મોટે ભાગે રજપુતાનામાં તેમજ થતું આવ્યું છે કે, કંકણુ મોકલનાર સ્ત્રી હમેશાં પોતાના પ્રેમીનેજ એવા દાખલામાં પસંદ કરે છે. જો પ્રેમી બાયલો હોય છે તો મદદ નથી કરતો અને તેથી તે બન્ને વચ્ચેનો સંબંધ તૂટે છે. અને જો પ્રેમી એક વીર નર હોય છે કે જેવા વીર નર આ શ્રીમાન અરિકંદ નરેશ છે, તો તે તરતજ લગારે આનાકાની વિના મદદે આવે છે."

"એમ છે તો પ્રધાનજી, હું આપને એક વધામણી આપું છું. જો, જો, અત્યારે એ વાત નગરના લોકોમાં જાહેર કરી દેતાં નહીં. શ્રીમાન અરિકંદ નરેશને કંકણુ મોકલનારાં મારાં સલુણી સખી પન્નાકુમારીએ તેમને પ્રેમી તરીકેજ તે કંકણુ મોકલેલું હોવાથી હવે તે બન્ને પ્રેમીઓના ગાંધર્વ લગ્ન આજ રાતના પન્નાબ્હેનની સખી શૈલબાળા કરાવનાર છે!

પ્રધાન—"શું કહો છો બ્હેન? રૂદ્રસિંહની તેમાં સંમતિ છે?"

રમા—"તે તો જુઓને તેઓશ્રીનું સ્મિત કરતુંજ મ્હોંજ કહી આપે છે."

પ્રધાન—ખરેખર બે પ્રેમીઓ વચ્ચેની સાંકળ જોડી આપવામાં સ્ત્રીઓ એટલી બધી સફળ નીવડે છે, તેટલા પુરૂષો નીવડતા નથી. મહારાજાશ્રી જે બાબતમાં ન ફાવ્યા તેમાં રમાબ્હેન તમે સારી રીતે ફાવ્યાં છો. અસ્તુ! અમારી સર્વની આશીષ છે કે, જોડું કુશળ રહો. બ્હેન! હું હવે જઇશ. હું તો અમસ્થોજ અહીં આવ્યો હતો.

તેના જવા પછી રમાએ કહ્યું—"ભોળા અને વીરહૃદયી નરેન્દ્ર! જુઓ, પ્રધાનજીને પણ કશી ખટક આપનાં બેનાં લગ્નમાં લાગી? તેઓ કંકણની વાતથી જાણીતા છે. જો તેમાં ધર્મનો બાધ આવતો હોત તો તેઓ પોતેજ દાણો ચાંપ્યા વિના રહેત કે?"

રૂદ્રસિંહ કાંઇ બોલ્યો નહીં. થોડીવાર પછી શૈલબાળા ત્યાં આવી અને તેણે રમાના કાનમાં કાંઇક વાત કરી. બન્નેની વાતચિત પછી મૃગેન્દ્રસિંહ ત્યાંથી જતો રહ્યો. શૈલબાળા પણ પછી ગઇ.

રમાએ રૂદ્રસિંહને પુછ્યું, "હવે આપનો કાંઇ અભિપ્રાય જણાવશો તો આભારી થઇશ."

રૂદ્રસિંહ—"સન્નારી! દયાનાં દેવી તરીકે તમે આજે સારી રીતે કામ બજાવ્યું છે. મારી સર્વ શંકાઓ દુર થઈ છે અને...........એટલામાં પન્નાકુમારીએ તે ઓરડામાં પ્રવેશ કર્યાથી રૂદ્રસિંહે અચાનક વાકય પુરૂં કર્યું" અને "જય હો અરિકંદનાં મહારાણી શ્રીમતી પન્નાદેવીનો!"

રમા એ ઓરડામાંથી વિદાય થઇ એ કહેવું હવે નિરર્થક છે કે રૂદ્રસિંહે, પન્નાનો પત્ની તરીકે સ્વીકાર કર્યો!

ત્યાર બાદ ગાંધર્વ લગ્ન પન્નાના ઓરડામાં થયાં! એટલે પતિ–પત્ની બન્ને વાદવિવાદપરથી સંવાદ પર કહેવા લાગ્યાં કે—

(લગ્ન પ્રતિજ્ઞા.)

રૂદ્ર–સહચારિણી તુંજ છો, સુખ દુઃખનો સંસાર;
જતન કરી હું જાળવીશ, ગુણીયલ એ ગ્રહનાર.
પન્ના–મુજ જીવનની ઘેલી છું, ભવસાગરના નાવ;
સ્નેહ થકી હું સાચવી, લઇશ અનુપમ લ્હાવ.
રૂદ્ર–કુટુંબ પોષક માનુની, ગૃહણી સુશિલ નાર;
ઉત્તમ મિત્ર ગણી તને, ઉતરીશ હું ભવ પાર.
પન્ના–પૃથ્વી પરના મુજ પ્રભુ, સ્વામિ સાચા દેવ;
શાંન્તિ સ્નેહ સુમન ધરી, કરીશ નિત્યે સેવ.

રૂદ્ર—વફાદારી ને સત્યનો, પઢીશ નિત્યે પાઠ;
પત્નીવૃત પાળી રહું, જન્મ મરણુની સાથ.
પન્ના—પતિવૃતાના ધર્મનો, સજી સહુ શણુગાર;
સદગુણ આભૂષણુ ધરી, ચાલીશ હું સંસાર.
રૂદ્ર—લગ્ન તણા શુભ હેતુનું, ધરી હમેશાં ધ્યાન;
પ્રસન્ન રાખીને સર્વદા, દઇશ સ્નેહ સન્માન.
પન્ના—વેલ સમી વળગી રહી, નાથ વૃક્ષની સાથ;
સુખ દુઃખમાં સંતોષથી, ધરી નાથ સંગાથ.
રૂદ્ર—કલેશ સદા કડવો કરી, ભુલી સઘળા વાંક;
સંપ ધરીને ચાલશું, શીખી શાંતિ આંક.
પન્ના—નોકર ચાકર સર્વથી, વર્તત ઉત્તમ સાર;
પતિ કૃપાથી પામીશું, શિક્ષણુ સહુ સંસાર.
રૂદ્ર—ક્ષમા દયા ને પ્રેમનો, જાપ જપી દીન રાત;
સુન્દરી સ્નેહી ચાલશું, એકમેકની સાથ.
પન્ના—હૃદય મન્દિરે સર્વદા, ધરી નાથનું ધ્યાન,
મન વચન ને કર્મથી બનીશ હું નિષ્કામ.
રૂદ્ર—એક બીજાની ન્યૂનતા, પુર્ણ કરીશું સાથ;
વિકાસ ક્રમના માર્ગમાં, પતિ પત્ની સંગાથ.
પન્ના—બે પાંખોથી ઉડશું, વિશ્વ વ્યોમ મોઝાર;
જન્મો જન્મ મળો મને, આપ પતિ ભરથાર.

આ પ્રમાણે રૂદ્રસિંહે અને પન્નાકુમારીએ ગાંધર્વ રીતે લગ્ન કર્યા ને ત્યાર બાદ ઉપરનો સંવાદ પરસ્પર

કર્યો ને બન્નેનાં મન શાંન્ત થયાં ને આખરે એકમેક પતિ પત્નીના સંબંધમાં જોડાશે ને રાજપુતાને પોતાના સ્વાર્થ ત્યાગથી તે બહાદુરીથી દુશ્મનોના હાથમાંથી બચાવશે અને સ્વાતંત્ર્ય માટે પોતાના દેહનું પણ બલીદાન આનંદથી આપશે.



## પ્રકરણ ૨૯ મું.

—:o:—

### રઘુવીર આશ્રમ.

બીજા દિવસનો પ્રાત:કાલ થતાં મહારાજા દિલિપસિંહને પ્રધાને ખબર આપી કે, રૂદ્રસિંહજીએ પન્નાકુમારી સાથે લગ્ન કરવાનું કબુલ કર્યું છે. મહારાજાને આથી અત્યંત આનંદ થયો. રાજ્યના જોષીને તત્કાળ બોલાવવામાં આવ્યો અને લગ્નનું મુહુર્ત શોધી આપવાનું તેને ફરમાન થયું. રાજ્યજોષી પણ સમયસાધક હતો. તેણે ત્રીજા દિવસનુંજ મુહુર્ત આપ્યું !

રાજ્યમાં ચોપાસ લગ્નની તૈયારીઓ થઇ રહી. રાજ્યમહેલમાંના વિશાળ ચોગાનમાં લગ્નમંડપ બાંધવાનું કામકાજ શરૂ થઇ ગયું. આસપાસના બીજા ક્ષત્રિય રાજાઓને લગ્ન સમયે પધારવા માટે નિમંત્રણ કરવાની કંકોત્રીઓ સાથે રાજ્યદુતો મોકલવામાં આવ્યા

અને જ્યાં ત્યાં આનંદ અને આનંદનોજ ભાસ થવા લાગ્યો. ત્રણ દિન તો સહેજમાં પસાર થઇ ગયા અને લગ્નના શુભ દિવસે અને જોષીએ આપેલા શુભ મુહુર્તે એક પાસ પન્ના અને રૂદ્રસિંહના તથા બીજી પાસ શૈલબાળા અને મૃગેન્દ્રસિંહના લગ્ન થયાવિધી તેમજ રજપુત રિવાજ મુજબ થઇ ગયાં.

જોષીએ પન્ના અને રૂદ્રસિંહને તથા શૈલ અને મૃગેન્દ્રસિંહને રીવાજ મુજબ આશીરવાદના બે બોલ નીચે પ્રમાણે કહ્યા:—

## આશીષ વચન.

સાધ્વી શીયલ સુવતિ, પન્નયને દાક્ષિણ્ય લજ્જાવતી;
તન્વી પાપથી દૂર રહી, અહર્નિશે મુગ્ધા પ્રિયા લાગતી.
અહલ્યા તારા દ્રૌપદી, ગુણવતી સાવિત્રી મંદોદરી;
હોજો મંગલ કારીણી, જગતની પાંચે રૂડી મહા સતી.
શ્રી મહિસાસુર મર્દીની, જગતમાં આસુર્ય સંહારીણી;
મૂર્તી મંગલના તણી, વિમળ ને કલ્યાણની દાયની.
દેવોના શુભ કાર્યમાં, પ્રકટતી આદી જગત્પકૃતિ;
દેજો આશીષ હૃદયની, શુભ મતી શ્રીઅંબીકા ભગવતી.

આ પ્રમાણે રાજ્યમંડપમાં બન્નેના લગ્નમાં શુભ આશીશ વચનો જોશી મહારાજે આપ્યાં. વાજીંત્ર વાગી રહ્યાં હતાં ને આનંદ આનંદના ધ્વનિઓ છવાઇ રહ્યા

હતા. સર્વ પ્રજાને મહારાજા દિલિપસિંહે તે દિને ઉત્તમ ભોજન રાજ્યને ખર્ચે આપ્યું. શહેરમાં આનંદ અને હર્ષનાંજ દર્શન સીવાય બીજા કશાનો ભાસ તે દિને થયો નહીં !

લગ્ન પછી તરતજ આ ઉભય બંધુઓ પોતાની નવવધુઓ સાથે અરિકંદ જનાર હતા, પરંતુ રમાના ખાસ ઘણાજ આગ્રહથી તેઓ રોકાઇ ગયા. રમાએ તેમને રોકવાનો ખાસ આગ્રહ કર્યો હતો તેનું કારણ એ હતું કે તેણે પોતાના સદ્ગત બંધુના સ્મારકરૂપે સ્ત્રીઓના હિતાર્થે એક આશ્રમ ખુલ્લુ મુકવાનો વિચાર રાખ્યો હતો. એ આશ્રમ તેના પોતાનાજ મકાનમાં ખોલવાનું હતું. તેનું મકાન ઘણુંજ વિશાળ હતું અને જેમાં આશરે ૧૦૦ સ્ત્રીઓ સાથે બેસીને શિક્ષણ લઇ શકે તેમ હતું. રમાનો આશય શુભ હોવાથી, પન્નાએ તેના કાર્યને ઉદાર આશ્રય આપવાના હેતુથી દિલિપસિંહદ્વારા આશ્રમ ખુલ્લુ મુકાવવાનો અને રાજ્ય તરફથી પણ તે આશ્રમને નાણાંની સારી મદદ અપાવવાનો પ્રબંધ કરાવી આપ્યો હતો.

યોગ્ય અને અનુકુળ દિવસે આ આશ્રમ ખુલ્લું મુકવામાં આવ્યું. એક મોટો મેલાવડો તે વખતે ભરવામાં આવ્યો અને રઘુવીરની એક મોટી તસ્વીર ખુલ્લી મુકીને તે સાથે આશ્રમને પણ ખુલ્લુ મુકાયલું જાહેર કરવામાં આવ્યું.

આ આશ્રમ ખુલ્લુ મુકાયું તે વખતે નાગોર રાજ્યમાં એક સન્યાસી મહારાજ બહુ જ્ઞાની અને પરમ ભક્તિવાન હતા. રમાએ એમને ખાસ નિમંત્રણ આપીને તેમની પાસેથી એક ધર્મયુક્ત ભાષણ અપાવ્યું. સંન્યાસી મહારાજે પોતાના ભાષણમાં જે ધર્મબોધ આપ્યો તે ઘણોજ મનનીય હતો. તેમણે ભાષણ કરતાં જણાવ્યું કે—

"બ્હેનો અને ભાઈઓ! જગત્‌માં સદા સર્વદા સર્વ જાતનાં મનુષ્ય માત્રને માથે પરમાત્માએ ધર્મરૂપ એવી એક ફરજ નાખી છે કે જે ફરજ બજાવનારને હમેશાં સદાકાળ સુખ મળે છે. ધર્મ વિના કોઇનું કદાપી શ્રેય થતું નથી. પુરૂષ, સ્ત્રી કે બાળક જો ધર્મની દોરી ઝીલતું નથી તો તેને આ ભવાટવીમાં અપાર દુઃખ પડે છે. ધર્મ શબ્દથી ઘણાઓ ગભરાય છે. ધર્મ એટલે ઘણાક એમ માને છે કે, જે દેવને આપણે પુજીએ તેની આરાધના. પણ એ તો પુજા છે અને ધર્મની વિશાળ વ્યાખ્યાનું તે એક અંગ છે. ધર્મને કોઇ સામાન્ય નીતિ નિયમો કહે છે, કોઇ શાસ્ત્રની આજ્ઞા કહે છે અને કોઈ હૃદયની પ્રતીતિ કહે છે પણ હું એ સર્વના દોહનરૂપ અને સર્વને માટે શ્રેયસ્કર વ્યાખ્યા એ આપું છું કે, જેનાથી પરમ સુખ મળે તેજ ધર્મ; આ જગત્‌ના વ્યવહારમાં સમાધાન અને

સ્પષ્ટીકરણ કરવામાં જે સત્ય આપણને જણાય છે, તેને અનુભવવાના યત્નને સામાન્ય ધર્મ કહી શકાય. આ સામાન્ય ધર્મ જગત્‌માં સુખી થવા માટે જ્યારે ઉત્તમ નિત્યસુખની ભાવના એટલે કે મોક્ષની જે ઇચ્છા તેને પરમ ધર્મ કહી શકાય. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે, જે માણસ જગત્‌માં પ્રાણી માત્રને પોતાના આત્મા સમાન ગણે છે તે ખરો ધર્મિષ્ટ છે એમ કહી શકાય. જેણે ભેદ માન્યો તેને દુઃખ પડે છે અર્થાત જે ધર્મ તજે છે તે ઘણાજ દુઃખી દુઃખી થાય છે. દુનિયામાં મોટાં મોટાં રાજયોના ઝઘડા, સગાં સંબંધીઓમાં કલેશ વિખવાદ એ બધું થવાનું કારણ ભેદભાવનો વિચાર છે. "આ મારૂં" અને "એ તો હું કોઇને લેવા દઇશ નહીં" આવી અહંવૃત્તિ એટલે કે સ્વાર્થવૃત્તિથી માણસ ધર્મ વિસરે છે; સામાને આત્મવત્ લેખતો નથી અને તેથી ઝઘડાઓ ઘણા ઘણા થાય છે. પોતાનું અને પારકું એ ગણના તો હલકા મનવાળા ભેદ માત્રને માનનારના વિચારની સર્વ દુઃખના મૂળરૂપ ગણના છે. અર્થાત્ "જ્યાં સન્માન પામે સુન્દરી, વસે છે દેવતા ત્યહાં." આ મનુસ્મૃતિનું વાકય જો પ્રત્યેક સ્ત્રી પોતાના ધ્યાનમાં રાખશે તો તેને સમજાશે કે, કોઇને વિના કારણે દુઃખ કે કલેશ આપવું જોઇતું નથી. હું દરેકને પોતપોતાના અધિકાર પ્રમાણે જ્યાં વર્તવા

દેવામાં આવે છે ત્યાં નિષ્કંટક સુખ મળે છે. ગૃહમાં સ્ત્રીઓને હમેશાં જે કામ કરવાનું હોય છે તેમાં સંપથી હળીમળીને વિભાગ પાડી દેવામાં આવે, સર્વ સ્ત્રીઓ સરખા હિસ્સાથી જે તે કામો કરે તો કંકાસ થવાનો કયાં સંભવ હોય છે?

હિંદુ સંસારમાં કંકાસનું મૂળ એજ હોય છે કે, પ્રત્યેક સ્ત્રી પોતાનું કર્તવ્યભાન ભુલી જાય છે. તે ઉપરાંત પ્રત્યેક સ્ત્રી પોતાની સ્થિતિ ભુલી જાય છે. આ બે કારણોથીજ હમેશાં ગૃહરાજય નઠારૂં બને છે. એક સાસુ જયારે ગૃહવધુને સંતાપે છે ત્યારે તે ભુલી જાય છે કે એક વખત પોતે પણ ગૃહવધુ હતી. નણંદ પણ એવીજ રીતે પોતાની સ્થિતી ભુલી જાય છે કે બીજા કુટુંબમાં તે ગૃહવધુ છે. પોતાની સ્થિતિ ન વિસરવી એજ આનું તાત્પર્ય છે. અને પોતાનાં કર્તવ્યભાન વિષે કહી શકાશે કે ગૃહ સારી રીતે ચાલે, એવી ભાવના જો દરેક કુટુંબની દરેક સ્ત્રીમાં હોય તો તેઓ કદી પણ કર્તવ્યભાન ભુલશે નહીં. સંસારમાં વિટંબનાઓ અપાર છે. પણ પહેલાંજ કહેવામાં આવ્યું છે કે, એ વિટંબનાઓ નિવારવાના જે કોઇ પ્રયાસ કરે છે તે સદા સુખી બને છે. ગરીબ કે ધનવાન ચાહે તે સ્થિતિમાં સુખી બનવું એ આપણા પોતાના ઉપર આધાર છે. પોતાનાં ધર્મકર્મ જે વિસરતાં નથી તેઓ કદી પણ કોઇ સ્થિતિમાં જરા પણ દુઃખી થતાં નથી.

હિંદુ સંસારમાં એક દુઃખી પ્રાણીરૂપ દશા એક વિધવાની હોય છે. કમનસીબે શીક્ષિત જનસમાજ ન હોવાથી વિધવાઓ ઉપર જે કષ્ટ હિંદુ સમાજમાં પડે છે તે કષ્ટથી ઘણીવાર જીવનની કિલષ્ટતા અને અસારતાના વિચારો આવ્યા વિના રહેતા નથી.

આ આશ્રમમાં જે એક મુખ્ય બાબત ઉપર આ આશ્રમનાં સ્થાપક ધ્યાન આપનાર છે તે વિધવાઓના કલ્યાણ માર્ગ કેમ સંધાય તેજ બાબત છે એમ મને જણાવવામાં આવ્યું છે. આ બાબતને હું મહત્વની સમજું છું. મનુષ્ય માત્રે હમેશાં ધ્યાનમાં રાખવું જોઇએ કે, કોઇ પણ સમાજનું એક પણ સમભૂત દુઃખી હાલતમાં રહેવું જોઇએ નહીં. જો આ સિદ્ધાંત ધ્યાનમાં રખાશે તો જે સમાજમાં વિધવાઓ પર સિતમ ગુજરે છે તે સમાજને જરૂર પશ્ચાતાપ થશે. વિધવાઓના પરમ કલ્યાણરૂપ માર્ગ ભકિતયુકત વર્ગ છે. એ ધર્મમાં જનસેવા, પ્રભુભકિત અને જાતિયુકત અખંડ બ્રહ્મચર્ય નો સમાવેશ થાય છે. જો વિધવાઓના આ ધર્મ ધ્યાનમાં રાખીએ તો પછી તેમના તે ધર્મ બજાવવામાં શા માટે કોઇએ નસયરૂપ થવું જોઇએ ?

આ આશ્રમનાં સ્થાપક રમાબ્હેન તરફ ધ્યાન આપવા હું તમને વિનતી કરૂં છું. તેમણે છેલ્લા યુદ્ધમાં જનસેવાનું એક અનુપમ કાર્ય કર્યું છે. ઘવાયલાંઓની

સારવાર માટે તેઓએ અન્ય સન્નારીઓની મદદથી બાણો અને બંદુકની ગોળીઓની જરાકે દરકાર કર્યા વિના રણક્ષેત્રમાં ફરીને ઘવાયલાંઓની સારવાર કરી છે; તાપ તડકો કે ભૂખના દુઃખની પરવા રાખ્યા વિના રણક્ષેત્રમાં ફરીને ઘવાયલાંઓની ખંતથી બરદાશ ઉઠાવી છે. નહીં રાત, નહીં દીવસ, ભુખ, ઉંઘ, તથા દુઃખની લેશ માત્ર પરવા રાખ્યા વિના દુઃખીઓને રાહત આપવા તેઓ મથ્યાં છે. આ કાંઈ તેમનું જેવું તેવું તપ ન હતું !

તમારા સમાજની આવી જનહિતકારિણી વિધવાઓને તમે નીચી પદવી આપી છે તે માટે તમારે શરમાવું જોઇએ. આવી સ્ત્રીઓ જયારે તમારા હિત માટે વધે છે ત્યારે તમોએતેમના હિત માટે શું કર્યું ?

તમારો ધર્મ છે કે તેમનો ઉધ્ધાર કરો. જે સુખ તમને જનસેવામાંથી મળે તે સુખ જે સુખ પ્રભુ ભક્તિથી તમને મળે તે સુખ નીતીયુકત અખંડ બ્રહ્મચર્યના બળથી સદાયે તેઓ પાળી શકે, એમ તેમને વર્તવા દો. રમાબ્હેનના આ આશ્રમમાં વિધવાઓને નિરંતર ધર્મોપાસના અને ધર્મ પુસ્તકોનો અભ્યાસ કરાવવામાં આવનાર છે. તદુપરાંત તેઓને માંદાંની માવજત, સ્ત્રીઓના રોગ દુર કરવા પુરતું વૈદકીય જ્ઞાન અને ગરીબોનાં દુઃખ દુર કરવા માટે સમાજ

સેવાના સિધ્ધાન્તોનું જ્ઞાન આપવામાં આવનાર છે. કુટુંબોમાં તેમને માટે આવા જ્ઞાનની ખાસ ગોઠવણો કરવામાં આવતી નથી તેથી આવાં આશ્રમો તેમને માટે ઘણાંજ ઉપયોગી આશ્રમો થઇ પડશે.

જગતમાં સર્વ જનોના ધર્મ ઉપર અત્રે મેં તમને ટુંકમાં બની શકયો તેટલો ઉપદેશ દીધો છે.

પરમાત્મા તમને સર્વને તમારાં ધર્મકર્મનું યોગ્ય ભાન કરાવે, એવી તે પરમ કૃપાળુ તાતને પ્રાર્થના કરીને હું અત્રે વિરમું છું.

## પ્રભુની ભક્તિ.

(દોહરા.)

કાયા પરનો મેલ જયમ, સાબુથી ધોવાય;
તેમ પ્રભુભકિત થકી, મનમદ મંજન થાય.
દૂધમાં ખટાશ ભેળવ્યે, ખાટું દહીં બંધાય;
તેમ મિષ્ટ કાયા કહું, ગફલતથી ગંધાય.
જેમ નગ્ન આ દેહ તે, વસ્ત્ર થકી ઢંકાય;
તેમ હૃદયનું તેજ તે, વિદ્યાથી શોભાય.
જેમ સિંહ ઓથે રહી, ઓચિંતો દેખાય;
તેમ મોત પુછયા વિના, પાછળ ખાવા ધાય.
જેમ કરોડો સીપમાં, મોતી જૂજ બંધાય;
તેમ સુભાગી વીરલા, કોકજ સ્વર્ગે જાય.

માટે માનવ! ચેતજે, માયાના શા ઢંગ;
ભકિત સંગ નવ છોડતો, ફરી ફરી નથી પ્રસંગ.
ભુંડા! તું ભુમી વિષે, જો ભુલશે ભગવંત;
અમર તત્વ આત્મા તદા, રહે કયાં પાછળ અંત?
વિચાર કર તું મન વિષે, આત્મઘાતથી ભ્રાત;
પાપ અમાપ ખરીદએ, વળી અનુદિય ઉત્પાત.
જ્ઞાન થકી વિધાન થઈ, પ્રભુનું ધરને ધ્યાન;
માન વધે માનવ વિષે, સ્વર્ગે રહે કરી ગાન.
જો સુઝે સઘળી મતિ, મફત શીખ આ માન;
યાદ કરીશ તું રામને, પાછળ નહિ તોફાન.

(નીતીવિનોદ.)

છેવટે પણ બધાંને બનતી રીતે ધર્મ ઉપર બની શકે તેટલું વ્યાખ્યાન કરીને પ્રભુભકિત માટે પણ બે શબ્દો કહ્યા! સંન્યાસી મહારાજ સચ્ચિદાનંદજીનું આ વ્યાખ્યાન સર્વ કોઇને રૂચિકર થઇ પડયું. એ વ્યાખ્યાન પુરૂં થયા બાદ મહારાજા દિલિપસિંહે તથા રૂદ્રસિંહે તેમનો યોગ્ય શબ્દોમાં ઘણો સારો આભાર માન્યો. એ પછી આશ્રમ ખુલ્લું મુકવાનો મેળાવડો વિસર્જન થયો.

* * *

આ કથામાં હવે વિશેષ કહેવાનું રહેતું નથી.

મહારાજા રૂદ્રસિંહ તથા મહારાણી પન્નાદેવીને તેમના બંધું અને શૈલબાળા સહિત ઘણી સારી રીતે ધામધુમ સાથે નાગૌર રાજ્યમાંથી વિદાય કરવામાં આવ્યાં.

હિલિપસિંહે રૂદ્રસિંહને પોતાનું અર્ધું રાજ્ય આપવાની જે સુચના કરી હતી તેને તેણે સંમતિ આપી નહીં. તેને ઘણોજ સમજાવ્યો પણ તે એકનો બે થયો નહીં એટલે હિલિપસિંહે તે વિષે વધારે આગ્રહ કર્યો નહિં.

હિલિપસિંહે દરબારમાં કહ્યું હતું તેમ ઘવાયલાં અને મરેલા સેનાનીઓના કુટુંબીઓની એક યાદી તેના સેનાપતિએ તૈયાર કરી આપી એટલે તેણે તે દરેક કુટુંબોના નિર્વાહ જોગ વર્ષાસન બાંધી આપી એજ કુટુંબોમાંથી તેમજ બીજાં જેઓની ઈચ્છા હોય તેમનાં કુટુંબોમાંથી યુવાન છોકરાંઓને માટે "વીરકેસરી રઘુ-વીર સૈનિકશાળા" મહારાજાએ સ્થાપી, જેમાં ક્ષત્રિયોને રણાંગણમાં કેમ લડવું તેને લગતું શિક્ષણ આપવાનો પ્રબંધ કર્યો. એક દિવસે રાજ્યના તમામ પ્રજાજનોને માટે "વીરોની યાદનો દિવસ" પણ ઠરાવવામાં આવ્યો અને તેમાં સૌએ નક્કી કરેલા કાર્યક્રમ પ્રમાણે ભાગ લઇને પોતાની ફરજ અદા કરી.

* * * *

નાગૌર રાજ્યમાંથી ઘણી સારી રીતે અરિકંદનરેશ

નવવધુ સહિત ત્યાં જઈ બન્ને ભાઇઓ સદા આનંદથી રહેવા લાગ્યા.

વાંચકવૃંદ! આમ દંપતિઓ સુખમાં દિવસો પસાર કરવા લાગ્યા. વર્ષ એકના અવધિ પછી નાગોર રાજ્યની પ્રજા એ વાત જાણીને હર્ષિત થઈ કે, અરિકંદ રાજ્યને ગાદીવારસ યુવરાજ મળ્યો છે. સુખ, આનંદ, પ્રેમ અને શાંન્તિના કાળમાં આવા સમાચાર કોને હર્ષ-દાયક થઈ પડે નહીં?

દિલિપસિંહે ખુશીની વાત જાણી એટલે સર્વ રાજ્યદરબારીઓમા વાજીંત્ર વગડાવ્યાં ને વળી સાકર પણ ઉછાળી! અને પ્રપૌત્રના સુખથી પોતાનું જીવન તેણે ધન્યરૂપ માન્યું.



# અભિપ્રાયો.

## સાહિત્ય, મે, ૧૯૨૩.—

"ગુજરાતિ ભાષામાં પાકશાસ્ત્રને લગતાં ઘણાં થોડાં પુસ્તકો પ્રગટ થયાં છે એ નવાઈ જેવું લાગે છે. ગુજરાતમાં રસોઈની કળા ઘણી આગળ વધી છે એટલુંજ નહીં, પણ ઘણી સ્વાદિષ્ટ વાનીઓ બનાવવાનું માન ગુજરાતની સ્ત્રીઓને મળી શકે. અત્યાર લગીમાં બે ત્રણ પુસ્તકો બહાર પડયાં હતાં. . . . શરૂઆતમાં ઘર ઉપયોગી રસોઇ કળા, પાક સંસ્કાર, અને ઘર ઉપયોગી પદાર્થની પરીક્ષા તથા ખોરાકની સૂચના આ ચાર ઉપયોગી નિબંધ આપ્યા પછી જૂદી જૂદી વાનીઓ કેમ બનાવવી તેની સૂચનાઓ છે. ભાત, ચટણી, રાયતાં, શાક, મિષ્ટાન, અથાણું વગેરે વાનીઓ જૂદી જૂદી જાતની અને જૂદી જૂદી રીતે કેમ બને તે અંદર જોઈતી ચિજોના પ્રમાણો સાથે સ્પષ્ટતાથી સમજાવ્યું છે. વાનીઓની સંખ્યા ઘણી મોટી છે, એ આ પાકશાસ્ત્રની ખરી ખુબી છે. . . ઘણી બહેનોને રસોઇ વિષે ઘણું ઓછું જ્ઞાન હોય છે; અને રસોઈ એ હિંદુઓના ઘરની વિદ્યા અને કળા બંને છે, એ લક્ષમાં રાખીએ તો 'પાકશાસ્ત્ર' જેવો ગ્રંથ ગુજરાત સમક્ષ મૂકનાર બહેનોએ રોજને રોજની ચાલુ સેવા આપણને અર્પી છે, એમ કહેવું એ અતિશયોકિત નથી."

સાંજ વર્તમાન, તા૰ ૧૧ મી જુલાઇ ૧૯૨૩.—

"આ પકવાન પોથીમાં ખાસ્સી ૩૦૦ જુદી જુદી વાણીઓ તે પકાવવાની સમજ સાથે આપેલી છે. લખનાર બેહેનોએ બહાર પાડેલું પુસ્તક એ બેહેનોની કોમની બેહેનપણીઓને ઉપયોગી થઇ પડશે ખરૂં. જુદી જુદી વાણીઓ પકાવવાની સમજ ઉપરાંત ઘર ઉપયોગી જુદી જુદી વસ્તુઓની પરિક્ષા કેમ કરવી તેને લગતી સમજણ પણ આપેલી છે. એટલે હિંદુ બેહનોને રસોઈ બનાવવામાં એ પુસ્તક ઠીક ઉપયોગી થઇ પડશે. ખોરાક સંબંધી તેમાં આપવામાં આવેલી સુચનાઓ તથા જુદા જુદા પદાર્થો કયા કયા વર્ગને ઉપયોગી છે તે સંબંધી હુકીકત પણ અચ્છી મદદગાર થઇ પડશે,

બીજી કોમોના વેજીટેરયનોને તેમજ પારકી કોમની વાણીઓના શોખીન બીજા પારસીઓ તથા મુસલમાનોને પણ એ હિંદુ પકવાન પોથી સારી ઉપયોગી થઈ પડશે. મારી હુમદીન બેહનોને પોતાનો ઘર સંસાર ચલાવતાં આ "પાકશાસ્ત્ર" ની ચોપડી ઉપર પણ વખતો વખત નજર દોડાવવાની હું મજબુત સીફારસ કરોશ. તેમાંથી તેઓને ઘણી નવી વાણીઓ જાણવાની, તે પકાવતાં શીખવાની અને તેનો સ્વાદ પોતે ચાખવા ઉપરાંત પોતાનાં કુટુંબીઓને સરઅવસરે ચખાડવાની ઘણી અચ્છી તક મળશે. તેથી વળી ખોરાકી પકાવવાનાં તેઓનાં જ્ઞાનમાં ધરખમ વધારો થવા પામશે. રાંધણુ કળાના હુન્નરની આ ચોપડી હિંદુઓ ઉપરાંત બીજી કોમો તરફનાં ઉ-તેજનને પણ એક સરખી લાયક છે."

# ત્રીરત્ન ગીતા

અને

# સર્વ પુજનાવિધિ.

## (ગુજરાતી લીપીમાં.)

આ પુસ્તક મહાભારતમાંના ત્રણ રત્ન છે. શ્રીમદ્ ભગવદ્ ગીતા, વિષ્ણુસહસ્ત્રનામ, અનુસ્મૃતિ એ ત્રણે રત્નરૂપ હોવાથી ગ્રહણ કરવા યોગ્ય છે.

આપણા હિન્દુ ધર્મના અનેક સંપ્રદાયો વિવિધ પ્રકારના આચાર વિચારમાં ભિન્ન ભિન્ન માર્ગે પ્રવર્તે છે, છતાં શ્રીમદ્ ભગવદ્ ગીતા માટે સર્વ સંપ્રદાયો એકીસ્વરે પ્રશંસા કરે છે અને અન્ય મતાંતરો તજી દઇ આ સર્વ સામાન્ય ધર્મપુસ્તકને નમન કરે છે.

# વિષયાનુક્રમણિકા.




મળવાનું ઠેકાણું:—

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,**

કાલબાદેવી રોડ, મુંબઈ.